# મનસુર મોહેના.

પોલીટીકલ ભોમીઆ માટે ખાસ

અનુવાદ કરનાર

**અબદુલ કરીમ કાસમ છેલ.**

ઉપલેટા—કાઠિયાવાડ.

પોલીટીકલ ભોમીઆ ઉપરથી

છપાવી પ્રગટ કર્તા

**પઠાણ નીઝામખાન નુરખાન વકીલ.**

લાલ દરવાજા—અમદાવાદ.

સંવત ૧૯૭૫. સન ૧૯૧૯.

કીંમત રૂ. ૨—૪—૦

# અર્પણ પત્રિકા.

## મે. મુરબ્બી શેઠ ઉમ્મરભાઈ ગાજી સીલ્લુ.

અલીઆબાડા.

મેમણુ કોમ આજ કાલ વહેપારમાં દિન પ્રતિદિન આગળને આગળ વધતી જાય છે. આપ પણ તેજ કોમ માંહેના એક હોઈ આપે આપની સાધારણ સ્થિતિમાંથી નીતિ અને પ્રમાણિકપણે વહેપાર ખેડીને ખુદાની મહેરબાનીથી હાલની આબાદ સ્થિતિ મેળવી અને એ મેળવેલા દ્રવ્યનો જાહેર સખાવતોમાં સારો સદ્વ્યય કર્યો છે અને કરોછો તેમજ ઇસ્લામી સાહિત્ય તરફ પણ ઉમદા ખ્યાલ અને કદરસનાશી બતાવી ઘટીત મદદ આપતા રહ્યા છો એ ઉપરાંત આપ સાહેબે તા. ૨૭—૪—૧૯ ના રોજ અમારી ઑફીસની જાતે મુલાકાત લઈ અમને ભારે એહશાનમંદ કીધા છે. તેની યાદગીરી તરીકે આ **મનસુર મોહેના** આપ સાહેબની પરવાનગીથી આપ સાહેબને સમર્પણ કરી હું મને પોતાને કૃત્ય કૃત્ય થયો સમજુંછું.

આપનો

**નીઆમખાન.**

# અનુક્રમણિકા.







# શરૂઆતના બે બોલ.



મહાન ઉર્દુ સાહીત્યના ચુસ્ત પુજારી અને પ્રખ્યાત લેખક "મોલવી મોહમ્મદ અબ્દુલ હલીમ **શરર**" ની મશહુર નોવેલ "મનસુર–મોહેના"નું ગુજરાતી ભાષાંતર આજે વાંચક સમક્ષ પુસ્તક આકારે રજુ કરતાં ઘણો આનંદ થાય છે. આ વાર્તા અમદાવાદથી પ્રગટ થતા લોકપ્રીય પેપર "પોલીટીકલ ભોમીઓ"માં લગભગ એક વર્ષ સુધી ચાલુ રહી હતી, અને હજારો વાંચકોનું મનહરણ કરવામાં ફત્તેહમંદ થઈ હતી. તેને પુસ્તક આકારે બહાર પાડવા માટે થયેલી અસંખ્ય માગણીઓ તેની ફત્તેહમંદીનો પુરાવો છે.

સુલતાન મહેમુદ ગીઝનવીના સમયની આ વાર્તામાં મુસલમાનોની મથુરા અને અજમેર પરની ચઢાઈ, તેમનો ધાર્મિક જોશ અને શુર-વીરતાનો આબેહુબ ચીતાર વાંચક સમક્ષ રજુ થાય છે, તેમજ કેવા વીચીત્ર સંજોગો વચ્ચે નવજુવાન મનસુર, શાહજાદી મોહેના, અને હુરસ્વરૂપ ઉઝરાનાં પ્રેમની કરૂણ રસીક કહાણી વાંચતાં વાંચકનાં મન ઉપર ઉંડી અસર થયા વગર રહેતી નથી.

વાંચક વર્ગને જણાવવાની રજા લઉં છું કે, હું ન તો કોઇ લેખક છું, કે ન તો કોઈ વિદ્વાન છું, તેમજ ઉર્દુ ભાષાની એવી ઉચ્ચ કેળ-વણી મને પ્રાપ્ત થઈ નથી, કે જેથી આ ભાષાંતર ખામી વિનાનું નીવડે, સાહિત્યના શોખે મને આ ભાષાંતર કરવા પ્રેર્યો છે, અને મારો

આ પ્રથમજ પ્રયાસ હોવાથી તેમાં હજારો ખામીઓ હશે, પરંતુ વાંચક તેને દરગુજર કરી, તે ખામીઓ તરફ ન જોતાં માત્ર સાર ગ્રહણ કરશે, તો હું મને મારા આ કાર્યમાં ફત્તેહમંદ થયેલો ગણીશ.

આ વાર્તાનો ગુજરાતીમાં અનુવાદ કરવા માટે મારા મેહેરબાન મિત્રો મી. મોહમ્મદ રહેમતુલ્લાહ વીધાણી તથા મી. હાજી ઓસમાણ અલ્લી મોહમ્મદ વીધાણી તરફથી મને ખાસ ભલામણ થઇ હતી, તથા મી. જમાલખાન હુશેનખાન પઠાણે અને મી. અલ્લી ઉમર ચૌહાણે કેટલીક કીમતી સુચનાઓ કરી હતી, જેને માટે તેમનો ઉપકાર માનુંછું.

છેવટે "પોલીટીકલ ભોમાઓ" પેપરના ઉત્સાહી માલેક અને એડીટર જનાબ નુરખાન અમીરખાન વકીલ તથા મેનેજર જનાબ નીઝામખાન નુરખાન વકીલનો આભાર માનવા વગર રહી શકતો નથી, કે જેમની શુભ કોશીશના પરિણામેજ આ વાર્તા પ્રથમ "પોલીટીકલ ભોમાઓ" પેપરમાં પ્રગટ થઇ હતી, અને આજે પુસ્તક આકારે વાંચક સમક્ષ રજુ થાય છે.

નગીના મોહલ્લો<br>ઉપલેટા. તા. ૬–૫–૧૯ } લી. ખાદામે ઇસ્લામ.<br>**અબદુલ કરીમ કાસીમ છેલ.**

# પ્રસ્તાવના.



વર્તમાન સમયમાં બનતા બનાવો કે હવે પછી ભવિષ્યમાં બનવાના બનાવો, એક સમયે ભૂતકાળની ગતિને પામશે; કેમકે સમય પોતાનું કામ કર્યે જાય છે અને જેને આજે વર્તમાન બીના કહીએ છીએ તે બીજે દિવસે ભૂતકાળની બીના થઇ પડશે. એ એક કુદરતી નીયમ છે. માલીકની કળા અકળીત છે અને તે કોઇના માપ્યામાં આવી શકતી નથી. જેને આપણે અત્યારે ભૂતકાળની બીના કહીએ છીએ તે પણ એક કાળે વર્તમાન બીના હતી. તેને પણ એક વખત વર્તમાન લાગ્યો હતો. આજે તે બીનાઓ પ્રાચીનના સ્વરૂપમાં ફરી ગઇ. મહેમુદ ગીઝનવીના બનાવો અત્યારે પ્રાચીન અવસ્થાને પામ્યા છે. તેમના વખતમાં મનસુર નામના સરદાર અને તે વખતના અજમેરના મહારાજની મોહેના નામની કુંવરી ઉપરથી ઉર્દુ મહાન લેખક મૌલાના શરરે **મનસુર મોહેના** નામનું એક ઘણુંજ દીલ આકર્ષક વિદ્વતા પુરઃસર એક પુસ્તક તૈયાર કરેલું છે જેનો આ અનુવાદ છે.

આ પુસ્તકના અનુવાદક મી. અબદુલ કરીમ કાસમ છેલ ઉપલેટાવાસી એક ઉછરતા યુવાન છે, તેઓ વિદ્વાન હોવાનો દાવો કરતા નથી તેમ લેખકનો ધંધો કરી તેમાંથી પોતાનો નિર્વાહ ચલાવતા નથી પરંતુ શોખની ખાતર અને મુસલમીન હમદર્દીની ખાતર ઉર્દુ ભાષાનું પોતાનું ટુંક જ્ઞાન હોવા છતાં જેટલું બની શકે તેટલું સારા પ્લોટમાં સારી જેહમત ઉઠાવી અમારા પોલીટીકલ ભોમીઆ માટે અનુવાદ તૈયાર કરી અમોને મોકલી આપી સારી એવી મદદ કીધી છે. અનુવાદક કબુલ કરે છે કે, પોતે ઉર્દુ ભાષાના વિદ્વાન નથી તેમ સારૂં ઉર્દુ જાણે છે તેવો દાવો કરતા નથી તેથી વાંચક બંધુઓને જો કંઇ ભાષા દોષ જણાય તો તે સુધારી વાંચશો. અને એમ કરવું એ અનુવાદકને ઉત્તેજન આપવા અને ઉત્સાહપ્રેરવા બરોબર છે.

મી. છેલે પોતાના શોખથી પોલીટીકલ ભોમીઆ માટે લખેલી આ ખાસ વાર્તા પોલીટીકલ ભોમીઆમાં છપાવી શરૂ થઇ ત્યારથીજ તેની ગુંથણીમાં ગુંચવાઇ જઇને, તેની પવિત્રતામાં પરવરી જઇને, તેની મોહકતામાં મુંઝાઇ જઇને, અને તે પોલીટીકલ ભોમીઆમાં ધીમે ધીમે અને કટકે કટકે છપાતી હોવાથી ધીરે ધીરે પ્રગટ થવાથી ધીરજ હારી જઇને, ગ્રાહકોના ઉપરા છાપરી—એક પણ ટપાલ બાકી ન હોય તેવી રીતે અનેક કાગળો મનસુર મોહેનાને પુસ્તકના રૂપમાં પ્રગટ કરવાના આવતાજ રહેલા હોવાથી,—જુઓ કે હજુ પેપરમાં વાર્તા થોડા અઠવાડીઆ જેટલી બાકી ચાલુ છે તે છતાં તેને પુસ્તકના રૂપમાં પ્રગટ કરવાની જરૂર પડી છે અને તેથી પ્રુફસ વાંચવાનું કામ ઘણુંજ ત્વરાએ કરવું પડયું છે જેથી પ્રુફસમાં પણ ભૂલચુક રહેવા પામી હોય એ અસંભવિત નથી. અને તેથી તેવી ભૂલો દરગુજર કરી વાંચવાની વિનંતિ કરવામાં આવે છે.

છેવટ અનુવાદક મી. અબદુલ કરીમ છેલનો અમારા શુદ્ધ અંતઃકરણથી ભારે ઉપકાર માનવો જોઇએ છે. કેમકે તેઓએ વખતો વખત અમારા પેપરને લેખો વાર્તા વિગેરે પુરા પાડી ઇસ્લામી ભાઇઓની અને ઇસ્લામી ધર્મની સારી સેવા બજાવતા આવ્યા છે. તેઓની અમારા તરફ અપૂર્વ લાગણીનો આ પુરાવો કાંઇ જેવો તેવો નથી કે, તેઓ સાહેબને પુરતી ફુરસદ નહિ હોવા છતાં આ મનસુર મોહેના તૈયાર કરીને કંઈ પણ જાતનું મહેનતાણું લીધા સિવાય કે કોઇ પણ જાતના હક રાખ્યા સિવાય અમોને સુપરત કરી છે. તેમની એ ભલી લાગણીના માટે અમો સદાના આભારી છીએ. અને ઇચ્છીએ છીએ કે, તેઓ તેવીજ રીતે અમારા તરફ માયાળુ મિત્રતા જાળવી રાખશે.

**પ્રકાશક.**

# મનસુર મોહેના.

## બાબ પહેલો.

### ફતેહ અને માઠા સમાચાર.

અમારી વાર્તાની શરૂઆત સને ૩૯૫ હીજરીમાં થાય છે, હીજરતની પહેલી સદીમાં ફતેહોના જે મોજાં એક તરફ આફ્રીકાને ઓળંગી જુના લોસીયા અથવા મહાન હીસ્પાનીયા સુધી પહોંચી ગયાં, અને બીજી તરફ શામ. અને એશીઆમાઈનર, અને આ તરફ ઈરાનથી ઉતરી, ખુરાસાન થઈ અફઘાનીસ્તાન સુધી આવી ગયાં હતાં, આ વરસમાં તેની લહેરો હીંદુસ્તાનની સરહદોને ટક્કર દઈ રહી હતી, અને અટક નદીના કાંઠા તે મહાન લડાઈઓના અખાડા બની ગયા હતા, જેઓએ છેવટ હીંદુસ્તાનમાં આર્ય બહાદુરોની કુવ્વતને તોડી મુસલમાનોને ફતેહમંદ બનાવ્યા, હિંદની આ પ્રખ્યાત નદીની બન્ને બાજુ કાંતા રેતીના રણો નજરે પડે છે, જે રાજપુતાનાની ઘણે દુર સુધી ખાલી મેદાન પડેલાં છે જેમાં દરેક બાજુ સર જમીનનો નમુનો બનાવી રહ્યાં છે, અથવા કાળા પત્થરોની પહાડીઓ જે એકજ હારમાં જતાં જતાં અફઘાનીસ્તાન મુસ્કેલીથી જઈ શકાય, એવી પહાડીઓથી મળી ગઈ છે, અહીં લુંટફાટ કરનારી સખ્ત કોમો વસે છે, જેઓને

લીધે કેટલેક વખતે ખુનરેજી અને લુંટફાટનું બજાર તેજ રહે છે, પરંતુ આ દહાડાઓમાં અશાન્તિનું જોર ઘણું વધ્યું છે, કેમકે એક બાજુ આખા હિંદુસ્તાનની સઘળી ફોજો ચોતરફથી એકઠી થઈ છે, અને એક બાજુ તુર્કિ અને અફઘાન સિપાઈ કુરઆનના ધર્મને લઈ આવેલા છે, અને અહીં જીત મેળવી આગળ વધવા ઇચ્છે છે.

આની પહેલાંની લડાઇઓએ હિંદુ રાજાઓના દિલમાં દહેશત ફેલાવી છે, અને તે દહેશતે રૈયતપર એટલી અસર કરી છે, કે ખેતીકારો અને ગામડીઆઓ પોતપોતાના ઘરોમાં બેસી રહ્યા છે, મુસાફરોએ આ રસ્તાઓ પર ચાલવાનું છોડી દીધું છે, સિપાઇઓમાંથી પણ જો કોઈ કામ માટે ફોજની બહાર નીકળવા ઇચ્છે છે તો તે એકલો નિકળતો નથી, પરંતુ પોતાના તરફના ઘણા સિપાઇઓની ટુકડી લઇ નિકળે છે, જો કોઈ એકલો કોઈ તરફ નિકળી ગયો, તે કાંતો પોતાના હરિફોને હાથે ટપાઇ મર્યો, અને કાંતો કેદ પકડાયો, સ્ત્રીઓ કે જેઓને સવાર પડતાંજ નદીમાં જઇ ન્હાવાની ટેવ પડેલી છે, તેઓ આજે પોતાના ઘરોમાં બેઠી ધ્રુજી રહી છે, કે જોરાવર અને જુલ્મી તુર્કિ સિપાઇઓ પકડી લઈ લોંડી ન બનાવી લે, અટક નદીના કાંઠાપર જે મંદીરો આવેલાં છે, અને જેઓની ભવ્ય અને ખુબસુરત ઇમારતોથી આ જંગલની શોભા છે, ને બધી વેરાન ચુપચાપ પડેલી છે, થોડાજ દહાડા પહેલાં આ મંદીરોમાં દેવતાઓની પુજા મોટી ધામધુમથી કરવામાં આવતી હતી, ખાસ કરીને સવારને વખતે ઘંટ અને થાળીઓના અવાજ વધુ સંભળાતા, તે તલવારો જેઓએ શામ તથા રૂમમાં ઇસાઇઓના ગીરજાઓ વેરાન કર્યાં, જેઓએ ઈરાનના મજુસીઓનાં આતશખાના ઠંડા કીધાં તેઓની છાયા હવે આ મંદીરો પર પડેલી છે.

અટક નદીના પૂર્વ કાંઠાપર એક સપાટ હરીઆલી પથરાએલી છે, જે મુસાફરોને સિંધ દેશ સુધી પહોંચાડે છે, કદી અહિં તે મુસાફરો નજરે પડતા, કે જેઓ મધ્ય એશિઆથી હિંદમાં આવતા અથવા પંજાબથી સિંધ તરફ જવા ઇચ્છતા, પરંતુ અફસોસ! આ વખતે આ જંગલને આપણે બિલકુલ વેરાન જોઇએ છીએ, જો કે નદી પાસે છે, તેથી પક્ષીઓ હરેક તરફ મોટે ભાગે નજરે પડે છે, જેઓ પોતાની સ્વતંત્રતા પર એટલાં તો મગરૂર છે, અને એટલા આનંદ અને જોશથી કલ્લોલ કરી રહ્યાં છે, કે જાણે તેમને દેશના ચાલી રહેલા મામલા અને બરબાદીની કંઇ પરવા નથી, જો કે દહેશતની ઋતુ છે, પણ ગરીબ ભરવાડો પોતાનાં મુગાં જાનવરો ચારવા માટે આવેલા છે, છતાં પણ ગભરાઇ ગભરાઇ ચોતરફ જોતા જાય છે, કે ક્યાંક એમ ન બને કે કોઇ તરફથી મુસલમાન સિપાઇઓ આવી પડે, અને જાનવરોને પકડી લઇ જાય.

આ વખતે પોહોર દહાડો ચડ્યો હશે, ઉન્હાળાનો સૂર્ય હિંદની સર જમીનપર પ્રકાશ્યો, તેની ગરમીથી જણાતું હતું, કે હિંદના હિંદુ રાજાઓનો કાસદ બનીને આવેલો છે, અને હિંદના લોકો તરફથી જે તૈયારીઓ મુસલમાનોને આવતા અટકાવવા ચાલી રહી હતી, તેનો નમુનો દેખાડે છે, જંગલની રેતી ગરમ થઇ ઉડવા લાગી છે, તે એવા વિચારથી કે તુર્કિ સ્વારો આવી પાયમાલ કરવા ન લાગે. અને ઝેરી વંટોળીઆની પીઠપર સ્વાર થઇ જીંદગીમાંજ આસમાનની મુસાફરી કરવા તૈયાર થઇ છે, અથવા કદાચ હિંદની સરજમીનની જુની ટેવ પ્રમાણે પોતાના હિંદુ હાકેમોથી નિમકહરામ અને બેવફા બનવા તૈયાર થઇ હોય, અને તેઓની તરફ ફરીને પોતાની ઇસારારૂપી જીભથી કહી રહી છે કે, "મુસલમાનોથી લડવું, એ સૂર્ય સામે ધૂળ ઉડાડવા બરા-

બર છે" આ હાલમાં ઉત્તર દિશા તરફથી એક ફોજ જાહેર થઇ છે. આ ફોજ એટલી બધી તેજીથી આગળ વધે છે, કે જે દેખાવમાં અમોને મળી છે, કાંતો તે હમણાં આસમાનની ઉત્તર છેડા સાથે મળેલી હતી, અથવા હમણાં જોતજોતામાંજ મેદાનની વચ્ચોવચ આવી ગઇ, સ્વારોનો પોશાક અને તેમના હાથપગની બનાવટ દેખાડી રહી છે, કે આ ચહેરાઓ જે સર જમીનપર સફર કરી રહ્યા છે, ત્યાંનીજ માટીથી તેમના બાંધા બનેલા નથી, ઉજળા લાલલાલ ચહેરા, પહોળી છાતી, અને જાડા હાથ પગ, લાંબી લાંબી દાઢીઓ, અને તેજસ્વી આંખો, કે જેમાંથી ગુસ્સાને વખતે ચિંગારીઓ નીકળવા માંડે છે, આ સર્વે એવી ચીજો છે કે જે તેઓને ખાસ હિંદના વતનીઓથી જુદા પાડી રહી છે.

આ સ્વારોની સંખ્યા છસેંથી વધારે નહિ હોય, અને તેઓનો સરદાર કે જે એક ખુબસુરત નવજવાન છે, તે બહાદુરી અને જુવાનીના જોશથી ભરેલો આગળ આગળ જઇ રહ્યો છે, રીવાજ પ્રમાણે સિપાઇઓ પોતાના સરદારનો હુકમ પાળે છે, પરંતુ આ નવજુવાનની પાછળ પાછળ તેઓ જેવી રીતે જઇ રહ્યા છે, તે ઉપરથી માલુમ પડે છે કે, તેઓ તેને તાબે હોવાં ઉપરાંત તેનો રૂવાબ તથા અદબ પણ તેઓના દિલમાં કેટલેક દરજ્જે રહેલો છે, આ જુના જમાનામાં આટલો જાપ્તો અને દેખરેખ ક્યાંથી હોય! પરંતુ ફક્ત નવજુવાનના રૂવાબ અને જાસાએ સ્વારોને એટલા તો કાબુમાં લીધા છે, કે બીજા કોઇપણ ઉપાયોથી તેમ બનવું અસંભવિત છે, ચાલતાં ચાલતાં નવજુવાન સરદારે લાંબા સાદે પોકાર કર્યો, "ચહચ્યા! ચહચ્યા!"

એક કદાવર પુરૂષ કે જે બધા સ્વારોની સાથે સાથે જઇ રહ્યો હતો તે આગળ વધ્યો, અને તેની પાસે આવી અદબથી સલામ કરી

ચુપચુપ ઉભો થઇ રહ્યો.

નવજવાન—તમે તો આ રસ્તાઓથી માહીતગાર છો, આ જ રસ્તો છે ને?

યહચ્યા—હજુર, આજ રસ્તો છે, અને એમાં કંઇ શક નથી, કે તે નાસીને આ જ રસ્તેથી ગયો છે.

નવજવાન—હજી સુધી તો ક્યાંએ પત્તો લાગતો નથી, પરંતુ ક્યાંક પણ હશે. અમારી તલવારોથી નાસી ક્યાં જઈ શકે છે?

યહચ્યા—આ તલવારો હંમેશાં ફત્તેહમંદ નીવડી છે, તથા પોતાનું પાણી દેખાડી રહી છે, અને દુનિયાને કુફર તથા શીર્કથી આજ તલવારોએ પાક અને સાફ કરી છે.

નવજવાન—પરંતુ હજુ હિંદુસ્તાન બાકી છે.

યહચ્યા—તેને ખુદાએ અમારા સુલતાન તથા આપની જાતપર સુલતવી રાખ્યું હતું, હવે તે વખત આવી પહોંચ્યો છે, કે આપની બહાદુરી અને હિમ્મત આ દેશમાં પણ ફત્તેહમંદીની સાથે દિન ઇસ્લામનો ઝુંડો ઉડાવે.

નવજવાન—મોહમ્મદ બીન કાસીમના બાદ આજ સુધી તો કોઇની આ બાજુ આવવાની હિંમત ચાલી નથી.

યહચ્યા—હજુર અહીંના રાજાઓ અને રજપુત સિપાઇઓ ઘણા બહાદુર છે, તેઓનું જોર તોડવા માટે સુલતાન જેવા બાહોશ ઇસ્લામી બાદશાહ હોવા જોઇતા હતા.

નવજવાન—હોવું જોઇએ, પરંતુ સુલતાનનો તો ઇરાદો છે કે, આ રાજાને તેની લુચ્ચાઇ અને નાફરમાનીની સજા આપી ગીઝની પાછા જવું.

યહ્યા—સુલતાનને ફત્તેહોનો ઘણો શોખ છે, આ દેશને તેઓ ફત્તેહ જરૂર કરશે. હમણાં નહિ તો પછી.

નવજવાન—હા, એ બરાબર છે, પણ હું તો પાછા જવાની વિરૂદ્ધ છું, અલ્લાહના કલામમાં અમોને કોનો ડર હોઇ શકે! યહ્યા! એનો મુકાબલો થોડા કરી શકે છે?

યહ્યા—વ્યાજબી છે, કેટલીકવાર અનુભવમાં આવ્યું, કે તુર્કો અને અફઘાનોએ રજપૂતો માટે નાસી જવું તંગ કરી દીધું, પરંતુ હજુર ખરૂં તો એ છે કે, હજી સુધી સરહદપર જ લડાઇઓ થયેલી છે, જ્યારે ફત્તેહનાં મોજાં રૂપી સુલતાનની ફોજ સિંધુ નદીથી આગળ વધશે. તે વખતે રજપૂતોથી લડાઇઓ થશે, અને જણાશે કે રજપૂતોના દિલ કેટલાં મજબૂત છે.

નવજવાન—શું તને આપણા સિપાઇઓનો અનુભવ નથી મળ્યો? રજપૂત હજાર ગણા શૂરવીર અને બહાદુર હોય, પરંતુ આ લોકોની સામે કંઈ હિસાબજ નથી, હા, હું કબૂલ કરૂં છું કે, તેઓ પૂરા સિપાઈ હોય છે, પરંતુ આ તુર્કિ જવાનોની સામે એક દહાડાથી વધુ ઉભા રહી શકતા નથી, હવે તો ચાલીએ છીએ. જલદી કરવી જોઇએ. ચાલો! ચાલો!

આટલું કહેતાં નવજવાન પોતાનો ઘોડો આગળ ચલાવે છે, તેની સાથેના સઘળા સિપાઈ સ્વારો ઘોડાની લગામ ઢીલી મૂકે છે, અને ફત્તેહમંદ ઘોડાઓ હવાથી વાતો કરવા લાગે છે, નવજવાનના હાથમાં જે વાવટો છે તે પવનમાં લ્હેરાતો લ્હેરાતો એકાએક થોભી જાય છે. તેનું કારણ એ હતું કે, તેણે પોતાના ઘોડાને ચાલતાં ચાલતાં તુરત રોકી લીધો હતો, નવજવાન થોડીવાર સુધી મનમાં વિચાર કરી પોતાના

સ્વારો તરફ ફરીને કહે છે. બહાદુરો! શૂરવીરતા અને અજમાએશનો વખત આવી ગયો. હિંદુ સામે દેખાય છે. જુઓ હવે પરંતુ આ લોકોથી લડવું શું? નાસી જતાઓને મારી લેવા કંઈ મુસ્કેલ કામ છે?

જે વખતે નવજવાને આ બોલવાનું શરૂ કર્યું હતું તે વખતે કેટલાક હિંદુ સ્વારો નજરે પડતા હતા, જે હવે સાફ સાફ દેખાય છે, તેઓની સંખ્યા પણ થોડી નથી, એમ જણાય છે; જેટલી વારમાં નવજવાને બોલવું પૂરૂં કર્યું, તેટલીજ વારમાં તેઓ તેમની લગોલગ આવી પહોંચ્યા, તલવારો મ્યાનથી કાઢી લીધી, અને એટલા જોરશોરની સાથે આગળ વધ્યા, કે જાણે જીવ આપવા માટેજ વધ્યા હતા. મુસલમાનોના હુમલાની વાટ નહિ જોતાં તેઓએ પોતાની મેળે એવી બહાદુરીથી હુમલો કર્યો કે તેઓ તલવારો ફેરવતા ચાલતા હતા, અને ભાટો તેઓનાં વખાણનાં ગીતો ગાવામાં પોતાની હોંશિયારીનું તેજ ઉંચા શબ્દોમાં બતાવી રહ્યા હતા, આ તરફથી નવજવાનના સિપાઇઓ પણ આગળ વધ્યા, અને બન્ને તરફનો દરેક સિપાઇ એકેક મોતનો ફિરસ્તો બની ગયો, જો કે રજપૂત સંખ્યામાં પાંચસોથી વધુ નહોતા, પરંતુ તેઓ એવી શૂરવીરતાથી લડ્યા, કે દહાડો વીતી જવા આવ્યો તે વખતે મુસલમાન સિપાઇઓ વધુ તેજીથી લોહી રેડવા લાગ્યા, અને સૂર્ય આથમતાં પહેલાંજ હરિફોને વિખેરી નાંખ્યા, એકાએક હિંદુઓના બસો સવારો કે જે કંઇક જરૂરિયાતને લીધે આ તરફ નિકળી આવ્યા હતા, તેઓ પોતાના ધર્મબંધુઓની મદદ કરવા તૈયાર થયા, અને તુરતજ હુમલો કર્યો, મુસલમાનોના દિલમાં એક જાતનો ડર પેદા થયો, પરંતુ નવજુવાને એવા જોશના શબ્દો કહ્યા અને એવી ખૂબીથી રજપૂતોની બહાદુરીના મુકાબલામાં શૂરવીરતાના જવાબો આપ્યા, કે આ તરફ રાત પડી, અને હિંદુઓના પગ ઉખડી ગયા.

હવે શું હતું, તુર્કિ સિપાઇઓ એકાએક ટૂટી પડ્યા અને દિલ હારી જનારા દુશ્મનોને કાપવા લાગ્યા, કેટલાક તો નાસી ગયા કે, જેઓને પકડવા નવજવાને પણ તેમની પૂંઠ પકડી મારતે ઘોડે નિકળી ગયો, બાકીના કેટલાક કપાઇ મૂઆ, અને ઘણાઓ કેદ પકડાયા, લડાઇની ગડબડ શાંત થતાં જોવામાં આવ્યું કે, આખું મેદાન બહાદુરોના લોહીથી રંગાએલું હતું. પોતાના કોમી જોશપર જીવ દેનારાઓ શાંતિથી લોહીમાં તરબોળ મેદાનમાં સુતેલા અને મોતના સ્વપ્નની મજા ચાખી રહ્યા હતા, તે ગરીબ રાજા પણ અત્યારે મુસલમાનોનો કેદી બન્યો હતો, કે જેની પૂંઠે મુસલમાનો આવ્યા હતા તેની સ્વતંત્રતા છીનવી લેવામાં આવી હતી, અને તે દુશ્મનોના પંજામાં સપડાયો હતો, મુસલમાનોનો બીજો સરદાર યહય્યા તેને પોતાના તંબુમાં લઇ ગયો, અને તે નવજવાન કે જેના ના જતા હિંદુઓની પૂંઠે પડ્યો હતો, તેની વાટ જોવા લાગ્યો, કે તે આવે તો આ રાજાને તેની વર્તણૂંકની સજા આપવામાં આવે. રાત જેમ વિતતી જાય છે, તેમ તેમ તેને એક જાતની ફિકર પેદા થાય છે, તેનામાં સબુરીની શક્તિ ન રહેતાં ગભરાઇને રાજાને પૂછવા લાગ્યો.

યહય્યા—છેવટ તમોને તમારી હુલ્લડાઇભરી વર્તણૂંકની સજા મળી, શું તમો જાણતા નહોના કે અમારા સિપાઇઓની શૂરવીરતા એવી નથી, કે તમે તેમનો મુકાબલો કરી શકો, એટલુંજ નહિ પરંતુ તેમની તલવારોથી પોતાના જીવ પણ બચાવી શકે! જો અમારા સુલતાનને તમે પોતાના બાદશાહ તરીકે સ્વિકારતા નહોતા. અને દિલ્લીના રાજાની ફરમાબરદારી કરતા હતા. મેં સાંભળ્યું છે કે તમે તેના મુકાબલામાં પણ હુલ્લડાઇનો વાવટો ઉચો કર્યો હતો અને આ તે નિમકહરામીનો બદલો છે, હજુ સુધી તો ગીજનીના સુલતાનના મુકાબલામાં કોઇ બા-

દશાહીનો દાવો નથી કરી શકતો, એક દહાડો આવશે કે જ્યારે દિલ્હીનો રાજા પણ આવીજ રીતે સુલતાનના તખ્ત સામે બંદીવાન સ્થિતિમાં ઉભો હશે.

રાજા—આ વખત ધમકીઓ આપ્યાનો નથી, પરમેશ્વરની એવી ઇચ્છા હતી, મને તકદીરની સામે કોઈ જાતની શીકાયત નથી, મારા દિલમાં શાંતિ છે, ભલે સુલતાન મહંમદ હોય, કે ભલે બીજો કોઈ બાદશાહ હોય, મારી નજરમાં તેની કાંઈ હસ્તીજ નથી, હા, એટલો અફસોસ છે કે, જો દિલ્હીના રાજા સાથે મળીને રહેત, તો ઘણું સારૂં થાત. કેમકે આ રીતથી તમો મુસલમાનોની એટલી હિમ્મત ન ચાલત કે આવીને અમારી ભૂમિ અપવિત્ર કરત.

યહ્યા—અસલમાં એમ છે, કે તમારી આ ધિક્કારવા યોગ્ય મૂર્તિપૂજાએજ તમોને ખરાબ કર્યા. સુલતાન ઘણોજ દિનદાર અને ખુદા તરશ બાદશાહ છે, જો તમો લોકો મૂર્તિ પૂજનારા ન હોત તો, તમારી સર જમીનને આવી રીતે શિકારનું મેદાન ન બનાવતે, જુઓ, થોડાજ વખતમાં હિંદુસ્તાનના બધા વાવટાઓ નીચાં માથાં કરશે, અને અમારી તલવારો જો તમે આવી રીતે નહિ માનો તો જબરદસ્તીથી "અલ્લાહો અકબર"ના અવાજો જોરથી પોકરાવશે.

હવે રાત ઘણી વિતી ગઈ હતી, અને યહ્યાના મનમાં કંઈક બેચેની પેદા થઈ હતી, જે ઘડીએ ઘડીએ વધતી જતી હતી, કેમકે નવજુવાન સરદાર હજુ પાછો ફર્યો નહોતો, તેણે પોતાની ફોજમાંના માહિતગાર સરદારોને એકઠા કર્યા હતા, અને પૂછપરછ કરતાં જણાયું, કે જાહેરીમાં તો સઘળા મુસલમાન સિપાહીઓ આવી ગયા હતા, અને ફક્ત ફોજનો સરદાર નવજુવાન "મનસુર" હજુ સુધી આવ્યો નહોતો,

તેથી પચાસ સિપાઇઓને મોકલવામાં આવ્યા, કે જેઓ ગમે તેવી રીતે તેને શોધી લાવે, સવારે આ બાજુ રવાના થયા, અને યહુયા પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ તો ઘણો જુલમ થયો, અમારી આ લડાઇમાં તો અમે ફત્તેહમંદ થયા, "બજેરામ" કે જેની પૂઠે અમોને રવાના કરવામાં આવ્યા હતા, તેને પણ પકડી લેવામાં આવ્યો રજપૂતો અમારી તલવારોથી માર્યા ગયા, પરંતુ અમારા લાયક અને શૂરવીર સરદાર મનસુરનો પત્તો નથી, ખુદા જાણે ક્યાં ચાલ્યો ગયો, કંઇપણ કારણ વગર આટલો વખત પાછા નહિં ફરવાનો સબબ હોઈ શકતો નથી. અફસોસ, અગર તેમનો પત્તો ન મળ્યો તો સુલતાનને ઘણોજ

સદમો થશે, મનસુરથી તેમને ઘણી મોહોબ્બત છે, અને પોતાના પુત્ર તરીકે સમજે છે, એ સિવાય મનસુરે પોતાની ઉચ્ચ ખાનદાની અને ઉત્તમ ગુણોને લીધે સુલતાનના દિલમાં જગ્યા કરી લીધી છે, અને સાથેજ સુલતાનને પણ પોતાનો કરી લીધો, જો અમે આમ પાછા જઇશું, તો સુલતાન અમારાથી સખ્ત નારાજ થશે, અને અમો લોકોપર તોહમત મૂકવામાં આવશે, અને સખ્તાઈ ગુજરવામાં આવશે તો તેમાં શું નવાઈ! વળી સુલતાનની આ કોશેશો ધીમી પડી જશે, કેમકે મનસુર જેવો ઉચ્ચ ખાનદાનનો અને ઉચ્ચ વિચારનો શૂરવીર નવજુવાન સરદાર મળવો મુશ્કેલ છે.

ત્યાર બાદ યહુયા તે કેદી રાજા તરફ ફર્યો, કે જે તેની સામે બંદીવાન તરીકે ઉભો હતો, તેને કહેવા લાગ્યો, આ રસ્તો જે સામે ગયો છે, અને તમે જે તરફ જતા હતા, તે કઈ તરફ જાય છે. ?

બજેરામ—આ રસ્તો સિંધ દેશ તરફ ગયો છે, મારો વિચાર પણ એજ હતો, કે જેટલી થઈ શકે તેટલી કોશિશ કરી સિંધ ચાલ્યો

જાઉં, અને ત્યાંના રાજાઓની મદદ લઈ, પછી તમારા મુકાબલામાં આવું, અને બેશક, તે લોકો મને મદદ કરતે, કેમકે તેઓને મુસલમાનોના નામથી પણ અમારે ત્યાંના રાજાઓ કરતાં વધુ અદાવત છે, આગળ મુસલમાનોએ આ દેશપર કબજો કરી એવો જુલમ ગુજાર્યો કે ત્યાંના લોકોને મુસલમાનોના નામથી તિરસ્કાર છે, અરબ મુસલમાનોના નામનિશાન મટાડી દેવા માટે તેઓ હમેશાં તૈયાર રહે છે, કે કોઈ ઇસ્લામી ફોજ તેઓપર હુમલો કરે, તો પૂરજોરથી મુકાબલો કરી શકે, જો હું ત્યાં સુધી પહોંચી જાત, તો તમો લોકોપર એવડી મોટી આફત લાવત, કે જેનો મુકાબલો તમે કદિ પણ નહિ કરી શકત.

ચહચ્યા—સિંધ દેશ અહિંથી કેટલો દૂર છે?

બજેરામ—એ તો હું નથી જાણતો, પરંતુ હા, એટલું તો કહી શકું છું, કે ઘણો દૂર છે, એક મહિનાથી ઓછો રસ્તો નથી.

ચહચ્યા—રસ્તામાં બીજી વસ્તી પણ છે, કે ત્યાં સુધી રેતીના રણ જ છે?

બજેરામ—ઠેકઠેકાણે વસ્તી પણ છે, અને કેટલીક જગ્યાઓ તો રાજપૂતાનાની સરહદમાં છે, જો કે આ દિવસોમાં મુસલમાનોની બીક હિંદુઓના દિલ પર દસી ગઈ છે, પરંતુ કેટલાક રાજાઓની ફોજ પણ સરહદો ઉપર એકઠી થઈ છે.

આ સાંભળતાં ચહચ્યા વધુ ફિકરમાં પડ્યો, ટુંકામાં એટલું જ કહેવાનું કે, તેની આ રાત ઘણા અફસોસ અને દિલગીરીમાં વીતી, ચહચ્યા અને તુર્કિ સિપાઇઓએ આંખોમાંજ સવાર પાડી, નવજુવાન મનસુરનો કોઈ રીતે પણ પત્તો ન મળ્યો, સૂર્ય ઉગ્યા પછી ચહચ્યાએ પોતાની ફોજમાંના સરદારોને બોલાવ્યા, અને બધાની તરફ જોઇને પૂછેવા લાગ્યો.

યહય્યા—હવે તમો લોકોની શું સલાહ છે ? સરદાર મનસુરના કંઈ સમાચાર નથી જણાતા, અને હવે તો મારા ધારવા પ્રમાણે જેટલી વાર લાગશે તેટલોજ વધુ અંદેશો છે, કહો તો પાછા ફરીએ, અને કહો તો અહિંજ પડયા રહીએ.

એક સરદાર—અમોને ઉમ્મેદ હતી કે, સુલતાનની ખીદમતમાં ઘણા આનંદ અને ખુશીની સાથે જઈશું, હવે અહિં રોકાવું ન જોઇએ. દુશ્મનોની ફોજો મોજાંની માફક ચોતરફથી અથડાય છે.

યહય્યા—બેશક, અહિં રોકાવું અક્કલ વિરૂદ્ધ છે, પરંતુ અફ્સોસ, આપણે સુલતાનને શું મોહું દેખાડીશું ?

અફસર—નસીબમાં જે કંઈ બદનામી મળવાની હતી, તે તો મળી ચૂકી, હવે આટલી ફોજથી આપણે આપણા સરદાર મનસુરને શોધવા જઈ શકતા નથી, જો આગળ વધવાનો બંદોબસ્ત કરવામાં આવે, તો ખુદા જાણે શું શું આફતો સામે આવે, અને કોનો કોનો મુકાબલો કરવો પડે, હવે વ્યાજબી તો એ છે કે, આ બિના સુલતાનને જણાવવામાં આવે, અને ત્યાંથી વધુ ફોજ લઇને તેને શોધવા આગળ વધીએ.

યહય્યા—બેશક, એ શિવાય બીજો કોઈ ઉપાય અમારા હાથમાં નથી.

આ તજવીજ નક્કી કર્યા પછી, યહય્યાના હુકમથી ડેરા, તંબુ વિગેરે ઉંટોપર લાદવામાં આવ્યા, રાજા બજેરામને પણ એક ઉંટપર બેસાડવામાં આવ્યો, જેને પચાસ ઘોડેસ્વારોએ ખુલ્લી તલવારોથી ઘેરી લીધો હતો, આ પ્રાંતથી તેઓ ઉત્તર દિશા તરફ રવાના થયા.

## બાબ ૨ જો.

### પ્રાચીન ઇતિહાસ અને એક ખાનદાન કુટુંબ.

---

સૌથી પહેલાં **સને ૪૪ હીજરીમાં ત્રીજા ખલીફા જનાબ ઇન્નુરૈન હજરત ઉસમાન રદી૦ ના હુકમથી મોહલબ બીન અબી સફરાએ સિંધપર સ્વારી કરી હતી.** મોહલબ મુલતાન પાસે પહોંચી રોકાઈ ગયો, અને સિંધની ફત્તેહ અધુરી રહી, જો કે કેટલીક લડાઇઓ થઈ, અને તેમાં મોહલબ ફત્તેહમંદ થયો, પરંતુ આગળ શા માટે ન વધ્યો તે સમજી શકાતું નથી, કદાચ તેનું કારણ એ પણ હોય, કે મુસલમાનો તે વખતમાં રૂમનો મુલક ફત્તેહ કરવામાં પૂરતી રીતે રોકાયલા હતા, અને તેમની ફોજો એક બાજુ રૂમમાં અને બીજી બાજુ આફ્રિકામાં ફત્તેહના વાવટા ઉડાવતી જતી હતી, એ સિવાય ખુરાસાનનો હાકેમ. હાકેમ બીન ઉમરને તુર્કસ્તાનના પહાડોમાં કંઇકિ એવી તો હાર થઈ, કે જેથી મોહલબને સિંધ છોડી તેના મદદ માટે જવું પડયું, જ્યાં તેણે ઘણી જલદી ફત્તેહ મેળવી, ટુંકામાં તે વખતમાં ઇસ્લામીઓ સિંધવાસીઓને ફરી પણ લડાઇનું નોતરૂં આપી ખુરાસાન પાછા ગયા, તે પછી સને ૭૫ હીજરીમાં એક બીજા ઇસ્લામી સરદારે આવી કંઇકિ ફત્તેહ મેળવી હતી, કે સને ૮૮ હીજરીમાં મોહંમદ બીન કાસમે આવી હિંદની તમામ સરજમીનને હચમચાવી નાંખી, મોહંમદ બીન કાસમ દુરદુરની જગ્યાઓને જીતતા લઈ, સને ૯૫ હીજરીમાં મુલતાન પહોંચ્યો હતો, હુજ્જાજ બીન યુસુફના મરવાના સમાચાર મળ્યા, કે જેની તરફથી મોહંમદ બીન કાસમને રવાના કરવામાં આવ્યો હતો, પરંતુ મોહમદ બીન કાસીમ તે

પછી પણ બરાબર ફત્તેહ મેળવતો રહ્યો, એટલે સુધી કે ખલીફ વલીદ બીન અબ્દુલમલીક મરણ પામ્યો, અને તેનો ભાઈ સુલેમાન બીન અબ્દુલ મલીક ખલીફ થયો, તેણે મોહંમદ બીન કાસીમને પદભ્રષ્ટ કરી યઝીદ બીન અબી કબશાને સિંધનો હાકેમ મુકરર કર્યો, મોહંમદ બીન કાસીમ સિંધની રૈયત સાથે હળીમળી ગયો હતો કે તેના પદભ્રષ્ટ થવા પર સર્વેને ઘણો ખેદ થયો. યઝીદ અઢાર દિવસ સિંધના હાકેમ તરીકે રહેવા પામ્યો, અને ખલીફ સુલેમાને તેની જગ્યાએ સિંધની પહેલાં ફત્તેહ કરનાર મોહલબના પુત્રને સિંધનો ગવરનર મુકરર કર્યો.

ત્યાર પછી જો કે મોહંમદ બીન કાસીમની હકુમત જેવી જબર દસ્ત ફત્તેહ કોઈને પણ નસીબ ન થઈ, પરંતુ બની ઉમૈય્યા ખીલાફતના છેવટ સુધી સિંધ ઉપર ઇસ્લામીઓનો કબજો રહ્યો, વળી ઉમર બીન અબ્દુલ અઝીઝના વખતમાં સિંધનો જુનો રાજા મુસલમાન થઈ ગયો, અને સિંધવાસીઓની નીતિ રીતિપર અરબ્બા રીતભાતની મોટી અસર થઈ, કેટલેક વખતે તો એમ પણ બન્યું કે, અરબોની સત્તા બિલકુલ નબળી પડી ગઈ, અને સિંધના કેટલાક પ્રાંતો ફક્ત નામનાજ તેમના કબજામાં રહ્યા. પણ જ્યાં સુધી બની ઉમૈય્યાની ખીલાફત દુનિયામાં કાયમ રહી, ત્યાં સુધી મુસલમાનોને સિંધમાંથી હાંકી કાઢવાની સિંધવાસીઓની હિમ્મત થઈજ નહિ.

બની અબ્બાસની ખીલાફતના વખતમાં અરબોને સિંધ છોડવું પડયું, અને જે અરબ્બી ખાનદાન અહિં આવેલ હતાં તેઓપર જાત જાતની મુસ્કેલીઓ આવી પડી, તેથી કેટલાક વહાણોપર સ્વાર થઈ ઇરાન અને અરબસ્તાન પાછા ગયા, અને કેટલાક સિંધમાંજ રહી ગયા, કે જેમાંથી ઘણાખરાને કતલ કરવામાં આવ્યા, અને બે ત્રણજ ખાનદાન

એવાં હશે, કે જેઓને એ શહેરોને છોડી પહાડો તથા જંગલોમાં વસવું પસંદ કરવું પડયું, આવી મુશીબતના વખતમાં આવી હાલતમાં પડયા રહેવું; એ ખરેખર મોટી હિમ્મતનું કામ હતું, કેમકે છેવટ એવો વખત આવી લાગ્યો હતો કે કેટલેક વખતે તો મુસલમાનોને પહાડોમાં પણ સુખે બેસવું નસીબ થતું નહોતું, પરંતુ તે બહાદુર અને લડાયક વંશના યાદગાર પોતાના કુટુંબની નાની ટોળીથી તમામ બલાઓને દફા કરતા, અને તમામ મુશિબતોને એટલે સુધી ઝીલતા ગયા, કે જ્યારે સબક્તગીને હિંદુસ્તાનના દક્ષિણ દરવાજાથી માથું બહાર કાઢયું.

હિંદુસ્તાનમાં આવતાં પહેલાં જે દિવસોમાં મોહમ્મદ બીન કાસીમ બસરામાં એક નવજુવાન રઇસની માફક જીંદગી ગુજારતો હતો, અને પોતાની જીંદગીથી સ્વતંત્ર રીતે દરેક જાતની મોજ ઉડાવતો હતો, તે દિવસોમાં જો કે તે પોતે એવો માણસ નહતો, કે કોઇ તેની દુસ્મનીપર તૈયાર થાય, પરંતુ હજ્જાજ બીન યુસુફના જુલમને લીધે સઘળી રૈયત ફક્ત હજ્જાજનેજ નહિ, પણ તેના કુટુંબના એક બાળકને પણ દુસ્મનીની નજરે જોતી હતી. મોહમ્મદ બીન કાસીમ હજ્જાજના કાકાનો દિકરો એટલે ભાઇ થતો હતો, તેથી હજ્જાજના જુલમ તથા સીતમને લીધે મોહમ્મદ બીન કાસમ પણ દર વખતે પોતાના દુસ્મનોથી બચીને રહેતો હતો, વળી એકવાર એવો બનાવ બન્યો, જેમાં ખુદાને તેની જીંદગી મંજુર હતી, નહિ તો તેને મારી નાંખવામાં આવ્યો હોત.

એક દિવસે મોહમ્મદ બીન કાસીમ ઘોડાપર સવાર થઇ, એક દોસ્તને મળવાને કુફા તરફ રવાના થયો, બસરાથી થોડે દૂર પહોંચ્યો હશે; કે તેને થોડા ઘોડેસ્વારો નજરે પડયા, મોહમ્મદ બીન કાસીમ

જ્યારે તેઓની પાસે પહોંચ્યો, તો તેમાંથી એકે તેની તરફ ઈસારો કરી પોતાના સાથવાળાઓને કહ્યું, જુઓ આ હુજ્જાજનો ભાઈ, તેને કાટી દો. આટલું સાંભળતાંજ સઘળાઓએ એકી સાથે તેના પર હુમલો કર્યો, કેટલોક વખત તો તે તેઓના હુમલાથી બચતો રહ્યો, પણ છેવટ જખ્મી થઈ ઘોડા પરથી પડી ગયો. એક માણસ ઘોડા પરથી કુદ્યો, એટલા માટે કે મોહમ્મદ બીન કાસીમનું માથું કાપી પોતાનું દિલ ઠંડુ કરે, એટલામાં ઓચિંતા થોડે દૂરથી કોઇએ પોકારીને કહ્યું, જરા સબુર કરો, મારે આ માણસ પાસેથી જરૂરી વાત જાણવી છે, આ અવાજે તેનો હાથ રોકી લીધો, તે માણસ પોતાનો ઘોડો દોડાવતો આવ્યો, અને મોહમ્મદ બીન કાસીમને બેહોશ જોઈ, તે લોકોને પૂછવા લાગ્યો, તમે કોણ છો? અને શા માટે આ બે ગુનાહ માણસને કતલ કરી રહ્યા? સઘળા સ્વારો તમારી નજરમાં આ માણસ બે ગુનાહ છે? તમે કોણ છો, કે આ કોણ છે? આ હુજ્જાજનો ભાઈ છે, અને એવો કોણ છે, કે જે હુજ્જાજના જુલમ વિષે ન જાણતો હોય?

નવીન શખ્સ—હા, હા, હુજ્જાજના જુલમની હકીકત હું જાણું છું, પરંતુ આ માણસે તો કંઈ જુલમ નથી કર્યો? આ ગરીબની કંઈ તકસીર નથી? હુજ્જાજના જુલમનો બદલો તેના કોઈ સ્નેહી પાસેથી લેવે, એ બેરહેમ્સારીજ નહિ, પણ બાયલાપણું છે.

આ જવાબ સાંભળી તે લોકો પોકારી ઉઠયા, અને ગુસ્સાથી લાલચોળ નજરોથી તેની તરફ જોઈ કહેવા લાગ્યા કે, હવે તો અમારા માથાપરનું બાયલાપણાનું તોહમત એમ જ ઉઠાવી શકીએ છીએ, કે તમને પણ આ માણસની પાસે સુવાડી દઇએ.

નવીન શખ્સ—તમારાથી તો એવી આશા નથી, કેમકે તમે તો

પોતાની ચાલથી જણાવી આપ્યું છે કે દુશ્મનથી ડરો છો, અને ચોરી છુપીથી તેના કોઈ સ્નેહી પાસેથી તેની દુશ્મનીનો બદલો લો છો.

સઘળા સ્વારો—તો આવો, તમોને તો તમારી હિમ્મતની મઝા ચખાડીએ.

આટલું કહી તેઓએ પોતાની તલવારો ખેંચી લીધી, અને તેના પર હુમલો કર્યો, તેણે પણ નેજો હાથમાં લીધો, અને તે સ્વારોનો મુકાબલો કર્યો, તારાની વાદળાની પેઠે તે લોકો તેને ઘેરી રહ્યા, અને તેનો નેજો તેઓના ટોળીમાં વિજળીની પેઠે ચમકતો રહ્યો, છેવટમાં તેણે દેખાડી આપ્યું, કે તે પોતે ઘણોજ બહાદૂર હતો અને તેના હરીફો બિલકુલ બોદા હતા, પાંચ છ માણસો તેમાંના જખમી થયા, અને બાકીના નાશી ગયા, તે સ્હવારે મેદાન સાફ કરીને પોતાનો નેજો હવામાં હલાવ્યો, અને તે ઘાયલ થઈ પડેલા માણસો તરફ ફરી કહ્યું કે, કેમ! હું કહેતો નહોતો કે તમે બોદા છો, તે પછી તે ખસ્સે ઘોડાપરથી ઉતરી મોહમ્મદ બીન કાસીમને ઉઠાડયો, પરંતુ જોયું તો નવજુવાન મોહમ્મદ બીન કાસીમ બેહોશ પડેલો હતો, ઘણી મુસ્કેલીથી ઉઠાવી એક ઝાડની છાયાંમાં તે તેને લઈ ગયો, અને કોશીશ કરવા લાગ્યો, કે તે જલદી હોશમાં આવે, પૂરા એક કલાક પછી મોહમ્મદ બીન કાસીમે આંખો ખોલી, અને પોતાના તકીયાં પાસે એક અણ્યા માણસને જોઇ કહ્યું, શું હજુ સુધી તમે મારો કેડો નથી મુકયો?

નવીન શખ્સ—તમે બેફીકર રહો, હું તમારો દોસ્ત છું, તમારા દુશ્મનોના કેટલાક માણસોને કતલ કરી હું તમોને ઉઠાવી લાવ્યો છું, હવે જણાવો કે તબીઅત કેવી છે? કંઈ આરામ થયો? તાકાત ન હોય તો મારા ટેકાથી ચાલો, કુફા નજદીક છે, ત્યાં કોઈ હકીમ પાસે ઇલાજ

કરવામાં આવશે, અને ખુદાએ ચાહ્યું, તો ઘણી જલદીથી જખ્મ રૂઝાઈ જશે.

મોહમ્મદ બીન કાસીમે પહેલાં તો તે સખ્સ સામે અચરજથી જોયું, અને ફરી કહેવા લાગ્યો, તમે માણસ નહીં, પણ ફરિસ્તા છો, ખુદા જાણે આવી લાચારીના વખતમાં કોણે તમોને મારી મદદ માટે પહોંચાડી દીધા? તમે મારો હાથ પકડી મને ઘોડા પર સ્વાર કરાવો તો હું જઈ શકીશ, પરંતુ ખભાપર એવો જખમ લાગ્યો છે, કે જમણો હાથ બિલકુલ કાબુ વિનાનો થઈ પડ્યો છે, તેને કોઇ રીતે બાંધી દેવામાં આવે, તો ઘણું સારૂં.

આ સાંભળી તે શખ્સે પોતાની પાઘડી ઉતારી અને મોહમ્મદ બીન કાસીમનો ખભો ખુબ કસીને બાંધવા લાગ્યો.

મોહમ્મદ બીન કાસીમ—આહ, ઘણી તકલીફ છે. અને તે પર તાણીને બાંધવાથી વધુ તકલીફ થાય છે, પણ આ તકલીફમાં મોહોબ્બતની બો આવે છે, હવે મને એ પણ જણાવો, કે તમે કોણ છો?

નવીન શખ્સ—તમે મને નથી જાણતા, હવે ચાલો કુફામાં જઈને નશ્ચિંત થઈ બેસીશ તે વખતે જણાવીશ કે હું કોણ છું. આમ કહી મોહમ્મદ બીન કાસીમને તે શખ્સે ઘોડાપર બેસાડ્યો, અને પોતાના ઘોડા પર પોતે સવાર થઇ બન્ને ધીમે ધીમે કુફા તરફ રવાના થયા. કુફા પહોંચી મહમ્મદ બીન કાસીમે પોતાના જખ્મોનો ઇલાજ કરાવ્યો અને બે અઠવાડીઆમાં સાજો થયો, તેટલી મુદતમાં તે શખ્સે તેના ઇલાજમાં એટલી બધી તો હમદર્દી બતાવી કે મોહમ્મદ બીન કાસીમની સબુરી રહી નહી, તેથી એક દહાડો તેની સાથે વાયદો કરી કહ્યું, હવે મારામાં ધીરજ અને શક્તિ નથી, ખુદાને ખાતર આ ભેદને

બોલો કે તમે કોણ છો? તમારો આભાર એવો નથી કે જીંદગીમાં કોઈ પણ વખતે ભુલી જઈશ.

નવીન શખ્સ—મારો અહેવાલ શું બ્યાન કરૂં! હું પણ એક મુસીબતમાં ફસેલો માણસ છું, અને અનસારના વંશમાં છું, અબ્દુલ્લાહ બીન અબુ અય્યુબ અનસારી મારા દાદા હતા અમે બે ભાઈઓ છીએ, યુસુફ અને યાકુબ, યુસુફ મારૂં નામ છે અને યાકુબ મારો બીજો ભાઈ છે, મોઆવીયાના વખતમાં અબુ અય્યુબ અનસારી કુસ્તુનતુન્યાની દીવાલો હેઠળ શહીદ થયા, અને તે પછી અમારા કુટુંબપર તબાહી આવી પડી, કેમકે પછી આ હજરત સલ૦ ના અનસારો સાથે હમદર્દી રાખનાર કોઇ રહ્યો નહતો, તેથી કેટલાક અનસારીઓના કુટુંબો મદીના છોડી દુર દુર જગ્યાએ જઇ વસ્યા, મારા બાપે કુફામાં રહેવું ધારણ કર્યું પરંતુ અહીં પણ એવી તબાહી આવી, કે મારો ભાઇ યાકુબ દસ અગિયાર વરસ થયાં પરેશાન થઇ ખુરાસાન ચાલ્યો ગયો અને હજુ તે જીવે છે કે મરણ પામ્યો, તેની પણ મને ખબર નથી, હું અહીં પડી રહ્યો છું અને નથી જાણતો કે તેનું પરીણામ શું આવશે. વારંવાર ગભરાઇને શહેર બહાર નીકળી જાઉં છું, અને બે ત્રણ દહાડા સુધી જંગલમાં માર્યો માર્યો ફરૂં છું, તે દહાડે પણ એવીજ રીતે નીકળી આવ્યો હતો, કે બનવાકાળ તમારી મુલાકાત થઇ, રસુલ મકબુલ સલ૦ ની દોઆથી ખુદાએ અમારામાં હમદર્દીનો ભાગ પેદા કરી આપ્યો છે, અને એજ કારણથી તમારી બેકસી અને મઝલુમ હાલત પર મને દયા આવી.

મહંમદબીન કાસીમ—અફસોસ કરીને! શું તમો એવા જલીલુલ કદર ખાનદાનની યાદગીરી છો? છતાં ખલીફવલીદને તમારા તરફ એવી

બેપરવાઈ છે? તમે રજા આપો, તો હું પોતે તમોને ખલીફ વલીદના દરબામાં લઈ જાઉં, અને વાયદો કરૂં છું કે, ઇન્શાઅલ્લાહ તુરતજ તમોને કોઇ માનવંતો ઓધો મળી જશે.

યુસુફ—નહીં, હું આ બની ઉમૈય્યાના ખાનદાનવાળાઓની સામે મારી કોઇ ઉમ્મેદ નહીં લઇ જાઉં.

મોહમ્મદ બીન કાસીમ—સારૂં, ત્યારે ચાલો, મારા ભાઇ હુજ્જાજ બસરાના હાકેમથી મેળવી આપું,-તે પણ તમારે માટે કંઇને કંઇ બંદોબસ્ત કરી આપશે.

યુસુફ—માફ કરો, હુજ્જાજના જુલમો દુનિયામાં મશહુર છે, હું આવા જુલમી માણસથી કંઇપણ બંદોબસ્તનો ઉમેદવાર નહી થાઉં, જુલમીના હાથથી ઉદારતા કરાવવી. તે જાણે તેની હમદર્દી કરે છે, જો કે તે કોઇ પ્રકારની હમદર્દીને લાયક નથી.

મોહમ્મદ બીન કાસીમ—તો ફરી શું કરવું!

યુસુફ—કંઈ નહીં, મને મારાં નસીબ પર છોડી દો, હવે ખુદાએ તમોને પુરતી તંદુરસ્તી આપી છે, હું પણ હવે વીદાય થાઉં છું.

મોહમ્મદ બીન કાસીમ—એ તો નહીંજ બન્ને, પોતાના આટલા મોટા દોસ્તને હાથથી ખોઇ દેવો, એ ઇનસાન્યતથી વિરૂદ્ધ છે, તમે કોઇના પાસે ન જાઓ, બસ! તમો મારા સાથે રહો, જે હાલત મારી થશે, તેજ તમારી પણ થશે.

યુસુફ—એ પણ હમીય્યતથી વિરૂદ્ધ છે કે પોતાનો બોજો બીજાના માથા પર નાખું, હવે તમે મને વીદાય કરી આપો,

મોહમ્મદ બીન કાસીમ—એમ તો કોઈ રીતે બનવાનું નથી, હવે

તમારો દામન આખી જીંદગી સુધી નહીં છોડું, તમારી તથા તમારા આખા કુટુંબની સઘળી જરૂરીઆતો માટે હું બંધાએલો રહીશ.

યુસુફ—હું કંઇ વધુ કહી શકતો નથી,પણ તેની કંઇજરૂરનથી એક મુસીબતમાં સપડાએલા શખ્સનો બોજો પોતાના માથાપર લેવો એ પણ મસલેહતથી વિરૂદ્ધ છે.

મોહમ્મદ બીન કાસીમ—જે કાંઇ થાય તે ખરૂં, હવે તમે અહીં-જ રહો.

ત્યાર પછી યુસુફ મોહંમદ બીન કાસીમની સાથે રહેવા લાગ્યો અને તેણે આવી વફાદારીનો વર્તાવ કર્યો, કે મોહમ્મદ બીન કાસીમ તેનો આશકજ થઇ ગયો, તે એક સખ્ત તબીઅતનો માણસ હતો, અને હુજ્જાજના ઉલટા સ્વભાવની અસર તેની રીતભાતમાં જણાતી, આ બધા કારણો હોવા છતાં તે યુસુફનું ઘણુંજ માન રાખતો, અને કદાચજ કદી કોઈ વાતમાં તેણે યુસુફની વિરૂધ્ધતા દર્શાવી હોય,

છેવટે મોહમ્મદ બીન કાસીમ સને ૮૯ હીજરીમાં સીંધનો હાકેમ મુકરર થયો અને સિંધ આવતાં યુસુફને પણ સાથે લેતો આવ્યો, હિંદુસ્તાનમાં જે ફતેહો મોહમ્મદ બીન કાસીમે મેળવી, તેમાં મોટો ભાગ યુસુફની બહાદુરીનો હતો. યુસુફે દરેક મેદાનમાં અને દરેક શહેરપર બાહાદુરીના જવહર દેખાડયા, અને મોહમ્મદ બીન કાસીમને વધુ આભારી બનાવ્યો, યુસુફ પોતાની ઓરત તથા બચ્ચાંને પણ સાથે લેતો આવ્યો હતો, અને હીંદુસ્તાનમાં તેણે મુસાફરની પેઠે નહીં, પણ હંમેશાં રહેનાર માણસ તરીકે રહેવું ધારણ કર્યું હતું. યુસુફ સને ૯૬ હીજરીમાં કેટલાંક બાળકો છોડી મરણ પામ્યો, તેને એક બે વરસ વીતવા બાદ સુલેમાન બીન અબ્દુલ મલીક દમિશ્કમાં

ખીલાફતની ગાદીએ બેઠો અને ખલીફ થતાંજ તેણે મોહમ્મદ બીન કાસીમને સીંધની હુકુમત પરથી પદભ્રષ્ટ કરી, યઝીદ બીન અબી કબશાને તેની જગા પર મુકરર કર્યો યઝીદ સીંધમાં આવતાંજ મોહમ્મદ બીન કાસીમને કેદ કરી લીધો મોહંમદ કાસીમ કેદી સ્થિતિમાં યુસુફને યાદ કરીને કોઇ કોઈ વખત રડયા કરતો હતો, તે પછી સીંધમાં જ્યારે ઇસ્લામીઓનું જોર ઘટી ગયું તે વખતે મુસલમાન કુટુંબો ત્યાં વસતાં હતાં. તેમાં યુસુફ અનસારીનું કુટુંબ પણ હતુ તે લોકોએ જોયું કે, હવે સીંધમાં રહેવું એ કોઈ દહાડો કંઇ ને કંઈ આફતમાં ફસવું છે અને નતો એમ બની શકે છે, કે કોઇ રીતે છુપીને નાસી જઇએ, એટલા માટે કે સીંધનું બારૂં ઇસ્લામી વહાણો માટે બંધ થઇ ગયું હતું, અને રજા પણ નહોતી કે કોઇ ઇસ્લામી વહાણ સીંધમાં કીનારા પર લંગર નાખે, છેવટ યુસુફના પુત્રોએ ઉત્તર દીશા તરફ મુસાફરી કરી, અને સીંધની ઉત્તર હદપર જ્યાં જેસલમેરનું રણ શરૂ થાય છે, ત્યાં પહાડોની વચમાં એક નાનું ગામ પોતાને વસવા માટે પસંદ કર્યું, આ ગામની હેઠળ અટક નદી વહી રહી હતી અને પુર્વ દીશાએ રણ પોતાને આશરે આવી પડેલાઓને દામનમાં છુપાવી લેવાનો વાયદો કરતું હતું, રાજપુતાનાના રાજાઓની હુકુમત હતી, પણ આ વખતમાં એટલો બંદોબસ્ત નહોતો, કે જેથી આ આશરે આવી પડેલાઓ સુધી હુકુમતની અસર પહોંચે, જો કે છેવટમાં તેઓને દરેક બાજુ દુશ્મનોના સીકલો નજરે પડતી હતી, પરંતુ તેઓએ પોતાના બચાવમાં કોઇ ઉપાય છોડયો નહીં. અને જે કોઇ ટોળું તેમના મુકાબલામાં આવ્યું, તેને તેઓએ હાંકી કાઢયું કેટલીકવાર રજપુતાના તથા સિંધના રાજાઓ તરફથી સો બસો જવાનોના ટોળાં આવ્યાં, અને પોતેજ આ અનસારી કુટુંબથી હારખાઇ પાછાં ગયાં, એક બે વાર એમ પણ બન્યું કે ઉછાના

રાજાઓએ કોશીશ કરી, એ ત્રણ હજાર સ્વારોની ફોજ તેમના મુકાબલા માટે મોકલી, કે જેથી મુસલમાનોને હીંદુસ્તાનમાં બિલકુલ નાબુદ કરી નાખે, પરંતુ આવા મોકાપર તે લોકોએ પોતાના ઘરો છોડી દઇ, બાલબચ્ચાં સાથે લઇ, કાંતો અટક નદી ઉતરી, જે પહાડો હીંદુસ્તાનને બલુચીસ્તાનથી જુદા પાડે છે, તે પહાડોમાં છુપી રહ્યા, અથવા વધુ દુર જવાની જરૂર ન પડી, તો રાજપુતાનાના રણમાં નીકળી ગયા.

જે દિવસોમાં મુસલમાનોએ હીંદુસ્તાન પર બીજી વાર ચઢાઇ કરી, અને જયપાલે સખ્ત હાર ખાધી, તે દિવસોમાં આખા હીંદુસ્તાનમાં મુસલમાનોની દુશ્મનીનો એક તાજો જોશ પેદા થયો હતો, આ કુટુંબને આ છેવટના વખતમાં પોતાનો બચાવ કરવો, એ ઘણું મુસ્કેલ કામ હતું, હવે આ કુટુંબ મોટું બન્યું હતું, સીત્તેર એંસી મરદો તથા તેટલીજ સંખ્યામાં ઓરતો હતી, જેઓ એક હીંમતવાન મરદની પેઠે રહેતી હતી, સબકતગીનના વખતમાં આ કુટુંબનો વડો મોહમ્મદ બીન સાલેહ નામે હતો, તેની ઉમર એંસી વરસની ઉપરની હતી, અને તેથીજ તે આખા કુટુંબમાં બુઝરગ મનાતો, ખુદાએ તેની ઓલાદમાં પણ ઘણી બરકત આપી હતી, આઠ પુત્રો તથા ત્રણ પૌત્રો હતા, જેઓની હીંમતથી આ કુટુંબને મગરૂરી હતી એમ તો મોહમ્મદ બીન સાલેહના બધા પુત્રો તે કુટુંબમાં દરેકને પ્રિય હતા, પરંતુ ત્રીજો પુત્ર કાસીમ જેની ઉમ્રર આસરે ચાલીસ વરસની હશે, તેને એટલા માટે વધુ પસંદગીની નજરે જોવામાં આવતો, કે પ્રથમ તો તે વીવેક, નીતિ તથા મુરવ્વતમાં એકકો હતો બીજું ખુદાએ તેની ઓલાદને કેળવણી, સીપાહીગીરી, ખુબસુરતી અને લાયકાત, વીગેરે ઉત્તમ ગુણો આપ્યા હતા, કે જેનો હરીફ મળવો મુસ્કેલ હતો, મોહમ્મદ બીન સાલેહે જોયું, કે

હિંદુ રાજાઓના દીલમાં ધર્માંધતાનો અગ્નિ સળગ્યો છે, અને હવે અમારૂં કુટુંબ અટક નદીના કિનારા પર આરામથી રહી શકે, એ નહીં બનવા યોગ્ય છે, એક તરફ તો સીંધી ફોજો ઉભરાઇ રહી છે, અને બીજી રાજપુતાનાના રાજાઓએ પોતાના સવારો અમારા રહેઠાણની પાસે ભેગા કર્યા છે, આ બાબતોએ તેને ફીકરમાં નાખી દીધો, એક દહાડો પુરો આ ફીકરમાં રહ્યો, બીજે દહાડે સવારના પહોરમાંજ કુટુંબનાં સઘળાં માણસોને એકઠા કર્યા અને બધાની તરફ ફરીને કહ્યું.

તમે સર્વે સાહેબો જાણતા હશો, કે આજ સુધી તો જેમ તેમ કરી આપણે અહીં જીંદગી ગુજારી પરંતુ હવે વીચાર કરી જોઇએ છીએ, તો મુસ્કેલીજ નજરે પડે છે, અહીંનું આસમાન અહીંની જમીન, આ નદી, આ પહાડો, તથા અહીંના હવાપાણી, જે ચીજો આપણે જોઇએ છીએ, તે આપણી, દુશ્મન જણાય છે, મુસલમાનોની ફતેહો એક દહાડે આપણને દરેક રીતે બેફીકર બનાવી દેશે, પરંતુ આ વખતે શું ઇલાજ છે! જો આપણે આવી રીતે ગફલતમાં પડયા રહેશું તો યાદ રાખજો, કે હીંદુ સ્વારો આપણને ઘણી બે ઇજ્જતીથી કતલ કરી નાખશે, હું ગઇ કાલથી આજ ફીકરમાં છું, છેવટ આજે લાચાર થઈ તમોને તકલીફ આપી છે, કે જેથી તમો પણ આ બાબતપર વીચાર કરો.

આ સાંભળી ચાર પાંચ નવજુવાન, જેઓ સ્વતંત્ર જીંદગી ગુજારતા હતા, તે બોલી ઉઠયા, કંઈ પરવા નથી, સઘળી વસ્તુઓ દુશ્મન છે, તો ખુદા મહેરબાન છે, અમો કસમ ખાઇને કહીએ છીએ કે, જો કોઇએ અમારી તરફ વધવાનો વીચાર કર્યો તો આ તીર અને કમાન જે વડે અમો રોજ શીકાર રમીએ છીએ, તે વડે તેઓને પણ અમારો

શીકાર બનાવીશું, મોહમ્મદ બીન સાલેહે કહ્યું તમારી શુરવીરતાનો હું ઇનિકાર નથી કરી શકતો, આ સાંભળી એક ઉમરે પુગેલાં માણસે કહ્યું,

"બેશક! તમારી સલાહ વ્યાજબી છે, મારા ખ્યાલમાં તો આપણે આ મોકાપર તેજ હીકમત વાપરવી જોઇએ, કે જે વારંવાર કરતા આવ્યા છીએ, પશ્ચિમ દીશાના પહાડો, અને બલુચીસ્તાનના કાળા પત્થરના ખડકો આપણા જુના દોસ્ત છે, અને તેઓએ આપણને કેટલીક વાર પોતાના દામનમાં છુપાવ્યા છે, ચાલો આપણે સઘળા કુટુંબ સાથે પશ્ચિમ દીશા તરફ રવાના થઇએ, જો રસ્તામાં કોઇએ અટકાવ કર્યો તો આ નવજુવાનની શુરવીરતા મદદ કરશે અને વગર બીકે વગર અડચણે નીકળી ગયા, તો સમજીશું કે આપણો બુઢાઓનો અનુભવ કામ લાગ્યો," આ સલાહ પર બધાઓએ અમલ કર્યો, આખો દહાડો તૈયારીઓ થવા લાગી, અને સાંજે તૈયાર થઇ ગયા. બધા લોકો પોતાના માલ સામાન તથા કુટુંબીઓને લઇ રવાના થયા, આખી રાત ચાલ્યા, સવાર પડતાં જંગલમાં નમાઝ પઢી, ત્યાંજ પડાવ નાખ્યો, કે સાંજે પાછા રવાના થઇશું, નવજુવાનો તીર કમાન લઇ ગયા. અને કેટલાક શીકારો મારી લાવ્યા, જેને બધાએ અલ્લાહના શુકર ગુજારી ખાધા ત્યાર પછી ઝોહેરની નમાઝ પઢવા બાદ મોહમ્મદ બીન સાલેહનો પુત્ર કાસીમ બીન મોહમ્મદ કે જેના રૂપ, ગુણ, લાયકાત, અને કેળવણીની આખા કુટુંબમાં પ્રખ્યાતી હતી તે પોતાના થોડા દોસ્તો સાથે ફરી શીકાર કરવા રવાના થયો, તેને પાછા આવવામાં ઘણી વાર લાગી, અસરની નમાઝનો વખત આખર થવા લાગ્યો, અને મોહમ્મદ બીન સાલેહે લાચાર થઇ અસરની નમાઝ પઢવા તેઓની વાટ ન જોઇ, છેવટ તેઓ નમાઝ પઢવા લાગ્યા હજુ બે રકાત પઢી હતી, કે ઓચીંતા ચીસો અને શોરબકોરના અવાજો તેના કાનોમાં પહોંચ્યા. આ શોરબકોરમાં

યુનુસ બીન મોહમ્મદ અને તેના સાથીઓના અવાજ હતા, આ દહેશતનાક અવાજો સાંભળી, તેઓનું અલ્લાહની બંદગીમાં પુરૂં ધ્યાન ન હોતે તો બેશક નીય્યત તોડી નાખતે, ઇમામે જલદી જલદી નમાઝ પુરી કરી, અને સલામ ફેરવતાંજ, સઘળા ઉઠી ઉભા થયા, દરેકે પોતપોતાની તલવારો હાથમાં લીધી, અને શોરબકોર તરફ ફર્યા, હવે જણાયું કે, યુનુસ બીન મોહમ્મદ તથા તેના સાથીઓ રજપૂતોના એક ટોળા સાથે મુકાબલો કરી રહ્યા છે, તે ટોળામાં આસરે પચાસ જેટલા રજપૂતો ઘોડેસ્વાર અને હથીઆરબંધ હતા, બાકીના મુસલમાનોએ પણ હુમલો કરી દીધો, અને થોડીવારને માટે તલવારો ઘણી તેજીથી ચાલવા લાગી. યુનુસ પહેલાંથીજ ઘણી શુરવીરતાની સાથે મુકાબલો કરી રહ્યો હતો. જ્યારે તેની કુમકે બીજા મુસલમાનો આવી પહોંચ્યા, ત્યારે તેણે ઘણા જોશથી હુમલો કર્યો અને રજપુત ટોળાપર બે ચાર વાર એવી તો નેજાબાજી ચલાવી કે તેઓ વીખરાઇ ગયા, અને રજપૂતો વીખરાઇ જતાંજ મુસલમાનોએ ચોતરફથી હલ્લો કર્યો અને બે ત્રણ કલાકમાંજ રજપૂત સ્વારોમાંના ઘણા થોડા માણસો જીવતા હતા, અને બાકીના બધા કતલ થયા હતા.

આ અનસારી કુટુંબના લોકો જે વખતે રજપૂતોનું જોર તોડી ચુક્યા અને થોડા બાકી રહેલા માણસોને ઘેરેલા હતા, તે વખતે જોયું કે એક નવજુવાન ઘણી શુરવીરતા અને હીંમતથી આગળ વધે છે, અને દરેક હુમલામાં પોતાની કાબેલ્યતના જવહર દેખાડી એક બે રજ-પૂતોને જરૂર કતલ કરી નાખે છે તેની બીન હરીફ શુરવીરતાએ સર્વેને મોહીત કર્યા, પરંતુ જ્યારે તેઓએ જોયું, કે તે નવજુવાન તેમનો કોઇ સ્નેહી કે કુટુંબી નહોતો ત્યારે તેઓને વધુ અજાયબી ઉત્પન્ન થઇ, આ વિચારો મોહંમદ બીન સાલેહના ટોળામાંના દરેક માણસોના

દિલમાં ઠસેલા હતા, બધાએ લડાઇ તરફથી પોતાના વિચારો ફેરવી લીધા હતા, અને સઘળા આ નવજુવાનને આંખો ફાડી ફાડીને જોતા હતા કે આ કોણ શખ્સ છે, તેઓ તો આ અજનબીમાંજ રહ્યા અને તે નવજુવાને જેટલા રજપૂતો બાકી રહ્યા હતા તે બધાનું કામ તમામ કર્યું.

અનસારી કબીલાના લોકો એવીજ રીતે ટાળું વળી ઉભા રહ્યા, અને તે નવજુવાન સઘળા રજપૂતોને કતલ કરી, તેઓની લાસોના ઢગલા પાસે બેસી સીસકવા લાગ્યો, કેટલોક વખત એમજ વીતી ગયો, તેઓ આશ્ચર્યની નજરે જોઇ રહ્યા હતા, અને તે માથું ઝુકાવી બેઠો હતો. છેવટે મોહમ્મદ બીન સાલેહના પુત્ર કાસીમે પાસે જઇ ઘણા અદબની સાથે વિનંતી કરી, તમે રજા આપો તો હું જઇને પુછું કે તે કોણ છે. અને કેવી રીતે અહીં આવ્યો.

મોહમ્મદ બીન સાલેહ—બેશક, પુછવું જોઇએ જરૂર એ કોઇ મુસલમાન નવજુવાન છે. ખુદા જાણે કેવી રીતે આ કુફરસ્તાનમાં આવી ગયો છે, અરબોની જુની રીત આપણા પવિત્ર દીન અને આપણા બાપદાદા અનસારીઓની રીત પ્રમાણે આપણી ફરજ છે કે, આ ગરીબ મુસલમાનને મેહમાન બનાવીએ. એ એવા વખતમાં આપણ ને નજરે પડયો છે કે, તે લડાઇ લડી કોઇ તરફ ચાલ્યો જતે તો આપણ સર્વેને યકીન થઇ જતે કે ખુદાએ આપણી મદદ માટે કોઇ ફરિશ્તાને મોકલેલ છે.

યુનુસ બીન મોહમ્મદ આ સાંભળી તે નવજુવાનની પાસે ગયો, અને જોરથી અવાજ કર્યો. " અસ્સલામો અલયકુમ " જવાબમાં નવજુવાને માથું ઉંચકી " વ અલયકુમ સલામ " જવાબ આપ્યો,

હાથ લાંબા કરી હાથ મેળવ્યા અને પુછ્યું, " તમે કોણ છો? અને અહીં કેવી રીતે આવ્યા !"

નવજુવાન—હું સુલતાન મહમુદ ગીઝનવીની ફોજનો એક સીપાઈ છું, જો કે ખુદાએ દરેક રીતે આ કાફરો પર મને ફતેહ આપી પરંતુ તકદીર ઉલટાં હતાં, જેથી ફતેહ મેળવ્યા બાદ હું આ કાફરોના હાથમાં સપડાયો તેઓ કદાચ મને સીંધ દેશમાં લઇ જતા હતા, પરંતુ ખુદાને મારી લાચારી પર રહેમ આવી, કે જેથી તમોએ મને છોડાવ્યો જ્યારે હીંદુ સિપાઇઓ થોડા રહી ગયા, ત્યારે મને વખત મળ્યો અને મેં એક કતલ થયેલા હીંદુની તલવાર ઉપાડી અને બાકી રહેલાઓથી લડવા લાગ્યો, મને સૌથી વધુ અજાયબી તો એટલા માટે થઇ કે, ખુદાએ તમોને અહીં કેવી રીતે પહોંચાડયા !

યુનુસ બીન મોહમ્મદ—અમે લોકો એક મુદ્દત થયાં આ સરજમીનમાં વસીએ છીએ, બની ઉમૈય્યાની ખીલાફતના વખતમાં સીંધ પર બીજીવાર ચઢાઇ કરવામાં આવી તે વખતે અમારૂં કુટુંબ અહીં આવ્યું હતું. ૧૦૦ વરસ પછી જ્યારે મુસલમાનોનું જોર તુટી ગયું. ત્યારે અમોએ વસ્તી છોડી જંગલમાં વસવું ધારણ કર્યું, અમારી કુટુંબી તાકાતથી સીંધુ નદીને કિનારે અમે સ્વતંત્રતાથી રહેતા હતા, આજ કાલ સુલતાન મહમુદ ગીજનવીની ચડાઇએ જે જોશ ઉત્પન્ન કર્યો છે, તેને લીધે અમોને જંગલમાં વસવું પણ મુસ્કેલ થઇ પડયું. હવે ઇરાદો છે કે, હીંદની સરજમીન છોડી પશ્ચિમ દિશાએ બલુચિસ્તાનના પહાડોમાં કેટલાક દિવસો રહેવું. જ્યારે ખુદાને મંજુર થશે ત્યારે ફરી ચાલ્યા આવશું.

આ સાંભળી તે નવજુવાન ઉઠયો, અને યુનુસને વળગી પડયો, બધા માણસો નવજુવાનથી મળ્યા, અને પોતાના પડાવમાં લઇ ગયા,

કુટુંબી વડા મોહમ્મદ બીન સાલેહે નવજુવાનને ખાસ પોતાનો મહેમાન, બનાવ્યો, અને સુલતાન મહમુદ ગીજનવીની હકીકત પુછવા લાગ્યો;-સુલતાનનો શું વિચાર છે શું તેઓ આખા હીંદુસ્તાન પર ચડાઇ કરશે?

નવજુવાન—હા, ઇરાદો તો એજ છે, પણ આ વરસમાં ગીજની પાછા ફરવા સંભવ છે, વળી આ વરસમાં તેઓ આગળ વધવાના ઇરાદાથી આવ્યા નહોતા, પરંતુ બજેરામ, કે જે પશ્ચિમ હીંદનો એક રાજા છે તેણે દીલ્હીના રાજા સામે બળવો કર્યો, અને સુલતાને આ વખતે હીંદુસ્તાનની સફર કરી.

મોહમ્મદ બીન સાલેહ—પછી બજેરામનું શું પરિણામ આવ્યું?

નવજુવાન—તેજ કે જે સુલતાન ઇચ્છતા હતા, પહેલીજ લડાઇમાં બજેરામ હાર ખાઇ નાસી ગયો, તેની પુંઠ પકડવા સુલતાને મને પાંચસો સ્વારો સાથે રવાના કર્યો, એક મેદાનમાં તે મને મળ્યો, અને લડવા તૈયાર થયો, તેના લશ્કર સાથે તેને મેં વીખેરી નાખ્યો, અમારા સ્વારોની તલવારોથી જેઓ બચવા પામ્યા, તેઓએ નાસવા માંડયું, અને મેં એકલાએ તેઓની પુંઠ પકડી, મારી ફોજથી હું ઘણે દુર નીકળી ગયો, ઓચીંતા એક ઝાડીમાં મારા ઘોડાએ ઠોકર ખાધી, અને હું જમીનપર ઘણા જોરથી પછડાયો, તલવાર હાથથી છુટી ગઈ તે વડે શરીર છોલાઇ ગયું, તેમાં પણ વધારો તો એ થયો કે, હજી ઉભો થાઉં, તે પહેલાં થોડા હીંદુ સ્વારોએ આવી મને બાંધી લીધો, અને દક્ષિણ દિશા તરફ રવાના થયા, આગળ જતાં તેઓના નાશી ગયેલા સ્વારો પણ આવી મળ્યા, અને તેઓનું આશરે ચાલીસ પચાસ માણસોનું ટોળું બની ગયું, પણ બજેરામ પોતે તેઓમાં નહોતો, ખુદા જાણે ક્યાંક નાસી ગયો, અથવા મારા સ્વારોના હાથમાં કેદ

પકડાયો, રાજા બઝેરામ પોતાના વિચારો પ્રમાણે સીંધમાં પહોંચશે, એવી આશાથી તેઓ મને સીંધ લઇ ચાલ્યા, કે જેથી ત્યાં પહોંચી મને તેની સેવામાં રજુ કરે, પરંતુ હજુ મારી જીંદગી બાકી હતી, તેથી રસ્તામાં તમોએ તથા ખુદાએ મને આ જુલમીઓના હાથથી છોડાવ્યો.

મોહમ્મદ બીન સાલેહ—એ સર્વે તકદીરની બલીહારી છે, કયાં સુલતાન મહમુદ ગીજનવી, કયાં તમે, કયાં બઝેરામ, અને કયાં અમે! જરૂર અમારી ખુશનસીબી છે, હવે તમારી મારફત સુલતાનની સેવામાં અમોને સારી નવાજેશ થશે, આ કુફરસ્તાનમાં અમો બીજી શું સેવા બજાવી શકીએ! અમો તમોને લઇને તેમની સેવામાં હાજર થઇશું હા, પણ તમારૂં મુબારક નામ શું છે?

નવજુવાન—મને "મનસુર" કહે છે હવે તમો દિલમાં કંઇ ફિકર ન કરો, તે વખત આવી પહોંચ્યો છે કે, ઇસ્લામી વાવટા હીંદુસ્તાનની હરીયાળી પર ઉડે, અમારા સુલતાનને જે વખતે તમારી હાલતની ખબર મળશે, તે વખતે તે તમારી ઘણી તાજીમ કરશે, અને તમોને તમારી વીતેલીનો બદલો સુલતાનના હાથથી મળી જશે.

મોહમ્મદ બીન સાલેહ—જોવું જોઇએ, સુલતાનના દરબારમાં અમારો પૈસારો ક્યારે થાય છે.

મનસુર—ઘણી જલદી, હું તેમની સેવામાં તાકીદે પહોંચવા ઇચ્છું છું.

મોહમ્મદ બીન સાલેહ—'ઇન્શાઅલ્લાહ.'

## બાબ ત્રીજો.



### ઇશ્કની ચીંગારી.



"મન અઝાં હુસ્ન રોઝ અફ્ઝું,
કે યુસુફ દાસ્ત દાનીસ્તમ."
"કે ઈસ્ક અઝ પરદહ અસમત,
બર ન આરદ ઝુલયખારા."



પાછલી રાત છે, અને તારાઓ આસમાનની સફર ચુપકાથી કાપી રહ્યા છે, જેઓ કાલે એક સખત લડાઇમાં ફતેહ મેળવી થાકીને બીછાના પર આવ્યા હતા, તેઓને ફજરની ઠંડી હવામાં ઉંઘની ખુમારીએ દબાવ્યા છે, એક વિશાળ મેદાન છે, જેના પશ્ચિમ ખુણાને બલુચિસ્તાનના પહાડોએ દબાવેલ છે અથવા તો પાછલી ચાંદની તે મસ મોટી પહાડીઓને મોટા મોટા તંબુઓ સાબીત કરી રહી છે, અથવા તો તે થોડા અસલી તંબુઓ છે, જે મેદાનની વચ્ચોવચ્ચ પાસે પાસે ઉભા કરેલા છે, આ તંબુની ચોતરફ કેટલાક લોકો ખુલ્લી તલવારો હાથોમાં લઇ ફરી ફરી પહેરો દઇ રહ્યા છે, બાકીના બધા પર પાછલી રાતના જાદુએ અસર કીધી છે, અને બેહોશ, બેહવાસ ચારે તરફ પડ્યા પડ્યા ખરાંટા લઇ રહ્યા છે. ચાંદ આ આસમાનનો ફેરો પસાર કરી ગયો છે, અને પશ્ચિમ દિશા તરફ એટલો તો નમી પડ્યો છે, કે એક નજીકની ટેકરી કે જે માથું ઉંચકી વાટ જોઈ રહી હતી, હવે તે તેનું ગોરૂ મુખ ચુમવા ચાહે છે, આ પાછલી રાત્રિના ચાંદનાં કિરણો, ટેક-

રીના પશ્ચિમ ભાગથી ઉતરી આવ્યા છે, અને રેતીના રજુમાંના નાના ઝીણા ચમકતા કણોમાં ચાંદની નાની નાની છબીઓ જોતાં અને જાણે જંગલમાં ઝવેરાતના ગાલીચા બીછાવી તંબુઓની નીચે પહોંચ્યાં છે,

આ કિરણો કેટલાક તંબુ વટાવી ગયાં છે. એક વચમાંના વિશાળ તંબુના સહનમાં પહોંચ્યાં છે, અને કોઇ પરી સુરતના ચહેરા પર કંઇક એવી કોશીશ તથા જુસ્સાથી પહોંચી રહ્યાં છે કે જેથી જણાય છે કે આ નાજની ખ્વાબમાં છે. અને આ કિરણો આ ગફલતના આલમમાં તેણીના ચહેરાનું નુર લઈ લઇને ચાંદને આપી આવે છે, સહનના ચોતરફ એક કનાત ખેંચેલી છે, ચાંદની રોશની તે કનાતને વટાવીને આવે છે, અને બેઅદબી કરે છે, આ પરી જમાલ નાજનીના બેહોશ ખ્વાબમાં કંઇક એવી અદાઓ નીકળે છે કે ચાંદજ નહી, બલકે આસમાનના બધા તારાઓ તેણીના હેરત પમાડે તેવા રૂપને આંખો ફાડી ફાડી જોઇ રહ્યા હોય એમ જણાય છે. ચાંદની જે આ નાજુક બદનની પરદાદારી કરવા આગળ વધી છે, અને તે પેશાની તથા ગાલો પર વીખેરાઇ છે, પરંતુ જુલ્ફાની કાળી જાળમાંથી નુરની જે રોશની નીકળે છે, તેણે સુંદરતાનું એક નવુંજ આલમ પેદા કરી દીધું છે, જેનાથી ચાંદને નુરના કસબનો પુરતો મોકો મળી રહ્યો છે, કિરણો તો ઘણીવાર થયાં શોખીઓ કરી રહ્યાં હતાં હવે મેદાનની ખુશનુમા હવાએ આવી તે કાળી જુલ્ફાને ઉલટ પાલટ કરવા શરૂ કરી, તે ચાદર કે જે તે નાજુક બદનને છુપાવી રહી હતી, હવે હવાની ઠંડી લેહરીએ તેના છેડાને પણ ઉલટાવી નાખ્યો.

છેવટ ચાંદના કિરણોએ અને હવાના સપાટાઓએ તેણીને જગાવી દીધી, એકાએક આંખ ખુલી ગઇ, આંખ ખુલતાંજ નાપસંદ ઘુરવાવાલા

ચાંદને આમ સામે જોઈ તેણી શરમાઈ, અને ચાદરવડે મ્હોડું ઢાંકી લીધું, કે ફરી ઉંઘ આવી જાય, આખી રાત ખ્વાબમાં રહ્યા પછીજ આંખો ખુલી હતી હવે ઉંઘ ક્યાંથી! કેટલીકવાર તો ઉછળી ઉછળી પાસાં બદલતી રહી, છેવટ ગભરાઈને ફરી મ્હોડું ખોલ્યું, અને પાસે સુતેલા કોઇની તરફ જોઇ પોકારવા લાગી, "લયલા! લયલા!" પરંતુ કંઇ જવાબ ન મળ્યો, ફરી જોરથી અવાજ કર્યો, અને પોકારીને કહ્યું, "લયલા! ઉઠો, હું એકલી ગભરાઈ રહી છું" જે ઓરતો તેણીની પાસેજ સુતેલી હતી, તેમાંની એકે બે ચાર વાર પાસાં બદલી એકવાર જોરથી શ્વાસ ખેંચી કહ્યું, "શું છે?"

નાજની—જરા જાગો, મારી આંખ ખુલી ગઇ, અને ઘણીવાર થયાં પડી પડી ગભરાઇ રહી છું, કંઇક વાતો કરો, કે જેથી આ એકાંતનો ગભરાટ દુર થાય.

લયલા—છાનીમાની પડી રહો, હમણાં ઉંઘ આવી જશે.

નાજની—ઘણીવાર થયાં પડી રહી છું, પરંતુ કોઇ રીતે ઉંઘ નથીં આવતી, આ જંગલમાં તો મને ઘણીજ બીક લાગે છે.

લયલા—ડરવા જેવી શું વાત છે? ચારે તરફ પુરૂષો છે, કેટલાંક માણસો પહેરો દઇ રહ્યાં છે, તે છતાં હજુ બીક લાગે તો તેનો શું ઈલાજ?

નાજની—મારી પેંઠ ઘડી બે ઘડી જાગી હોતે તો તને પણ બીક લાગતે, રાતની ચુપકીદી અને હવાના સપાટાઓ, અને તેમાં વળી કેટલીકવાર ફાડી ખાનારા જાનવરોના અવાજ આવવા લાગે છે, તું તો સુઈ રહી હતી, તેથી તને શું ખબર, હમણાંજ અહીં નજીકમાં ક્યાંક એક શેર બુમો પાડી રહ્યો હતો, અરે! હું કેવી ડરી ગઇ, વળી કાલે જે બહુ મોટી લડાઈ હતી, અને ઘણા હીંદુઓ માર્યા ગયા, તેઓને જ્યાર

થી જોયા છે, ત્યારથી દિલ કાબુમાંથી નીકળી જાય છે, રહી રહીને વિચાર આવે છે, કે હીંદુઓની લાશો જેને મેં પડાવથી થોડાં ફાસલાપર પડેલી મારી આખોથી જોઇ હતી, તે હજુ સુધી એમજ પડી હશે.

લયલા—ઉઝરા! હા, તું હજુ નાની છે, તેં આવા વખત થોડા જોયા, છે, તેથીજ ડરે છે, આસરે બાર તેર વરસ થયાં, જ્યારે તું બે વરસની હતી તે દિવસોમાં એક બીજી લડાઈ થઇ હતી, મારી ઉમર તે વખતે છ સાત વરસની હતી, તેથી મને પુરતી હોંશ હતી, તે લડાઇમાં આના કરતા કંઇક વધુ કતલ અને ખુનો થયાં હતાં, એક હીંદુ રાજાએ ત્રણુસે ચારસો સિપાઈ મોકલી આપ્યા હતા કે જેથી તેઓ આપણુને સઘળાઓને કતલ કરી નાખે, મને યાદ છે કે પહેલાં ઘણીવાર સુધી તો આપણા તરફના પુરૂષો લડયા અને છેવટ જ્યારે ફતેહની કોઇ સુરત નજરે ન પડી તો તમારી દાદી (ખુદાબખ્સે) એ કુટુંબની સઘળી સ્ત્રીઓને એકઠી કરી, બખ્તર પહેરાવ્યાં અને હથીઆર બંધાવ્યા, પછી લડવા માટે બહાર નીકળી આવી જ્યારે મારી માતા ચાલવા લાગી ત્યારે હું તેમની કમરથી વિંટાઈ ગઇ અને મેં મને સાથે લઇ જવા હઠ પકડી તેણીએ મારા આંસુ લુછ્યાં, તારો નાનો ભાઈ ત્રણ ચાર મહિનાનો હતો તેથી માતા જઈ શકી નહિ મને પણ તારી માતાએ લઈ જઇ તારી માતા પાસે બેસાડી દીધી અને મારી નાની બહેન કે જે એક વરસની હતી તેણીને મારી ગોદમાં સુવાડી દીધી અને મને તે રડતી છોડી ચાલી ગઇ, ઉઝરા? નાં ગભરાઈ આપણું તો એજ કામ છે અને તો તું વધુ ડરતી હોય તો હું ફરીને બેસું છું. ડરવાની શું વાત છે, આપણામાંના પુરૂષો પડાવની ચારે તરફ ચક્કર લગાવી રહ્યા છે, હા, જો, તું સાચું કહેતી હતી, તે શેર ઘુમો પાડી રહ્યો છે,"

ઉઝરા—"અરે, હવે તો દુર ચાલ્યો ગયો, પહેલાં તો અહીં ક્યાંક નજીકમાંજ બોલ્યો હતો."

લયલા—"હા, બોલ્યો હશે, તેમાં તાઅજ્જુબીની શું વાત છે, અહીં તો આવી જાતનાં ફાડી ખાનારા જાનવરો રહેતાંજ હશે."

ઉઝરા—"તેનું શું કરૂં, કે, શેરનો સાદ સાંભળી મારાં રૂવે રૂવાં ઉભાં થઈ જાય છે, અને આખા શરીરથી ધ્રુજવા લાગું છું, અરેરે! જો ફરી સાદ આવ્યો, હવે તો અહીં નજીકજ છે. કમબખ્તનો કેવો ભયાનક અવાજ! લયલા! આ શોરબકોર શાનો થઈ રહ્યો છે? જો સાંભળ તો."

લયલા—( કાન લગાવીને ) "હા, કેટલાક માણસોના અવાજો આવી રહ્યા છે, ખુદા જાણે શું થયું હું જાઉં છું, જરા ખબર મેળવી હમણાંજ આવું છું, તું ડરતી નહીં.

લયલા આટલું કહી તંબુના અંદરના ભાગમાં ગઇ, અને પોતાનો બુરખો ઓઢીને જવા લાગી. તે જોઇ ઉઝરાએ કહ્યું.

" લયલા તું તો જાય છે, પરંતુ અહીં એકાંતમાં મારો તો દમજ નીકળી જાય છે.

લયલા—"આટલી બધી બીક? એ આપણા કુટુંબમાં મોટી શરમીંદગી છે, વળી અહીં તમારી પાસે તો કેટલાક માણસો પણ સુતેલા છે. ગભરાવા જેવી કંઇ બાબત નથી, મને વાર નહીં લાગે; આટલું કહી તે બહાર ચાલી ગઇ. અને ઉઝરા પોતાના મન સાથે વાતો કરવા લાગી.

" હવે લયલા હમણા ચાલી ગઈ, શું કહું, મને તો ઘણી

બીક લાગે છે, લયલાની વાત જુદી હતી, અને બીજા કોઇને કહું તો નામ બદનામ થાય, અહીં સ્ત્રીઓ ડરવાને મોટો એબ ગણે છે, હા, જેટલી મોટી ઉમરની અને ઘરડી સ્ત્રીઓ છે, તેઓ તો કેટલીક વાર લડાઇના મેદાનમાં લડી અનુભવી થઇ ચુકી છે, હું શું કરૂં, મારાથી તો દિલને કઠણ નથી કરી શકાતું, હવે બીજી કોઇને જગાડું, તો આખા ઘરમાં બદનામ થઇ જાઉં, કે "જરાક વાતમાં ડરી જાય છે" શું. કંઇ બનતું નથી, અને લયલા ગઇ, તો જઇને એસીજ રહી, મને તો નવાઇ એટલીજ લાગે છે, કે લયલાથી કેમ જઈ શકાયું, હું હોત તો કનાતથી બહાર નીકળતાં દમ નીકળી જાત શું કરૂં કે મારા દિલમાંથી બીક નથી નીકળતી. (આટલું તે કહેવા પામી હતી, કે લયલા આવી. તેને તેણે કહ્યું ) લયલા! શું ખબર લાવી, કંઇ જણાયું કે શોર બકોર શાનો હતો?

લયલા—"તે કહીશ, તો તને વળી વધુ બીક લાગશે, હવે સુઈ રહે, સવારે કહીશ."

ઉઝરા—"મારી લયલા! જલદી કહે, હવે શા માટે ડરવા લાગીશ, તું તો પાસે બેઠી છો, મને એકાંતમાં જરૂર બીક લાગે છે."

લયલા—"તું તો તુંજ. પણ આ વખતે એવો બનાવ બન્યો છે, કે હું પોતે દિલમાં ને દિલમાં ધ્રુજી રહી છું."

ઉઝરા—"ખુદાને ખાતર જલદી કહે, માણસ વાતને ચાવી ચાવીને કહે, તેથી મને તો કંટાળો આવે છે, જે કંઈ કહેવું હોય તે જલદી કહે."

લયલા—"અરે હમણા તેં જે શેરનો અવાજ સાંભળ્યોજ હતો, તે શેર બિલકુલ નજીક આવી ગયો, અને તે લોકો પર ધસ્યો, જેઓ

પડાવની ચોતરફ પહેરો દઇ રહ્યા હતા, તેમાં સલમીના અબ્બા પણ હતા, તેમની પીઠપર એક થપડ મારી, અને સખ્ત જખ્મી કર્યા."

ઉઝરા—"હેં, હેં, સલમીના અબ્બા ! ( જરા રોકાઇને ) હા, લયલા, ફરી શું થયું ?"

લયલા—"બસ, તે પછી આપણી તરફના એક બહાદુર નવજુવાને વધીને હુમલો કર્યો, અને એ ત્રણ તલવારના ઘાથી મારી નાખ્યો."

ઉઝરા—"મારી નાખ્યો ? મોટું કામ કર્યું, કોણે માર્યો ?"

લયલા—"તેં સાંભળ્યું હશે કે કાલની લડાઇમાં એક મુસલમાન આપણને મળ્યો હતો, જેણે મોટી બહાદુરીથી હીંદુ રજપુતોને કતલ કર્યા હતા, અને તમારા દાદાએ તેને પોતાનો મહેમાન બનાવ્યો હતો,

ઉઝરા—"હા, હા, મેં તો તેને લડતી વખતે આપણા તંબુમાંથી ડોકીયુંકરી જોયો હતો, ખુબસુરત માણસ છે."

લયલા—"હા, તેણેજ હુમલો કરીને તલવારના ત્રણ ચાર ઘા એવા તો માર્યા, કે શેરને મારી નાખ્યો, સાચું પુછો તો મોટી બહાદુરીનું કામ કર્યું. શેરની શીકલ જોઇને માણસોના હાથ પગ ફુલી જાય છે અને આવેલ હોશ જતા રહે છે. બીજો કોઇ હોત, તો દુરથીજ નાશી જાત."

ઉઝરા—"હકીકતમાં મોટું કામ કર્યું, તે કોણ છે એ કંઇ જણાયું ? અહીં હીંદુસ્તાનમાં ક્યાંથી આવ્યો, સાંભળવામાં આવે છે, કે અહીં તો મુસલમાનોનું કોઇ નામ પણ નથી."

લયલા—"હા, એટલું જણાવ્યું, કે સુલતાન મહમુદ ગીજનવીની ફોજનો કોઈ સરદાર છે, એક રજપુત રાજાની પુંઠે આવ્યો હતો,

તેના સાથીઓએ તે રાજાને પુરતી હાર ખવડાવી, અને તે પોતાની શુરવીરતાના જોશમાં ઘણે દુર સુધી તેની પાછળ લડતો ચાલ્યો આવ્યો, છેવટ કોઈ ઠેકાણે આ રજપુતો, જેઓ કાલે માર્યા ગયા છે, તેઓએ તેને ઘેરીને પકડી લીધો, અને સીંધ તરફ લઇ જતા હતા, તો આપણા લોકોએ તે રજપુતોના હાથથી તેનો છુટકારો કીધો."

ઉઝરા—"બહેન ખેર, આપણા લોકોએ તો તેના પર મોટો એહશાન કર્યો. આ કામ જેણે કર્યું છે, તે બીજા કોઇથી ન થઇ શકતે."

લયલા—"હા, તેમાં શું શક છે, પરંતુ ઉઝરા આ એહશાન નથી, મુસલમાન મુસલમાન સાથે ભરાઇ કરે તેને લોકો એહશાન નથી, કહેતા, બસ, સમજી લો કે આ નવજુવાનને તે જુલમી મુર્તિ પુજકોના હાથથી છોડાવવો, એ આપણી ફરજ હતી, અને એવીજ રીતે જ્યારે શેરે હુમલો કર્યો, તો તે નવજુવાનની ફરજ હતી કે આપણને સઘળાને તે ઇજાથી બચાવવા તદબીર કરે, તે બહાદુર હતો તેથી તેણે શેરને મારી નાખ્યો, બીજો કોઈ હોતે તો સર્વેને જગાવી દેતે. કે જેથી બધા મળીને શેરને મારી નાખે."

લયલાના મુખથી આ હકીકત સાંભળી ઉઝરા થોડીવાર ચુપ રહી અને બોલી, "હા, લયલા," આ નવજુવાનનું નામ શું છે ?

લયલા—"મનસુર."

ઉઝરા—"કંઈ ખબર છે કે તે ક્યા ખાનદાનનો છે ?"

લયલા—"તે વિષે મેં કંઈ સાંભળ્યું નથી, પણ હવે રાત થોડી રહી છે. બસ હવે સુઈ રહીએ."

ઉઝરા—"રાત કેવી! હવે તો સવાર થઈ ગયું. જંગલના

પક્ષીઓ બોલી રહ્યાં છે. અને પહાડી કાગડાઓ બોલવા લાગ્યા છે, ચાંદની રંગત તો જુઓ, તારાની રોશની કેવી ફીકી પડી ગઈ."

લયલા—"પણ હજી સુધી કોઇએ અઝાન નથી આપી."

ઉઝરા—"હવે એકાદ ઘડીમાં અઝાનનો અવાજ પણ આવશે, તેથી તો હું કહું છું કે હવે સુઇને શું કરશું, ચાલો વુઝુ કરીએ."

લયલા—"તું બેસી રહે હું પાણી લઈ આવું છું અહીંજ વુઝુ કરી લેજે."

ત્યાર બાદ લયલા ત્યાંથી ઉઠીને ચાલી ગઈ, અને બે લોટાઓમાં પાણી લઇને આવી, બન્ને બાળાઓ વુઝુ કરવા લાગી, વુઝુ કરી ઉઝરાએ કહ્યું, અરે! આ સર્વે તો પડયા ઉંઘી રહ્યા છે, હવે તેઓને પણ જગાડો, (અઝાનનો અવાજ સાંભળી) જલ્લશાન, જો આ અઝાનનો અવાજ આવ્યો.

લયલા—"હા, કોઈ નવો અવાજ આવ્યો છે, હું હંમેશાં અઝાન સાંભળતી રહી છું, અને આપણા ખાનદાનમાં એવો કોઈ નથી, કે જેનો અવાજ મેં ન સાંભળ્યો હોય, સમજવામાં આવતું નથી કે કોણ અજાન આપી રહ્યો છે, અને આવો સુરીલો દિલમાં ઘર કરી લેનારો અવાજ સાંભળવામાં આવ્યો નથી."

ઉઝરા—"લયલા તે કોણ છે?"

લયલા—(જરા વિચાર કરીને) હા, હા, આ તેજ નવજુવાન મનસુર હશે, તેથીજ હું કહું છું, કે કોઈ નવો અવાજ છે. કેવો મધુરો અવાજ! દિલ તો ચાહે છે કે, સાંભળ્યાજ કરૂં, ખુદા કરેને નમાઝ પણ તેજ પઢાવે, હું તો ત્યાંજ જઈ જમાઅતની સાથે નમાઝ પઢીશ, ઉઝરા તું પણ આવીશને?"

ઉઝરા આ સાંભળી છાનીમાની ઉભી રહી, અને ઘણીવાર સુધી દિલમાં ને દિલમાં વિચાર કરી, કંઇક કહેવા માથું ઉચક્યુંજ હતું, કે લયલા બોલી "કેમ વિચાર શું કરે છે? શું આવીશ નહી ?"

ઉઝરા—( વિચાર કરતાં ) આવીશ પણ—

લયલા—પણ શું ?

ઉઝરા—કંઈ નહીં. ( ચોંકીને ) હા, તું તો જાણે છે કે મને તંબુની બહાર પગ કાઢતાંજ ડર માલુમ પડે છે!"

હવે ચુપકીદી મોકુફ થઈ બહારથી લોકોના અવાજો આવવા લાગ્યા, જેઓ તંબુમાંથી બહાર નીકળી વુજુ કરી રહ્યા હતા, ફજરની સફેદીની અસરે આખી દુનિયાંપર કબજો કરી લીધો. ચાંદના ચહેરાપર જેમ હવાઇઓ ઉડવા લાગી, અને તેમ તારા શરમાઈ શરમાઈ ફજરની ચાદરમાં મોઢું છુપાવવા લાગ્યા. ઉઝરાના તંબુમાં જે સ્ત્રીઓ સુઈ રહી હતી, તેઓ પણ ઉઠી, વુજુ કરી નમાઝ માટે તૈયાર થઈ ગઈ, જ્યારે ઉઝરાની માતાએ ઉઠી પોતાની બેટીને તૈયાર વુઝુથી જોઈ, ત્યારે તે ઘણી ખુશી થઈ અને કહેવા લાગી, "ઉઝરા, તું ક્યારની ઉઠી છો ?"

ઉઝરા—અમ્માજાન, હું ઘણીવાર થયા જાગી રહી છું, તમે તો સુતાં હતાં, અહીં મોટા મોટા તમાશા થયા.

માતા—તમાશા કેવા ?

લયલા—જી, હા, તેના મનમાં તો તમાશોજ હતો, અને તે વખતે તો બીકને લીધે બેટી બેટી કાંપી રહી હતી.

ઉઝરા—હા, તે વખતે તો ડર હતો, પણ હવે તો જ્યારે યાદ કરૂં છું ત્યારે તો હસવું આવે છે.

માતા—અરે, એ કંઈ માલુમ પડ્યું, કે થયું શું ?

ઉઝરા—"અમ્માજાન, એક શેર ઘુમો પાડી રહ્યો હતો. તેનો અવાજ સાંભળી હું કેટલીવાર ડરી ગઈ, છેવટ તે શેર બિલકુલ નજીક આવી ગયો, ને તે લોકોપર ઝપટ મારી, કે જેઓ. પેહરો દઈ રહ્યા હતા, સલમીના સબ્બાને જખમી કર્યા, પણ મારી નાંખવામાં આવ્યો.

માતા—અરે! મોટો ગજબ થયો હતો, ઉઝરા તે શેરને ફરી કોણે માર્યો ( ઉઝરા ચુપ થઈ જાય છે )

લયલા—હવે નહીં જણાવીશ, ચાચીજાન આ તો બીકને લીધે મરી જતી હતી. મેં જઈને તપાસ કરી, તો જણાયું કે, નવજુવાને માર્યો. જે ગઈ કાલથી આપણો મહેમાન છે.

ઉઝરાની માતા—મોટું કામ કર્યું. શું તે જાગતો હતો ?

લયલા—નહીં, ચાચીજાન, તે તો પહેરો દઈ રહ્યો હતો.

ઉઝરાની માતા—પહેરો! તે પહેરો શા વાસ્તે, દઈ રહ્યો હતો, તે તો મહેમાન હતો, ઉલટો તેને પહેરો દેવરાવ્યો ખુદા જાણે, હમણાના લોકોને શું થઈ ગયું છે, કે જેથી મહેમાનદારીની રીતો પણ ભુલી ગયા, ઉઝરાના અબ્બા આવે તો તેમને કહું કે શું શામત છે, જે લોકો મહેમાનોથી ઉલટી ખીદમત લીધા કરે છે વાહ વાહ બહુ સારી પરોણાગત છે.

છેવટ બધી સ્ત્રીઓ નીકળીને ચાલી, કે નમાઝમાં શરીક થાય, તે વખતે આ જુની દીની રસમ બાકી હતી, કે સ્ત્રીઓ પણ જમાઅતમાં શરીક થયા કરતી હતી. તંબુની ચોકી કરવા માટે બે ચાર સ્ત્રીઓ બેસાડવામાં આવી હતી, લયલા ઉઝરા તરફ ફરી અને

કહેવા લાગીઃ—" બહેન ઉઝરા ચાલો, નમાઝ માટે જઇએ. (કાનમાં), ખુદા કરે ને, તે નવજુવાન નમાઝ પઢાવે, કેવો સુંદર અવાજ હતો ?"

ઉઝરા—નહીં, હું તો નહીં આવું, મને રહેવા દે, મારી નમાઝ હું અહીંજ પઢીશ.

લયલા—વાહ ! રોજ જતી હતી, અને આજે શું થયું. નહી તો લઈ જઈશ, લે, બસ, હવે ચાલ.

ઉઝરા—શું આજ મારૂં દીલ નથી ચાહતું.

લયલા—આ નવી ઝીદ છે, મેં જે કહ્યું તેથીજ દિલ નથી ચાહતું.

ઉઝરા—ફરી જે કાંઈ કહો હું નહી જાઉં.

લયલા—જા, નહીં સહી.

તંબુમાં જેટલી સ્ત્રીઓ હતી, તે સઘળી જઈ ચુકી અને લયલા સૌની પાછળ રવાના થઈ ઉઝરાએ બે ત્રણ સ્ત્રીઓની સાથે પોતાના તંબુમાંજ ફજરની નમાઝ અદા કરી, અને નમાઝથી ફારગત પામી તે એકલી બેઠી પોતાના દિલ સાથે વાતો કરવા લાગી.

"મારૂં દિલ આજ સુધી કોઈ પણ ખ્યાલને વધુવાર રોકવા આપતું નહોતું. આ શું મામલો છે કે એક ખ્યાલ મારા દિલમાં એટલો તો ઠસી ગયો છે કે ગઈ રાતથી વારંવાર મનાવવા કોશીશ કરૂં છું, પરંતુ માનતું, જાણે દિલમાં કોતરાઈ ગયો, કોઇનું નામ વારંવાર યાદ આવે છે, કોઈ શીકલ દર વખતે આંખોની સામે ભમે છે, કોની શીકલ ! નહીં હમણાં નામ નહીં લઉં, કોઈ સાંભળી લેશે ! કેટલી મોટી બેઅદબી વાત છે ! મારા ખ્યાલો ક્યાંક અમ્માજાનને જણાઈ આવે, તો ગજબજ કરે, મારા જેવી છોકરી અને કોઈની સુરત તથા શીકલને હરઘડી

પોતાના ખ્યાલમાં રાખે! યા અલ્લાહ આ ખ્યાલ હુ ભુલી જાઉં, નહીં તો મારા ઉપર બે ઇજ્જતીનું તોહમત આવી પડશે, ખુદાથી આંખોની સામેથી ચાહું છું કે, તેને ભુલી જાઉં કે જેને યાદ કરૂં છું, આહ! તેની સુરતતો હટતી નથી, હવે શું કરૂં! અઝાનનો અવાજ કાનમાં આવતાંજ બેચેન બની ગઈ. શું નવાઇ? કે તે ફરેબ અવાજ ફરીને કાનોમાં પહોંચતે, ત્યાં તો તેની શીકલથી સામસામે થવાની એજ બીક હતી, આહ! તેમાં શું બાબત છે કે મારૂં દિલ કાબુ વગરનું નીકળી પડતું, હતું બસ એકજ નજરમાં મારા સાદા દિલને ફતેહ કરી લીધું, તેના નામથી તે મોટો ફતેહમંદ લડવૈયો જણાય છે. શું નામ છે! મનસુર!”

પરી જમાલ ઉઝરાથી આ નામ એટલા જોશથી બોલી પડાયું. નામ લેતાં તો લેવાઈ જવાઈ, પણ તુરતજ ચોંકી પડી અને ગભરાઇને ચોતરફ જોવા લાગી, કે કોઇએ જોયું કે સાંભળ્યું ન હોય, પરંતુ શુક્ર અલ્લાહના કે કોઈ પણ નહોતું.

હવે બધી સ્ત્રીઓ તથા ઉઝરાની માતા પાછી આવી ગઈ, અને અહીંથી ઉપાડી જવાની તૈયારીઓ થવા લાગી, સ્ત્રીઓને વેલોમાં સવાર કરવામાં આવી, તંબુ તથા પડાવ વગેરે ઉખેડી ઉંટોપર લાદવામાં આવ્યા, બહાદુર પુરૂષો ઘોડાપર સ્વાર થયા, અને ખાધા ખોરાકી તથા માલ લાવેલા જાનવરો તથા જનાના સ્વારીઓને વચમાં રાખી, તેમની ચોતરફ મોરચો બાંધી, પશ્ચિમ દિશા તરફ રવાના થયા....



# બાબ ચોથો.

## સુલતાનનો દરબાર.

અફઘાનીસ્તાન તથા પંજાબની હદો જે જગ્યા પર મળે છે, તે બિલકુલ પહાડી જમીન છે, અથવા પહાડીઓથી દરેક બાજુ ઘેરાએલી છે, તે પહાડીઓ મુસાફરોને ધમકી આપતી રહે છે, કે, " તમે સઘળા અમારા બંધીવાન છો, અને આ કેદથી કોઈ છુટી જઈ શકે, એ અસંભવિત છે, " ત્યાંના પહાડી લોકોએ સેંકડો બલકે હજારો મનુષ્યોને ચક્કરમાં નાખ્યા છે, અને અફાળી અફાળી મારી નાંખ્યા છે, જે મહાન ફતેહમંદ લડવૈયા, કે જેઓએ આ પહાડોમાંથી માથું કાઢ્યું છે, તે સિવાય હીંદુસ્તાનની દોલતમંદ હરીઆલીને તેઓએ પોતાની ઘોડદોડ બનાવી દીધી, અને જેટલા લોકો અહીં આવ્યા, તેટલા હેરાન પરેશાન થઈ જીંદગીથી ન કંટાળી ગયા હોય, એ પણ અસંભવિત છે.

જે વખતે આપણું ધ્યાન આ જગ્યા પર પહોંચ્યું છે, તે ઠીક બે પહોરનો વખત છે, સુર્યના તાપે આ આખા પહાડી પ્રદેશને અગ્નિની ભઠ્ઠી જેવો બનાવી દીધો છે, સફેદ પત્થરાઓ પર સુર્યના તેજ કિરણો પડી રહ્યાં છે, અને તેમાંના ચકમકને લીધે તેમાંથી તેજ ભડકા નીકળી રહ્યા છે, ગરમ હવાના સપાટાઓ આવી રહ્યા છે, જેઓ ગરમીમાં વધારો કરે છે, જંગલી પશુ પક્ષીઓ કે જેઓ શિકારીઓની બીક રાખ્યા વગર સ્વતંત્ર રીતે રહે છે, તેઓને સુર્યની ગરમીએ

હેરાન કરી દીધાં છે, તેઓ આ પહાડી ઝાડોની હેઠળ ઉભા ઉભા હારી રહ્યાં છે, પહાડોની ગુફાઓ તથા ખાઇઓમાં ઠેકઠેકાણે પશુઓ છુપાઈ બેઠા છે, જે પક્ષીઓથી ઉડી શકાયું તેઓ તો ચડતાં પડતાં એટલે ઉંચે પહોંચી ગયાં, કે જેથી દુનિયાના ગરમીથી બચેલાં છે, બાકીનાં તે ઝાડોની ડાળીઓ પર બેઠેલાં છે, કે જે ઝાડોની હેઠળ પશુઓએ આશરો લીધો છે.

આ પહાડીઓમાં એક જગ્યા પર એક મોટું લશ્કર ઉતરેલું છે, તંબુઓ ખોડેલા છે, અને સીપાઇઓ કે જેઓ બેહદ ગરમીને લીધે છાવણીની ચોતરફ ચક્કર લગાવી પહેરો નથી દઈ શકતા, તેઓ પોતપોતાના તંબુના દરવાજા પર થાકીને બેઠા છે, કે કોઈ તરફથી દુશ્મનોની ફોજને નજરે પડે, તો તાકીદે તલવારો ખેંચી ઉઠી ઉભા થાય. બધા તંબુઓની વચમાં એક મોટો તંબુ છે, જેની આસપાસ આટલી બધી ગરમી અને તાપમાં પણ દશ બાર બહાદુર સીપાઇઓ નાગી. તલવારો લઈ આંટા દઈ રહ્યા છે, તેઓની તલવારો પર બે પહોરના સુર્યનાં કિરણો ઝળકે છે, જેની અસરથી એક બાજુ તો ગરમીની મોસમને ઉત્તેજન મળે છે, અને બીજી બાજુ એટલો તો દબદબો જણાય છે, કે જેટલો કોઈ પ્રતેહમંદ શહેનશાહની છાવણી પર હોવો જોઇએ. આ વખતે બે કદાવર અને બહાદુર જુવાનો એક છેટેના તંબુમાંથી નીકળ્યા, અને વાતો કરતા આ આલીશાન મોટા તંબુની તરફ રવાના થયા, જે જરૂર શાહી તંબુ હતો.

પહેલો—હા, તો ફરી કંઇંક હીકમત જરૂર કરવી જોઇએ.

બીજો—વળી અજબ કે સુલતાનને ગીજની જવું મોકુફ રાખવું પડે.

પહેલો—હા, સુલતાનને મનસુરની સાથે ઘણી મોહોબ્બત છે, અને

હકીકતમાં તે એવોજ નવજુવાન છે, જે કોઇના દિલમાં બહાદુરીની કદર હશે, તે તેની સુરતનો આશક થઇ જશે,

બીજો-એજ સમજવામાં નથી આવતું, કે મનસુર ગાયબ ક્યાં થઈ ગયો ! બજેરામ પકડાઈ ગયો, જેને અહીં લાવવામાં આવ્યો છે, અને આજે સુલતાનની સામે રજુ કરવામાં આવશે. સઘળા રજપૂતોએ એવી હાર ખાધી, કે બિલકુલ વીખેરાઈ જઇ, બદહવાસ થઇ, કંઇ-પણ સાથે લીધા વિના નાશી ગયા. આ ફતેહ મળ્યા પછી મનસુરનું કેદ પકડાવું અજાએબીથી ખાલી નથી.

પહેલો—લો, હવે સુલતાનનો તંબુ આવી ગયો, ત્યાં ચાલી સુલ-તાનની સામે આ બાબતમાં વિચાર કરીશું.

શાહી ગાર્ડના લોકોએ ફોજી અદબથી આ બન્નેની સલામી લીધી, જેથી જણાયું કે તેઓ કોઇ સાધારણ સિપાઈ નથી, બલકે ઇસ્લામી ફતેહનો નામવર " હીરો " છે. આ બન્ને ઇસ્લામી સરદા-રોએ સુલતાનના તંબુમાં દાખલ થતાંજ દરબારી કાયદા પ્રમાણે માથું નમાવ્યું પછી માથું ઉંચકી દોઆ દીધી, અને હમેશાંની આજ્ઞા પ્રમાણે સુલતાનના શાહી તખ્તની સામે જમણી બાજુની ખુરશીઓ પર બેસી ગયા.

શાહી તખ્તમાં જો કે તે જાહોજલાલી નહોતી, કે જેણે પાછલા મોગલવંશીઓને એશપસંદ બનાવી દીધા, તેમ છતાં તે બિલકુલ સાદું પણ નહોતું. અફઘાનીસ્તાન તથા મધ્ય એશીઆના ઉંચા વિચારોના માફક શણગારેલું તખ્ત હતું, જેના પર ઠેકઠેકાણે ચાંદીના પતરાથી ગુલકારી બનાવવામાં આવી હતી. તંબુની અંદર મખમલી ગાલીચો બીછાવેલો હતો, વળી ખાસ તખ્તની હેઠળ આ ગાલીચા પર ઘણી

કીંમતી અદનની કાલીન હતી, અને તેના પર આ શાહી તખ્ત રાખવામાં આવ્યું હતું. તંબુ પણ તે જમાનાની કારિગીરી જોતાં ઘણો સુંદર હતો. બાજુની કનાતપર તથા બીજી છતપર એક ઘણુંજ સુંદર વેલ બુટાવાળું ઝાડ બનાવવામાં આવ્યું હતું. કનાતમાં ઠેકઠેકાણે સુંદર ફ્રેમોમાં એવી બેમીસાલ તખ્તીઓ લાગેલી હતી, કે જે એવી મનોહર સુંદરતા દેખાડી રહી હતી કે આખરી જમાનાના લોકો આ જાતના લેખોને શોધશે, અને તેઓને તે નહીં મળે. આ ફ્રેમોમાંની કેટલીકમાં તો કુરઆનની આયતો અને હદીસ શરીફનાં જોશીલાં વાક્યો લખેલાં હતાં. ખાસ તખ્તની સામે જે ફ્રેમ હતી, તેમાં ઘણા મોટા હરફોથી લખેલું હતું, " નસરૂનમિનલ્લાહે વ ફતહન કરીબ " જમણી બાજુ આ તખ્તી લગાડેલી હતી, " અલ જન્નત તહત ઝલાલ અલસય્યુફ " તથા ડાબી બાજુએ " વ જેહદા ફી સબીલીલ્લાહ " લખેલું હતું, આ રકમની બીજી થોડી ફ્રેમો સિવાય બાકીની ફ્રેમોમાં તે અશઆરો લગાડેલા હતા, કે જેની મારફતે ખાસ સુલતાનના દરબારના મોટા મોટા કવીઓએ સુલતાનની તારીફમાં પોતાની ઉચ્ચ શક્તિના ઝવેરાત દેખાડયાં હતાં. સુલતાનના પોશાકમાં પણ કંઇ એવી ટાપટીપ નહોતી, એક નરમ અને ઉમદા પોસ્તીની કબા હતી, અને તે પર ચામડાની પટી કસેલી હતી, જેના પર લોઢાની ડાબ લાગેલી હતી, અને તે પર સોનેરી ફુલો બનેલાં હતાં. હા, માથાપર એક મોટી પાઘડી બાંધેલી હતી, તેના પરની કલગીની હેઠળ એક ઘણો કીંમતી હીરો લાગેલો હતો, જે આની પહેલાંની ફતેહ વખતે રાજા જયપાલના ખજાનામાંથી મળી આવ્યો હતો. સુલતાનના ચહેરાપર હીંમત, શુરવીરતા અને જાહોજલાલીની નિશાનીઓ ઝળકી રહી હતી. મોટી આંખો, પહોળું અને વિશાળ કપાળ, સુર્ખ અને સફેદ રંગ, તે સિવાય લાંબી નુરાની

દાઢી, આ સર્વ વસ્તુઓએ શાહી રૂઆબ અને દરબારમાં એક જાતનો ખોફ પેદા કરી આપ્યો હતો.

તખ્તની સામે બંને બાજુ ખુરશીઓની બે હારો હતી, જમણી બાજુએ વજીરો તથા ફોજી અફસરો બખ્તર પહેરી હથીઆર બંધ બેઠા હતા, ડાબી બાજુએ શાએરો તથા મશ્કરાઓ અને રમુજી પુરુષો બિરાજેલા હતા. આ હારમાં તો નામીચા શાએરો હતા, કે જેઓનાં નામો આજે પણ દરેક લાયક અને સુધરેલી સોસાયટીઓમાં ઘણા માન સાથે લેવામાં આવે છે. ફીરદોશી, અંસાઅરી, મીનોચેહર બલખી, દકીકી, હકીમ અનશરી, વિગેરે બેઠા હતા, અને વારંવાર તક જોઈ પોતાની કાવ્ય શક્તિથી દરબારમાં એક જાતનો જોશ ઉત્પન્ન કરતા હતા. સુલતાને એકાએક ફીરદોસી તરફ નજર ફેરવી, અને ફીરદોસી ઉભો થઇ જોશના આવેશમાં આ કાવ્ય બોલ્યો:-

" જહાંદાર મહમુદ શાહે બુજોર્ગ,
બ આબો ખુરંદસ હમી મેશો ગર્ગ.
ચો કુદક બસ અઝશેર માદર બશીરત.
બ ગહવાર મહમુદ ગોયદ નહસત.

સુલતાને પોતાની શાહી ઉદારતાની સાથે ફીરદોસીના નાજુક ખ્યાલો અને ઉંચા કલામોની દાદ આપી, જેની સાથે સઘળા દરબારીઓ અને ખાસ કરીને શાએરોએ વાહવાહ, અને મરહબા મરહબાના પોકાર કર્યાં. ફીરદોસી શાહી અદબ બજાવી બેસી ગયો. અને ત્યાર પછી સુલતાને મીનોચેહેર બલખી તરફ નજર કરી જોયું. મીનોચેહેર તુરત ઉઠી ઉભો થયો અને ઘણાજ ખુશીના આવેશમાં આ કસીદો બોલવા લાગ્યો.

( કસીદા ) બુએ ચમન બર આમદ;
વ બુઈ જમાલ ખુદાબ્ન્દ.
" ગુલ પારા ગુફતન આમદ;
વ બુલબુલ બ બોસ્તાં,
" આં દુરશદ કે નાખુને દરદ તેઝ બુવદ;
દાં રોઝગાર રશ્તકે ગર્ગી કુનંદ શબાં, "
" બર બુકાએકે ચશ્મ ઇરાદત કુનંદ બુદાએ
ફરમાં દહદ કુનંદ ઝબર ખલ્કે મહેરબાં. "
" દાં હમચો હઝરતે શાહ મહમુદ નામવર
જમ મરતબત પનાહે જહાં કેસરે ઝમાં."
" શાહે કે અરઝ લશ્કર મનસુર ગરદ હિંદ,
અઝ કેરવાં સીપાહ બ કશ્દ તાબકી રદાં, "
" સુલતાન ફ઼મો રૂસ બમીન્નત દેહદ બીરાઝ;
જયપાલ દેહદ દસ્ત બગીરદાં કુશ્દકશાં. "
મુલ્કે બદાં લીયાકત વ હુકમે બદીં નસ્ક;
બ નવીસ્ત અંદ બરહમ શાહનામ દાસ્તાં,
" અય આફતાબે મુલ્ક બસેરોઝ માહતાબ;
દેસાયા બુદાએ બસે સાલહા બમાં, "
"ખાલી મુબાદ ગુલશન બીજરાએ મજલીસ્ત;
ઝઆવાઝે બુલબુલાં સુખનખો ઇમિદેહખ્વાં. "

આ અશઆરોપર આખા દરબારમાંથી વાહવાહ અને સુબ્હાન-અલ્લાહના અવાજો બુલંદ થઈ રહ્યા હતા, પણ ખુદા જાણે, ખુદ સુલ-તાને ચાર પાંચજ શએરજ આતુરતાથી સાંભળ્યા હતા, કે કંઇ ચિચા-

રમાં પડી ગયો. આ બાબત તરફ દરબારીઓનું ધ્યાન તે વખતે ગયું કે જ્યારે બધા લોકો ચુપ રહ્યા. બાદશાહને ફીકરમાં પડેલો જોઇ, ત્યાં ચુપકીદી પથરાઈ રહી. સુલતાનના ચેહેરાપર તે વખતે ગુસ્સો અને શોકનાં ચિન્હો પ્રગટી નીકળ્યાં હતાં, કપાળ પર કરચલીઓ પડી હતી. અને આંખો લાલ હતી. આ ચિન્હોના સાથે એક જાતની ચુપકીદી જણાતી હતી, જે કંઇક દુઃખ તથા સદમાની ખબર આપી રહી હતી, અને તે ચુપકીદીએ વજીરો તથા ફોજી સરદારોને ચુપ કરી દીધા. સુલતાનના આવા વર્તને સઘળા દરબારીઓપર એવો દબદબો બેસાડી દીધો હતો, કે કોઇનામાં એકપણ શબ્દ જીભથી બાહાર કાઢવાની શક્તિ નહોતી.

અહમદ બીન હસન મેમનુદી જે વજીરાત અને નાયબ દીવાનના હોદ્દાપર બીરાજતો હતો અને જે બીજી ચડાઇઓ કરતાં ઉલટી રીતે આ ચડાઇમાં સુલતાનની સાથેજ આવ્યો હતો, તેણે પોતાની તર્કશક્તિથી અને ઉચ્ચ બુદ્ધિથી કામ લીધું. અને તે મનમાંને મનમાં વિચારવા લાગ્યો કે સુલતાનનો મીજાજ એકાએક કેમ બગડ્યો? તેણે પોતાના દિલમાંજ કહ્યું આ કસીદામાં એવી કઈ વાત હતી, કે જેણે સુલતાનના મીજાજપર આવી અસર કીધી! તેને ખુદાએ બુદ્ધિબળના સાથે યાદશક્તિ પણ ઘણી સારી અને તેજ આપી હતી, જે શએરો મિનાચેહેર બલ્ખી બોલ્યો હતો તે તેને યાદ રહી ગયા હતા, તે તેણે મનમાં બોલવા માંડી તે પર વિચાર કરવા લાગ્યો કે આમાં કયો શબ્દ એવો હતો કે જે સુલતાનના મીજાજ વિરૂદ્ધ થયો! અહમદ બીન હસન ચાર શએર બોલ્યો હતો, અને જ્યારે પાંચમો શએર બોલ્યો કે તુરતજ સમજી ગયો કે સુલતાનની ચુપકીદી અને ગમ શા કારણે છે! પાંચમો શએર આ હતો.

" શહેકે અરઝ લસ્કર મનસુર ગરદદેદ, અઝ ફેરવાં સીપાહ બ ફસ્દ તાખ્તી રહાં. "

અહમદ બીન હસન દિલમાં કહેવા લાગ્યો, કે બેશક મનસુર શબ્દેજ આ આફત મચાવી છે. મનસુર સાથે સુલતાનને ઘણી મોહોબ્બત હતી, તેના ખાનદાની સદગુણો તથા જાતી ગુણો તરફ સુલતાન ઘણા માનની નજરે જોતો હતો, હવે કેવી ઢબથી વાતચીત શરૂ કરવી, કે જેથી સુલતાન આ ગમને ભુલી જાય! અહમદ બીન હસન આ ફીકરમાં હતો, કે સુલતાને દરબારીઓ તરફ નજર કરી કહ્યું, " શું ત્યારે મનસુર તરફથી નિરાશ થવું કે ? "

તે બન્ને સરદારો કે જેઓ હમણાંજ દરબારમાં આવી શામેલ થયા હતા તેઓ બન્ને સુલતાનના લસ્કરના જોશીલા સરદાર હતા, તેમાંનો એક તો અરબ હતો, જે સુલતાનની અરબી ફોજનો સીપેહ સાલાર હતો, તેનું નામ અબ્દુલ્લાહ તાઈ હતું. જેની તલવારે તુર્કસ્તાન તથા ખુરાસાન સિવાય હિંદુસ્તાનમાં પણ ઘણું પાણી દેખાડ્યું હતું. અને બીજો એક તુર્કી બહાદુર હતો, જે શાહી જાંનીસારોમાં મોટો હોદ્દો ધરાવતો હતો. અને લડાઇ ખાતાના વજીરની પદવી પર હતો, તેનું નામ અલતુનતાશ હતું જે વખતે સુલતાને આ નિરાશાભર્યા વાક્યો ઉચાર્યા, તે વખતે બન્ને સરદારો કંઇક અરજ કરવા ચાહતા હતા, પણ અબ્દુલ્લાહ તાઇએ પહેલ કીધી, અને ઉભો થઇ પ્રથમ દોઆ દીધી, પછી અરજ કરી, " હજુર આપ ફીકર ન કરો, મનસુરની શોધમાં અમો તખ્તના વફાદારો અને જાંનીસારો ખાવાપીવાનું તથા ઉંઘવાનું હરામ કરી દેશું અને જેમ બની શકશે તેમ બહાદુર નવજુવાન મનસુરને શોધી લઇશું. કોઇ હીંદુ

રાજાની એટલી મજાલ નથી, કે મનસુરની સાથે બુરી વર્તણુક ચલાવે, અને ખુદા ન કરેને મનસુરની તરફથી અમો તાબેદારોને કંઈ સદમો પહોંચ્યો, તો અમારા સ્વારો આખા હીંદની સર જમીનને હલાવી નાખશે, અને અમારા ઘોડાઓ હીંદુસ્તાનની દરેક નાની તથા મોટી સલ્તનતને કચરી નાખશે.

સુલતાન—અબ્દુલ્લાહ ! તમો લોકોની હીમ્મત અને શુરવીરતાથી મને ઉમેદ છે. પરંતુ હું સાચું કહું છું, કે આજ સુધી જ્યારે મેં હીંદુસ્તાનપર હુમલો કરવા માટે તલવાર હાથમાં લીધી છે, અને રીકાબમાં પગ રાખ્યો છે, તે ફક્ત જેહાદની શુદ્ધ નીય્યતથીજ તથા ખુદાના મુબારક દીન ઇસ્લામની સેવા માટેજ, અને તેને લીધેજ ખુદાએ મારી મદદ કીધી, અને કાફરોને ઝલીલ અને ખુવાર કર્યા. હું એ પસંદ નથી કરતો, કે મારી શુદ્ધ નીય્યતને બગાડું અને ફરી ઇસ્લામની સેવા બજાવવા ઉપરાંત મનસુરનો બદલો લેવાનો મારો સ્વાર્થ થાય.

આ સાંભળી દરબારીઓએ બાદશાહની નેક નીયતની દાદ આપી, અને સુલતાની તંબુમાં ખુદાપરસ્તીનો એક જોશ પેદા થયો, અને આ જોશના આલમમાં બહાદુર તુર્ક અલતુનતાશે ઉઠી અરજ કરી, “અમારી વિનંતી છે કે, હજુર પોતાના ઉચ્ચ હીમ્મતી દિલમાં કોઇ પ્રકારની ચિન્તાને જગ્યા ન આપે. અલમ્દોલીલાહ કે સુલતાનની પાક નીય્યતે અમારી ફોજના દરેક સિપાઈની નીય્યત તો શુદ્ધ અને પાક સાફ કરી દીધી છે, દરેક જાંનીસારની પરાક્ષા અને દરેક જાંબાઝીના મેદાનમાં અલ્લાહ જલ્લ શાનહુનો જલાલ અમારી સામે રહે છે, અને ઇન્શા અલ્લાહ હમેશાં રહેશે, પરંતુ આ ખાલેસ નીય્યતની સાથે અમે અમારા બહાદુર નવજુવાન સરદાર મનસુરને શોધી લઇશું, અને એજ જેહાદની

કોશીશમાં ખુદા અમારા હાથો વડે આ કામ પણ કરાવી દેશે કે અમો મનસુરને શોધીશું અથવા તેના પાક લોહીનાં દરેક ટીપાની જગાપર હજારો રજપૂતો બલ્કે કાફર અને મુર્તીપુજક રાજાઓના લોહીની નદીઓ વહાવી દઇશું. હજુર મારી સલાહમાં તો એજ મુનાસીબ જણાય છે કે, સુલતાની ફોજ આગળ વધે કે જેથી હીંદના કુફરસ્તાન-પર અમારી તલવારોનું દબાણ થાય, અને દુસ્મનોને બીક પેદા થાય.

સુલતાન—મારા બહાદુરો! હવે આ બાબતમાં તમારી શું સલાહ છે? મારો ઇરાદો હતો, કે આ વેળા ગીઝની પાછો ફરૂં, અને આવતા વરસમાં ફરી જેહાદની બજાર ગરમ કરૂં.

અહમદ બીન હસન—એમાં કંઇ શક નથી, કે હવે આપની ફોજો થાકી ગઇ છે અને આ માંદગીના વખતમાં તેઓને જેહાદની તકલીફમાં નાખવી મુનાસબ નથી. અસહાબોની વર્તણુંકથી પણ એજ સાબીત થાય છે, કે જેહાદમાં સીપાહીઓને આરામ આપતા, એટલુંજ નહીં, બલકે તેઓના લાગતા વળગતાઓના વિચારોને દરવખતે પોતાની નજરો સામે રાખતા. હ૦ ઉમર ર૦ એ ફક્ત એક સ્ત્રીના વિચારોનો અંદાજ કરી, સઘળા અમીર ઉમરાવોના નામપર હુકમ રવા કર્યા હતા કે સિપાઇ પછી તે ગમે તે હોદ્દાપર હોય, તેને હંમેશાં ૭ મહીના પછી એક એક મહીનાની રજા આપવામાં આવે.

અબ્દુલ્લાતાઇ—પરંતુ હજુરે મનસુરને શોધવા અમારા દરેક સપિાહીના દિલમાં એક જાતનો જોશ ઉત્પન્ન કર્યો છે. જો તેઓ થાકેલા છે, તો પોતાની માંદગીને ભુલી ગયા છે. જો જેહાદ માટે રવાનગી જાહેર કરવામાં આવશે, તો સઘળા લોકો ઘણા જોશ તથા ખુશીની સાથે હાજર થશે.

અલતુનતાશ—હું પોતાના જાનીસારો તરફથી એવી ઉમેદ રાખુ છું કે, તેઓ જરા ઇશારો મળતાંજ લડાઇને માટે તૈયાર થઇ જશે.

સુલતાન—બેશક, હું મારા તે વફાદાર સીપાઇઓની નીમક હલાલી તથા શુરવીરતાનો આભારી છું, પરંતુ અલતુનતાશ ! જો તેઓ પોતાના જોશ અને શુરવીરતામાં પોતાની માંદગીનો વિચાર ન કરે તો જુઓ તમો સઘળા લોકો સાંભળી લ્યો કે, મનસુર મારી આ ફોજનો એક સીપાઇ હતો તેને કંઇ શ્રેષ્ટતા નથી, મારી નજરોમાં મારા દરેક સીપાઇ એટલોજ દરજ્જો ધરાવે છે, કે જેટલો મનસુરનો છે. મારાથી એતો કદી પણ સહન નહી થઇ શકે, કે તે એક સખ્સના બદલામાં પોતાના બહાદુર અને વફાદાર સીપાઇઓને ગેરવ્યાજબી રીતે અને બેપરવાઇથી કપાવી નાખું.

સુલતાને આટલું કહી પોતાની ઝબાન રોકી, સઘળા દરબારીઓ તરફ જોયું, અને સઘળા અફસરોએ અદબથી માથું ઝુકાવી કહ્યું, " અમો સઘળા તખ્તના જાંનીસારો અને શાહી ફરમાનના તાબેદારો છીએ, આપ નામદાર આપની નવાજનાર જાતીથી જે બક્ષેસ તથા કદરદાની અમારી અદના સેવાના બદલામાં ફરમાવો છો, તે તેનો આભાર પુરતી રીતે માની શકવાની શક્તિ અમારી જબાન તથા કુવ્વતમાં નથી. " આટલું કહી સર્વે પોતપોતાની ખુરશીઓપર બેસી ગયા.

સુલતાન—હા, હા, હું સાચું કહું છું, કે મનસુરનો કંઇક અંશે વધુ ખ્યાલ તો એટલા માટે છે, કે તેના વડવાઓએ હજરત રસુલ મકબુલ સલ૰ તથા તમામ મોહાજેરોને એવા નાજુક વખતમાં આસરો આપ્યો હતો, તથા આ સાચા હાદીની મદદ કરી હતી, કે જ્યારે દુનિયામાં તે મુકદ્દસ ટોળાંનો ખુદા સીવાય આસરો આપનાર

કે મદદગાર કોઇ નહોતો; આપણા પેગમ્બર સલ્લઅમ તેના વડવાઓના મેહમાન રહ્યા હતા, ( આ કહેતાં કહેતાં સુલતાનની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યા, અને આખા દરબારમાં એક દીની રફત પેદા થઇ ગઇ, ) બસ, મનસુરનો ખ્યાલ છે, તો તે આટલોજ.

અબ્દુલ્લાતાઇ—હજુર ! આ કંઈ મામુલી ખ્યાલ છે ! આહ ! જે પેગમ્બરનો પવિત્ર કલમો ફેલાવવા અમારી ઇચ્છાઓ છે, તેનાજ જાંનીસાર અને મહેમાનદારી કરનાર અનસારીના વંશનો બહાદુર નવજુવાન ખુદા જાણે કયા જુલમીઓના હાથમાં બંધીવાન છે. અમો નચીંત છીએ.

સુલતાન—અફસોસ ! બજેરામે પણ આપણા હાથમાં બંધીવાન થઇ આપઘાત કર્યો, નહીં:તો તેની પાસેથી કંઇ હકીકત જણાતે, અને ન પણ જણાતે તો તેની મદદથી મનસુરને જલદી અને સહેલાઇથી મેળવી શકતે, સારૂં ત્યારે હવે શું કરવું તે વિશે મારા મગજમાં તો કોઇ વાત નથી આવતી.

અલતુનતાશ—હજુર, એ સીવાય બીજો કંઈ ઉપાય નથી, કે સુલતાનની ફોજો હીંદુસ્તાન તરફ આગળ વધે. જો હજુરના ઇરાદાની થોડી ખબર પણ હિંદુ રાજાઓનાં કાનમાં પહોંચશે, તો સઘળા રાજાઓ કંપી ઉઠશે અને જેના કબજામાં મનસુર હશે તે હજુરની સેવામાં મોકલી આપી પોતાની કસુરની માફી માગશે.

સુલતાન—સારૂં, જો તમો સઘળાની એજ સલાહ છે. તો એજ ઠીક, ત્યારે હવે આ બાબતનો નિર્ણય થવો જોઇએ કે લશ્કર કઇ તરફ મોકલવું?

અહમદ બીન હસન—સિંધ પ્રદેશ સીવાય બીજી કઇ જગ્યાએ

લશ્કર મોકલીશું ! કેમકે મનસુર તે બાજુ ગયો હતો અને તેજ દેશની હદપર પહોંચી ગુમ થયો છે.

તે પછી સુલતાને બન્ને લશ્કરી સરદારો અલતુનતાશ તથા અબ્દુલ્લાહતાઇ તરફ ફરી કહ્યું;—"ખેર, હવે હું ગીજની પાછા ફરવાના ઇરાદાને મુલતવી રાખું છું. તમે બન્ને જઇને તમારા સાથીઓને ખબર આપો કે કાલે સવારમાં તેઓને નમાઝને વખતે સીંધ તરફ કુચ કરવી પડશે અને તૈયારીઓ થઇ જાય કે તેઓની સીપાઇગીરી અને શુરવીરતાની પરીક્ષા લેવામાં આવશે.

આ સાંભળી બન્ને સરદારોએ પોતાની તલવારો મ્યાનમાંથી બહાર કાઢી અને ઉભા થઇ જોશ તથા ખુશીના આવેશમાં અરજ કરી. "ખુદા હજુરના ઇકબાલને બુલંદ કરે તથા દુશ્મનોને હમેશા જલીલ અને ખુવાર રાખે. અમારી તલવારો હવે જણાવી આપશે કે અમે કેવા વફાદાર અને જાંનીસાર છીએ !

આના જવાબમાં સુલતાને શાહી બક્ષેસોની સાથે બહાદુર સરદારોની વફાદારી અને તાબેદારીનો આભાર માન્યો, પછી આ સરદારો શાહી તંબુની બહાર નીકળ્યા; તે બન્નેના જતાંજ દરબાર બરખાસ્ત થયો. બન્ને સરદારોએ બહાર આવી તમામ ફોજી સરદારોને તે હુકમ સંભળાવ્યો અને આખી ઇસ્લામી છાવણીમાં એક જાતનો જોશ તથા આનંદ ઉત્પન્ન થયો, અને સઘળા તેજ વખતથી રવાનગીની તૈયારીઓ કરવા લાગ્યા.

હવે રાત પડી હતી અને હંમેશના રિવાજથી વિરૂદ્ધ આ રાત્રે ઇસ્લામી ફોજમાં તે ચુપકીદી નહોતી, કે જે હમેશાં રહ્યા કરતી હતી; કેમકે લશ્કરીઓ લડાઇ તથા જીહાદની ખુશીમાં આખી રાત જાગતા

રહ્યા હતા; તેઓએ આખી રાત આનંદના આવેશમાં ગુજારી, તારાઓ આખી રાત હમેશાં જાગવાની ઇચ્છા ધરાવે છે તેઓની આંખ પહેલી રાતથી મીંચાવા લાગી, પરંતુ આ શુરવીર માણુસો જીહાદની ખુશીમાં આખી રાત જાગતા રહ્યા. જાણે તેઓ આજની આખી રાત ઉંઘને ભુલી ગયા હતા કેટલાકોએ આ જાગ્રતિને અલ્લાહની ઇબાદતમાં ગુજારી અને સવારના શોહામણા વખતે કે જ્યારે દુઆ કબુલ થાય છે તે વખતે અરબ્બી તથા તુર્કી સીપાઇઓ અલ્લાહના દરબારમાં ઘણી આજેજીથી ફતેહની દોઆઓ માંગી રહ્યા હતા. હજુ સુબ્હેના સીતારાઓ ઝળકી રહ્યા હતા અને મેદાનની ખુશતુમા હવાના સપાટા ચાલી રહ્યા હતા. લશ્કરીઓ તંબુ અને ડેરાઓને ઉંટોપર લાદવા લાગ્યા અને સરદારોએ એક વિશાળ મેદાનમાં લશ્કરને ઘણી ખુબીથી હારબંધ ઉભા કર્યા. સુલતાન મહમુદ ગીઝનવી પણ પોતાનાં તંબુમાંથી આવી પહોંચ્યો, તેની સુરત જોતાંજ દરેક બાજુથી દુવાઓના પોકારો બુલંદ થયા; જ્યારે સુલતાન પોતાની ફોજ આગળ આવી ઉભો રહ્યો, ત્યારે અબ્દુલ્લાહતાઇની ફોજના એક સરદારે અરબ્બી આવેશમાં ફજરની અઝાન પોકારી. સર્વેએ જમાઅતથી નમાઝ ગુજારી, નમાઝથી પરવારી લેતાંજ લડાઇના વાજા વાગવા લાગ્યાં અને ફોજી સરદારે કુચનો હુકમ સંભળાવ્યો.

સઘળા હારબંધ ગોઠવાઇ ગયા અને તે પછી તેઓ ઉત્તર દિશા તરફ રવાના થયા, જે શાનને શવકતથી તેઓ જઇ રહ્યા હતા, તેથી સાફ જણાઈ આવતું કે, હીંદની ભુમી તેઓની દ્રઢતા અને હીમ્મતથી ડરી ડરી પોતાની હરીયાલી અને પોતાના જંગલો પોતાની મેળે તેમને સોંપતી જાય છે. છેવટે આ ફોજ જતાં જતાં નજરોથી અદ્રસ્ય થઇ ગઇ.

---

## બાબ ૫ મો.

### મનસુર અને મોહેના.

જે સમયની સ્થિતિનું વર્ણન કરી રહ્યા છીએ, તે દિવસોમાં હીંદની વિશાળ હરીયાલીને જુદી જુદી શક્તિઓ તથા રાજ્યોએ એવી રીતે વહેંચી લીધી હતી કે, આ શક્તિઓ કદિ પણ એક સાથે થઈ શક્તી નહોતી અને જો કદાચ થોડીક શક્તિઓ એક સાથે મળી જતી તો, જે લોકો દાવો કરે છે, કે જો હીંદુસ્તાનના સઘળાં રાજ્યો એક સંપ હોત તો મુસલમાનોને કદિ પણ ફતેહ ન મળત, તેઓનો દાવો એક હદ સુધી માની શકાય છે. જો કે મુસલમાનોનો એટલો જવાબ પુરતો છે કે, કયસર અને કીસરા જેઓના વાવટા હેઠળ દુનિયાના મોટા મોટા દેશો મોજુદ હતા તેઓએ પોતાની તે ભેગી થયલી શક્તિની સાથે શું કરી લીધું ? જો હીંદના રાજ્યો સાથે મળી સંપ કરી પુરતી શુરવીરતાની સાથે અટકાવ કરત તો મુસલમાનોને આ સહેલાઈથી ફતેહમંદીનો મોકો ન મળત. ખેર, ગમે તે હોય, આમાં કંઈ શક નથી કે અહીં થોડી થોડી જમીનપર એકેક રાજા હતો, જે પોતાના રાજ્યમાં સ્વતંત્રતા અને આપ અખત્યારીની સાથે એક શખ્સી રાજ્યના શહેનશાહનો દરજ્જો ધરાવતો હતો. અજમેરના અરાવલી પર્વતથી લઇને વિંધ્યાચળ પર્વતના છેડા સુધીની થોડી જમીનપર કેટલાંએ રાજ્યોએ આ થોડી સરખી જમીનને પોતપોતાના હીસ્સામાં વહેંચી લીધી હતી.

અજમેર તથા કિન્નૌજ એ બે રાજ્યોના રાજાઓમાં આપસમાં

ઘણો સંપ હતો, આ સંપનું કારણ એક એ હતું કે, ચંબલ નદીના કાંઠાપર બન્ને રાજાઓની સરહદો મળતી હતી; બીજું ખાસ કારણ એ હતું કે, તેઓ બન્ને નજીકના સગા હતા, કે જે બન્ને રાજાઓના રાજવંશી કુટુંબમાં હતા. આ બન્ને કુટુંબો ઘણા ઉંચ કુળના અને પાક સાફ ગણવામાં આવતા હતા. તથા આગલા શરીફ અને બહાદુર આર્ય કોમોનું તે ખાસ લોહી કે જે પેઢી દર પેઢી આ કુટુંબના રાજાઓની રગોમાં ચાલતું આવ્યું હતું, તે દેશમાં ઘણું કીંમતી ગણાતું હતું, અને તેજ કારણને લીધે આ બન્ને કુટુંબોમાં પણ દરેક બાળકના શરીર અને રગોમાં બહાદુરી અને શુરવીરતા મોજુદ હતા; જેનાથી આશા રાખી શકાતી હતી, કે હીંદુસ્તાન ઇતિહાસીક ફેરફારોથી બચી જશે. ખરેખર મુસલમાનોને રોકવામાં તેઓની કોશીશો દીલ્હીના રાજા કરતાં ઓછી નહોતી. ખાસ કરીને જ્યારે અજમેરના રાજાએ પોતાની એક પુત્રી ઉજ્જનના નવજુવાન જોડે પરણાવી ત્યારે બન્ને રાજ્યોના સંપથી આ આશા વધુ જોરાવર બની કે કદાચ મુસલમાનોને પગપેસારો કરવાની તક ન મળે.

અજમેરના રાજાના મહેલમાં એક બીજી પુત્રી હતી, જેની સાથે રાજાને હદ કરતાં વધારે મોહોબ્બત હતી. આ પુત્રી પોતાની સુંદરતા અને સ્વરૂપને લીધે એવી હતી કે, તેણીના નાજુક પાતળા હોઠો અને રસીલી શરમાએલી આંખોની ખ્યાતી ઘણે દુર સુધી પહોંચી હતી ,તેણીની ઇચ્છા અને આશા રાખવી એતો જુદીજ વાત હતી, પણ ફક્ત એકવાર દર્શન કરવા માટે કેટલાક શાહજાદાઓ જુદા જુદા રાજ્યોમાંથી આવતા હતા, અને નિરાશ થઈ પાછા ફરતા હતા. ન્હાનપણથીજ તેણીને પવિત્ર સંસ્કૃત ભાષાના પુસ્તકો શીખવવામાં

આવ્યાં. તેની યાદશક્તિ તથા ચંચલતાને લીધે નવ દશ વરસમાંજ તેણી એક ઘણા મોટા પંડિતના દરજ્જાપર પહોંચી ગઇ. તે પછી કુટુંબી રિવાજ પ્રમાણે તેણીએ સીપાઇગીરીની કેળવણી લીધી, અને આ હેસીયતથી પણ એટલી સંપુર્ણતાપર પહોંચી ગઇ, કે ઘોડાપર સ્વાર થઇને એક ઉંચ દરજ્જાના સીહેસાલારની પેઠે ફરતી અને ચાલાકીથી લડાઇના હુન્નરો દેખાડતી હતી. તે હાડાઓની આપસની લડાઇઓ અને રોજીંદી ખુનરેજીઓએ તેણીને એક શુરવીર બહાદુર સીપાઇ બનાવી દીધી હતી. જ્યારે તેણી ઘોડાપર સ્વાર થઇને કાળી કાળી જુલફો કાંધપર વીખેરીને નીકળતી હતી ત્યારે શાહી ફોજ બન્ને બાજુથી સલામી લઇ દોઆઓ આપતી હતી. તે વખતનો દેખાવ લોકોને બેચેન કરી દેતો હતો, અને આ નવી બેચેનીઓએ દેશમાં એક તાજી શોરશ પેદા કરી દીધી હતી.

આ પરીચ્હેર બાળાનું નામ "મોહેના" હતું અને તેણીના પિતાને તેણી એટલી તો વ્હાલી હતી કે, પળવાર પણ તેણીની જુદાઇ સહન કરતો નહોતો. તેણીના જાતી ગુણો અને તેણીની સીપાઇગીરીએ તેણીને પિતાની નજરોમાં વધુ લાયક બનાવી હતી. આ જમાના સુધી હીંદુઓમાં પરદાનો રિવાજ નહોતો તેથી મોહેના હંમેશાં શાહી તખ્તની જમણી બાજુએ ઘણા દબદબાથી બીરાજમાન નજરે પડતી હતી. રાજાએ પોતાની સુંદર બેટીને તેણીના લગ્નનો એક હદ સુધી અખત્યાર સોંપી દીધો હતો અને તેજ કારણને લીધે તેણીને અઢારમું વર્ષ ચાલતું હતું છતાં હજુ સુધી લગ્ન પ્રસંગ પ્રાપ્ત થયો નહોતો. કેટલાક શાહજાદાઓ અને રાજાઓ વર્ષોની કોશીશો બાદ નિરાશ થયા હતા. ખુદ અજમેરના વજીરનો નવજુવાન બહાદુર પુત્ર-

"જેરામ કેટલી મુદત થયાં આ નાજનીના દિલને પોતાના કબ્જામાં લાવવાની તદબીરો કરી રહ્યો હતો, બલકે રાજા પોતે પણ એજ ઇચ્છતો હતો કે જેરામની સાથે લગ્ન થઈ જાય, પરંતુ આ બાબતે રાજાને પણ લાચાર કરી દીધો હતો કે, મોહિનાની પોતાની મંજુરી નહોતી. આ કારણો હોવા છતાં પણ જેરામ હજુ હીંમત હાર્યો નહોતો, હજી તે પોતાના તકદીર અજમાવવામાં મશગુલ હતો.

રાજ્યના લાયક વજીરનો પુત્ર જેરામ હાલ એક મશહુર સીપાઇ હતો. લડાઇના મેદાનની વિશાળ તે શીકાર રમવાની જગ્યા કરતાં વધુ સમજતો નહોતો. ઘણી મોટી મોટી લડાઇઓમાં તે નામના મેળવી ચુકયો હતો. જો તેમાં કાંઈ ખામી હતી તો તે ફક્ત એટલીજ કે, તે ગરમ મીજાજનો હતો. દરેક કામને વગર વિચારે વગર સમજે કરી લેતો. તેની નજર ફરતાં મોહિનાની સુરત અને તેણીની સુંદરતાએ દુનિયાની બીજી સુંદરીઓને ફીક્કી પાડી દીધી. જેરામનું વધુ ફરેફતા થવાનું કારણ એ પણ હતું કે, પોતે જાંબાઝ સીપાઇ અને બહાદુર લડવૈયો હતો. આ ગુણોને તે પુરતી ફતેહમંદીની સાથે પોતાની માશુકમાં પણ જોતો હતો, સરહદી લડાઇઓમાં મોહિનાએ જેટલી વેળા પોતાની શુરવીરતા બતાવી દુસ્મનોની ફોજોને વીખેરી નાખી હતી તેટલી વેળા તેણીએ જેરામના દિલપર એકાએક નવા ઇસ્કના તીર માર્યા હતા.

સુલતાન મહમુદ ગીજનીએ જ્યારે હીંદુસ્તાનનો નાશ કરવાનું શરૂ કર્યું, ત્યારે સઘળા બહાદુર રાજાઓની રગોમાં કોમી જોશ ઉભરાયો. દરેક નાહના મોટા હીંદુ રાજાઓના દરબારમાં મુસલમાનોના નાશ અને બરબાદીની ચર્ચા થઇ રહી હતી. ખાસ કરીને જયપાલની હાર અને બજેરામની નિષ્ફળતાએ દરેક રાજાઓની આંખો ખોલી નાખી. જેઓ બોદા હતા, તેઓ તો વાટ જોતા હતા કે મહમુદનું લશ્કર

તેની હદોપર પહોંચે અને તેઓ માથાં નમાવે. પરંતુ બહાદુર રજપુતોનું લોહી જોશમાં આવ્યું, કે જ્યાં સુધી જલદી બની શકે ત્યાં સુધી તુર્ક અને તાતારી સીપાઇઓની સામે હારબંધ ઉભા રહે, અને શુરવીરતાની મદદ આપે. એજ શોખ અને જોશ અજમેરના બહાદુર દરબારીઓમાં પણ પેદા થઇ ગયેલો હતો. ખાસ કરીને અજમેરમાં તે જોશ વધુ હતો. તે એટલા માટે કે આની પહેલાંના લડાઇમાં અજમેરના રાજાએ જયપાલની મદદ માટે કેટલુંક લસ્કર રવાના કર્યું હતું. જેનો નાશ થયો હતો અને શાહી દરબારના કેટલાક નામીચા સરદારો માર્યા ગયા હતા. જે દિવસે બજેરામની નિષ્ફળતાની ખબર મળી, તે દિવસે અજમેરનો રાજા દરબારમાં બેઠો હતો. અને મોટા મોટા પંડીતો અને નામીચા બહાદુર ક્ષત્રીઓ સામે હારબંધ ઉભા હતા. રાજાની સુંદર બેટી મોહેના રાજાના તખ્તની બરાબર સામે એક સોનાની ચોકીપર લડાઇના હથીઆરો અને પોશાકોમાં સુસજ્જિત થઇ બેઠી હતી. વજીરનો પુત્ર જેરામ ઉભો હતો અને શાહી દબદબાને લીધે તેની આંખો નીચે ઝુકેલી હતી. મજાલ નહોતી કે કયારેક પણ ચોરી છુપીથી મોહેનાની પ્યારી સુરત અને ગુલાબી ગાલો તરફ નજર કરી શકે, તે મનમાંને મનમાં હજારો ઇચ્છાઓ અને શોખની સાથે મોહેના સાથે ખ્યાલી વાતો કરી રહ્યો હતો, તે પોતાનો ખ્યાલી જોશ અને ખુશીના આવેશમાં એટલો બધો તો ઉતરી પડયો હતો, કે તે આ ખ્યાલી આલમમાં બેઅદબી પણ કરવા લાગતો હતો. તેનો ખ્યાલ મોહેનાની ટુંકી અને પેચદાર જુલ્ફોની પેઠે કદિપણ ખલાસ નહી થાય. હવે રાજા પોતાના દરબારીઓ સાથે શું વાતો કરી રહ્યો છે તે સાંભળો.

રાજા—સાંભળ્યું છું કે મહમુદનો ઇરાદો હીંદુસ્તાન ભરનાં દેવળો અને જેટલા દહેરાં છે, તે સઘળાંને તોડી પાડી નાશ કરવાનો છે.

રાજા હા, તો ફરી રાજા જયપાલે ગાદી છોડી દીધી! મને તેથી દીલગીરી થઈ છે.

વઝીર—હજુર! તેઓ શું કરતે, તેઓએ બે વાર ઘણીએ કાશીશથી લશ્કર ભેગું કર્યું, અને તુર્કોનો મુકાબલો કર્યો પરંતુ બન્નેવાર તેમણે હાર ખાધી. છેવટ જમાનાની રીત પ્રમાણે તેઓએ તાજ છોડી દીધું અને પોતાના પુત્ર આનંદપાલને તખ્ત પર બેસાડી દીધો.

રાજા—શું તુર્ક લોકો ઘણા મોટા બહાદુર છે?

વઝીર—હજુર! અમો સઘળા લોકોના કુસંપને લીધે તુર્કોના હીમ્મત વધી ગઈ, નહીંતર મજાલ હતી કે મહમુદ હીંદુસ્તાનની હદપર આફત મચાવી દે! અમારી નાહીમ્મતીથી અમારાપર દેવતાઓનો ગજબ ઉતર્યો છે. બસ એજ કારણ છે, અને તેથીજ આ તુર્કોના મુકાબલામાં અમોને હારો મળતી આવે છે.

એક ફોજી સરદાર—આ મોકાપર વધુ ખરાબી મારી સમજ પ્રમાણે બજેરામને લીધેજ થઈ. તેનું રાજ્ય હદપર આવેલું હતું. હમેશાં તે દીલ્હીના રાજાનો ફરમાંબરદાર અને તાબે હતો, પરંતુ મહમુદના આવવાની ખબર સાંભળી તેણે પોતાના સીરતાજ જયપાલને છોડી દીધો છે.

રાજા—( અજાયબીથી ) શું તે મહમુદની સાથે મળી ગયો?

ફોજી સરદાર—મહારાજ! પહેલાં તો લોકો એમ સમજ્યા હતા, કે તુર્કો સાથે મળી ગયો છે, પરંતુ આ વખતે મહમુદે તેના ઉપર હુમલો કર્યો, તેથી લોકોના વિચારો બદલાઈ ગયા, સઘળા કહે છે, કે તેણે રાજા જયપાલનો સાથ છોડી દીધો છે, તો તુર્કોના સાથે પણ મળેલો નથી.

રાજા—ફરી મહમુદના આ હુમલાનું પરિણામ શું આવ્યું ? શું તુર્કોની હાર થઈ?

ફોજી સરદાર—(દીલગીર અવાજે)મહારાજ બજેરામની હાર થઈ, અને તે સીંધ તરફ નાશી ગયો.

રાજા—( જોશમાં આવી) નાશી ગયો! તેણે ક્ષત્રી કુળમાં કલંક રૂપી ડાઘ લગાડયો ?

વજીર—મહારાજ! ક્ષત્રી કુળને કલંક રૂપી ડાઘ તો તેજ દહાડે લગાડયો, કે જે દહાડે તેણે રાજા જયપાલની બેવફાઈ કીધી.

રાજા—તુર્કો ક્યાં છે અને તેઓનો શું ઇરાદો છે ?

ફોજી સરદાર—મહારાજ ! સાંભળવામાં આવ્યું છે કે, મહમુદે બજેરામની પુઠે પોતાની ફોજ રવાના કરી છે, તેનું પરિણામ શું આવ્યું તેની કંઈ ખબર નથી, પરંતુ હવે એ સમજી લેવું જોઇએ, કે સીંધ તથા પંજાબની સ્થિતિ ઘણી નબળી છે. ત્યાંના રાજાઓ નબળાં પડી ગયા છે, અને તુર્કોનું જોર શોર છે, લુંટફાટની બજાર ગરમ છે, ગરીબ રૈયતના જાનમાલનું આવી બન્યું છે.

જે વખતે આ વાતચીત ચાલી રહી હતી, તે વખતે રાજા પોતાના મનમાં જોશ ખાઈ રહ્યો હતો, તેની શીકલ જોતાં જણાતું હતુ, કે ગુસ્સે તેને કાબુ વગરનો કરી લીધો હતો. છેવટ જોશની સાથે સઘળા દરબારીઓ પ્રત્યે કહ્યું, "અફસોસ! આપણી ગફલતોનું આ પરિણામ છે કે આજે આપણા શત્રુ મુસલમાનો આપણા દેશમાં આવ્યા છે, અને અમારી કીસ્મતોને ફોડી નાખે છે. તે રજપૂતોની બહાદુરી અને શુરવીરતાનું શું થયું! શું આખા આર્યાવ્રતમાં એવું કોઇ રહ્યું નથી કે જે પરમેશ્વરની દયાપર આધાર રાખી, મુસલમાનોને રોકે ?

રાજાની ઝબાનથી આ ફકરો સાંભળી ઘણાએ બહાદુર રજપૂતોની આંખોમાં ખુન ઉતરી આવ્યું, જેરામ આગળ વધી તખ્તની પાસે આવ્યો, અને તેણે સીજદો કર્યો. ઘણીવાર સુધી દોઆઓ આપ્યા બાદ તેણે અરજ કરી, "મહારાજ! આ તુર્કોના પણ કંઈ વીસાદ છે! કે જેઓની તલવારોથી આપણે ક્ષત્રીઓ દબી જઈએ, ફક્ત આપણા કુસંપને લીધેજ તેઓને સીંધ સુધી આવવાની હીમ્મત થઈ, નહીતો તેઓની શું મજાલ કે આ તરફ આવવાના મનસુબો પણ કરે!

જેરામ—મહારાજ! હકીકતમાં તે મોટો ધર્માધ છે, અને એવો તો ધર્માધ છે કે. હજુરે પણ તેને શીક્ષા કરવાનો બંદોબસ્ત કરવો જોઇએ.

રાજા—હું શું બંદોબસ્ત કરૂં! હા. મારી સરહદ પાસે તે આવી જશે. તો અલબત્ત દેખાડી આપીશ, કે મારા બહાદુરો કેવી મરદાનગી અને બહાદુરીથી લડે છે.

જેરામ—હજુર! મારી સલાહ પ્રમાણે તો આ વેળા તેને સજા કરવાની સારી તક છે, અને આપણે તેને હાર ન આપીએ, એ અસભવીત છે, તેની ફોજ સીંધ તરફ વધતી ચાલી જાય છે અને દરેક પળે તેઓ તે જગ્યાથી દુર થતા જાય છે કે જે જગ્યાથી તેઓને મદદ પહોંચી શકે છે. જો આ તક જોઈ મહારાજશ્રીનું કેટલુંક લશકર સીંધ દેશમાં પહોંચી જાય તો તુર્કોને પણ ખબર પડે કે હીંદના લોકો કેવા શુરવીર છે મહારાજા! આ યુક્તિથી તેઓ સઘળાઓથી પોતાની જીંદગીથી હાથ ધોવા સીવાય બીજું કંઇ બની શકશે નહીં.

રાજા—જેરામ હું પણ એજ ઇચ્છું છું કે. જેવી રીતે બની શકે તેવી રીતે આ તુર્કોને હીંદુસ્તાનની બહાર કાઢી મુકવામાં આવે,

આર્યાવ્રતને આ તુર્કોથી પાક સાફ કરૂં, અને દેવતાઓની નજરોમાં નામના મેળવું.

વઝીર—મહારાજ ! મહમુદના સીપાઇઓ કેટલીક લડાઇઓમાં ફતેહ મેળવી અનુભવી થઇ ગયા છે. મારી સલાહમાં તો હજુરે તે વખત સુધી આગળ પગલાં ન ભરવાં જોઇએ, કે જ્યાં સુધી મહમુદ હજુર તરફ વધવા ઇરાદો ન કરે, અમો સઘળા તખ્તના વફાદારો છીએ, અને આ રાજ્ય પર કુરબાન થઇ જવામાં મોટી મગરૂરી માનીએ છીએ, પરંતુ હજુરને આવડી મોટી લડાઇમાં ત્યારેજ પગલું ભરવું જોઇએ, કે જ્યારે લાચારી હોય, અને સુલેહની કંઈ યુક્તિ ન નીકળી શક્તી હોય.

રાજા—શું તારા દીલમાં તુર્કોની બીક પેસી ગઇ છે ! મારા જાંનીસારો એવા નથી કે જે તુર્કી સીપાઇઓથી દબી જાય.

વઝીર—હજુર ! મહમુદને છેડવો એ મસલેહતથી વિરૂદ્ધ છે, મહારાજા જયપાલે હીંદુસ્તાનના ઘણા મોટા રાજાઓથી મદદ લઇ, કેવડી મોટી ફોજ જમા કરી લીધી હતી ! હજુરના પોતાના જાંનીસારોનો એક ઘણો મોટો ભાગ પેશાવરની પાસે મહારાજા જયપાલના વાવટા હેઠળ તુર્કો સાથે લડી ચુક્યો છે, પણ તેથી શું બન્યું ?

રાજા—એતો બનવા કાળ હતું, તે બન્યું, હીંદુઓની જુદી જુદી ફોજોની અવ્યવસ્થાને લીધે હાર થઇ, પરંતુ જ્યારે મારા સીપેહસાલાર અને બહાદુર ક્ષત્રીઓ જોશ અને ઉમંગથી હુમલો કરશે, ત્યારે મહમુદની આગલી ફત્તેહો ધુળ મેળવી દેશે.

આટલું કહી રાજાએ પોતાના ફોજી સરદારો તરફ નજર કરી, જેરામ કંઇક કહેવા ચાહતો હતો, પરંતુ પોતાના બાપને પોતાની સલાહથી

વિરૂદ્ધ ફોજી સીપેહસાલારે હાથ જોડીને અરજ કરી. "હજુર! અમો જાંનીસારો મહમુદને દુનિયાંમાં રહેવું મુશ્કેલ કરી દઇશું, અને અમારા દરેક સીપાહીઓના દીલમાં ઇચ્છા છે, કે મહારાજ, આપ અમોને તુર્કોના મુકાબલા માટે રવાના કરો, મુસલમાનો આપણી કોમી હુકુમતને ઉખેડી નાખવા ચાહે છે, તેઓ આપણા ધર્મનું અપમાન અને બેઇજ્જતી કરી રહ્યા છે, આ લોકોએ એવી કઇ બાબત છોડી દીધી છે, કે જેથી હવે આપણે હાથપર હાથ રાખી બેસી રહીએ ?"

જેરામ—શ્રીમહારાજ ! જો આ લડાઇમાં મને રવાના કરવામાં આવે, તો તેથી મારી મગરૂરી વધશે, હજુરને ઘણી તાકીદે સમાચાર મળશે, કે મેં આ મુસલમાનોને માટીમાં મેળવી દીધા, સંભળાય છે કે અજેરામ નાશી ગયો છે, અને સીંધના રાજા પણ મુસલમાનો સામે આવે છે, હું તે બન્નેનો મેલાપ કરી આપીશ, અને મુસલમાન લશ્કરને ઘેરી સઘળાનો નાશ કરીશ, જો પરમેશ્વરની ઇચ્છા હશે, તો પ્રથમ તો મહમુદના સરદારનું માથું અને પછી મહમુદનું માથું કદમોમાં પડેલું હશે.

રાજા—જેરામ! તમારી હીંમત તથા હોંસલાએ મારા દીલને ખુશી કર્યું છે, તમે જાઓ અને વીસ હજાર માણસોનું લશ્કર ચુંટીને સાથે લઇ લો.

એટલું કહી રાજા દરબારમાંના સઘળા સરદારો તરફ ફરી તેઓ પ્રત્યે કહેવા લાગ્યો. "મારા બહાદુરો જેરામની સાથે જવું કોને પસંદ છે ?" આ સાંભળી સઘળા સરદારોએ માથું નમાવી, હાથ જોડી અરજ કરી, "મહારાજા! અમો સઘળા હાજર છીએ, હજુર જેને હુકમ આપો, તે તુર્કોના મુકાબલા માટે રવાનાં થાય."

ત્યાર બાદ શાહજાદી મોહેના કે જે તખ્તની જમણી બાજુએ બેઠેલી હતી, તે ઉઠીને પિતાના કદમોમાં પડી ગઇ, પિતાએ તેણીનું માથું ઉપાડી છાતીથી લગાડયું અને પુછવા લાગ્યો, “મોહેના! બતાવ શું કહે છે? શું તું નથી ચાહતી કે મારા બહાદુરો, તુર્કોના મુકાબલા માટે રવાના થાય!”

મોહેના—મહારાજ! હું એમ નથી કહેતી, મારી મતલબ એ છે કે, મને પણ સાથે જવાની રજા મળે, કેટલાક લોકોની ઝબાનથી મેં સાંભળ્યું છે કે, મુસલમાનો ઘણા બહાદુર લડવૈયા હોય છે. હું એક મુદ્દત થયાં તેઓની બહાદુરીને જોવા આતુર છું, મહારાજ! થોડા દિવસો માટે મને પોતાની કદમોથી જુદી કરો, કે જેથી હું જઇને જોઉં કે તેઓ કેવી રીતે લડે છે, અને હીમ્મત દેખાડે છે.

રાજા આ સાંભળી ઘણી વાર ચુપ રહ્યો ત્યાર પછી કહેવા લાગ્યો બેટી! તારી બહાદુરીનો હાલ હું સારી રીતે જાણું છું, મને બીજી કોઈ વાતનો ખટકો નથી, ફક્ત એટલો ખ્યાલ છે કે, તને તકલીફ પડશે. ખાસ કરીને આ રજપુતાનાનું રેતીનું રણ તારી ફુલ સરખી સુરત, અને તારા નાજુક ગાલોને કુમળાવી નાખશે..

મોહેના—મહારાજ! હજુરની ખુશનુદી અને રજામંદીની સ્થિતિમાં આ સઘળી તકલીફો ઘણી ખુશીથી ઉઠાવીશ અને મહારાજા! આતો ધર્મનું કામ છે. મુસલમાનો હીંદુ ધર્મને નુકસાન પહોંચાડી રહ્યા છે, જેના દીલમાં ધર્મની મોહબ્બત હોય તેની તો ફરજ છે કે, જાન પર ખેલીને લડે અને આ લોકોને પવિત્ર આર્યાવતથી કાઢી મુકે.

આ સાંભળી રાજાની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં, અને

આખા દરબારમાં ચુપકીદી પથરાઇ, છેવટ રાજાએ દીલમાંથી ઉઠતા જોશને દીલમાં દબાવ્યો, અને પોતાની જીગરપારા મોહેના તરફ ફરી કહેવા લાગ્યો. "મોહેના! બેશક, અમો સઘળાઓના દીલમાં ગેરત નથી રહી. કમબખ્ત અને જુલમી મુસલમાનોની લુટફાટનો હાલ સાંભળી તારા દીલમાં એક જોશ પેદા થઇ ગયો, અને એને અમારા લોકોમાં જેવો જોશ હોવો જોઇએ તેવો નથી, તું વધુ પરેશાન ન થા, અને ઘેરથી બહાર કદમ ન કાઢ, જેરામ જઇને મુસલમાનોને માટીમાં મેળવી દેશે, અને વેર એકે તારૂં કલેજું ઠંડું કરશે, તું પોતાની બહાદુરી તો તે દિવસોને માટે રાખી લે, કે જ્યારે ધર્મનો વાવટો લઇને હું અજમેરની બહાર નીકળું, તું મારી જીગર પારા છો, જો તું મારાથી જુદી થશે, તો ફરી મારૂં દીલ કોઇ વાતમાં નહી લાગે, ફરી ત્યાં જવાની હું તને કેવી રીતે રજા આપું? તુર્કોના જુલમનો હાલ સઘળા જાણે છે, પરમેશ્વર જાણે છે, આ લડાઇનું પરીણામ શું આવશે, જો તું તેઓના હાથોમાં સપડાઇ જઇશ, તો મારૂં જીવવું મુસ્કેલ થઇ પડશે."

મોહેના—હું હુશીઆરીથી મુકાબલો કરીશ, અને મુસલમાનોની એટલી મજાલ નથી, કે મને પકડી લે, હું ફરી હાથ જોડીને અરજ કરૂં છું, કે મને લડાઇપર જવાની રજા આપો, જો રામચંદ્રજીએ કૃપા કીધી, તો મારે લીધે આપને સદમો નહીં પહોંચે.

શાહજાદી મોહેનાની આવી મરજી જોઇને રાજા ફરી વિચારમાં પડ્યો, ઘણીવાર સુધી વિચારતો રહ્યો, કે આ ભયાનક ઇરાદાથી મોહેનાને કેવી રીતે રોકે, અને ખાસ કરીને મોહોબ્બત અને તેણીના લાયકાત રાજાને વધુ હેરાન કરી આપતી હતી. આખર તેના દીલે મોહેનાની મરજી પ્રમાણે ફેંસલો કરી આપ્યો, તે મનમાં કહેવા લાગ્યો

" કંઇ હરકત નહીં, મોહેના પરાયા માણુસની સાથે જતી નથી. પરંતુ મારા મંત્રીનો લાયક અને બહાદુર બેટો જેરામ તેની સાથે જાય છે, શું આશ્ચર્ય ! કે આ મુસાફરીમાં તે મોહેનાને પોતાની સુંદર સેવાથી દોસ્ત બનાવી લે, હું પણ કેટલીક મુદ્દત થયા ઇચ્છું છું કે, જેરામે મોહેનાને વશ કરી લીધી, તો તેથી મને ઘણો આનંદ થશે, જેરામની સાથે મોહેનાના લગ્ન કરી આપું પરંતુ મોહેનાના ઇન્કારને લીધે અટક્યો ખરેખર આથી વધુ સારી તક કોઇ પણ નથી મળી શકતી, કે જેરામ મોહેનાના દીલપર પોતાનો કબજો કરી લે." પોતાના મનમાં આ ફેંસલો કરીને રાજા મોહેના પ્રત્યે કહેવા લાગ્યો, " મોહેના ! તારી મોહબત મને કોઇ રીતે પણ તારી જુદાઇ સહન કરવા આપતી નથી, પરંતુ હવે તને છુટ છે, અને મારા વજીરનો લાયક અને બહાદુર બેટો જેરામ તારી સાથેજ આવે છે, એ સીવાય હું મારા દીલને કઠણ કરી તને રજા આપું છું. બેટી ! જા પણ ખબરદાર! હુશીઆરીથી રહેશે, એમ ન બને કે તને કંઇ સદમો પહોંચે અને હું તારા ગમમાં જીંદગીથી બેઝાર થઇ જાઉં.

મોહેના—મહારાજ ! હું હુશીઆરીથી રહીશ, અને દેવતાઓની મદદથી મને મુસલમાનો ઉપર ફતેહ મળશે, હું મુસલમાનોના સરદારનું માથું કાપી લાવીશ, અને આપની કદમોપર નાખી દઇશ.

રાજા—જેરામ ! હું પોતાની જીગરપારા મોહેનાને તારી સાથે મોકલું છું, ખબરદાર ! તેના દીલને કોઇ વાતનો સદમો ન પહોંચે, અને તેની ખાતર બરદાસ્તને હંમેશા પોતાની ફરજ સમજજે. જો ! મારી મોહેનાપર કંઇ પણ આફત આવવા ન પામે, અને જો એમજ બન્યું, તો તારા હકમાં સારૂં નહીં થાય.

આ સાંભળી જેરામ રાજાના કદમોમાં પડી ગયો, અને ફરી રાજાની આજ્ઞાથી ઉઠીને અરજ કરવા લાગ્યો. "શ્રી મહારાજ! શાહજાદી મોહેનાને હું આપની જગ્યા પર સમજીશ, જે શાહજાદીની ખીદમત અને જરૂરતમાં મારૂં માથું કપાઈ જાય, અને મારી જાન જાતી રહે તો પણ મને તેની પરવા નથી."

રાજા—હા, હા, જેમ કહે છે, તેવુંજ કરી બતાવજે અને મને પણ તારાથી એવીજ આશા છે, કેમકે તું અમારા રાજ્યના આગલા જાંનીસારોમાંથી છે, તારી અને તારા વડવાઓની સેવાએ પણ સાબીત કરી આપ્યું છે, કે તું અજમેરના રાજાનો વફાદાર સેવક છે.

આ સાંભળી જેરામે ફરી પોતાનું માથું નમાવી દીધું.

રાજા—જેરામ! તમે અત્યારે જાઓ, અને ફોજને જમા કરવા તૈયારી કરો કાલે તમારે વીસ હજાર માણસોની ફોજ સાથે સવારમાંજ રવાના થવું જોઇએ. તમારી પાછળની હું બીજી ફોજની વ્યવસ્થા કરી લઇશ. અને જરૂરતના મોકાપર અહીંથી તમોને ઘણી ઝડપથી કુમક પહોંચશે. જેરામ! ખબરદાર! મહમુદના મુકાબલામાં હંમેશાં શરીફ વર્તાવ કરવો. જો તે જુલમી તુર્કો લુટફાટ તથા જુલમ કરે તો કરવા દો. પરંતુ તમો તો પોતાની શરાફત અને પાક નફસીને ન છોડશો, બેવફાઈ અને વચનભંગ ન થવું જોઇએ. જ્યાં સુધી હરીફ લડાઈ માટે તૈયાર ન હોય, ત્યાં સુધી તમારી તરફથી શરૂઆત ન કરવી. લાચારો પર તલવાર ન ઉઠાવવી. મુસલમાનોનો કોઈ સરદાર અથવા શાહજાદો પકડાઈ આવે તો તેને ઘણા માનની સાથે રાખવો અને બહાદુરી તથા દબદબાથી મારી પાસે લઈ આવવો, કેદ પકડા-

પેલા કુચ્ચ દરજ્જાનના કેદીઓ પાસેથી હથીઆરો છીનવી લેવા તથા તેઓને ચોકી પહેરામાં રાખવા સીવાય, કંઇ જબરાઈ ન કરવી જોઇએ. પરંતુ હા, મહમુદની તરફથી આ કાયદાથી વિરૂદ્ધ વર્તણુંક ચલાવવામાં આવે તો તને પણ અખ્તયાર રહેશે, કે જેમ ચાહે, તેમ કર, અને જે પ્રકારનું દુઃખ આપવા ચાહે, તે પ્રમાણે વર્તે પરંતુ તેમાં પણ તારી શરાફતની હદથી ન વધને. મોહેના! અને તું તો સ્ત્રી છો, તારા દીલમાં ધર્મનો જોશ વધારે છે, તું પણ મારી નસીહતનો ખ્યાલ રાખજે. જેરામ! બસ હવે જાઓ, અને કુચની તૈયારીઓ કરો, કાલે તારાઓના છાંયામાં ફોજની પરિક્ષા લેવા હું આવીશ, અને તે વખતે તને તથા મારી જીગરપારા મોહેનાને વીદાય કરીશ. મોહેના તું પણ જા, અને સફરની તૈયારીઓ કર, તારી માતા તથા તારી સાહેલીઓ સઘળાઓથી વીદાય થઇ લે, બસ હું જાઉંછું.

ત્યારબાદ સઘળા લોકો વીદાય થયા, રાજા મહેલમાં ગયો, અને દરેક શખ્સે પોતપોતાના ઘરનો રસ્તો લીધો.



# બાબ ૬ ઠો.

## લડાઈનું મેદાન.

સીંધના રણનો છેવટનો ભાગ કે જ્યાં હીંદુસ્તાનની સરહદો સમાપ્ત થાય છે, અને બલુચીસ્તાનના પહાડો શરૂ થાય છે, તે જગ્યા બીલકુલ વેરાન છે, ઉન્હાળાની ગરમ હવાના સપાટાઓ આવી રહ્યા છે, અને મુસાફરોને બદલે રેતીના કણોને ચારે તરફ અદ્ધર સેલ કરાવતા ફરે છે, ઝાડોનું લીલું ઘરેણું—પાંદડાંને સુકાવી વસંત રૂતુ ઉતારી ઉતારી માટીમાં મેળવી રહી છે, હા, ઠેક ઠેકાણે મુસીબતમાં ફસેલા બાવળના-ઝાડો પોતાની હમેશની લીલાશ અને શાંતતાને જાળવી રહ્યા છે, અને ભેદી નાંખનારા કાંટાઓને પોતાના પાસામાં છુપાવી રહ્યા છે, કે તાપનો માર્યો મુસાફર તેની નીચે આસરો લે, તો તેને છેડી છેડીને જરા મગ્ન ઉઠાવે એક બાજુ ઘણીએ લાશો પડેલી છે, જે સુર્યની ગરમીમાં રહેવાને લીધે ફુલી ગઈ છે, આ લાશોના જુના મહેમાનો ગીધોના ટોળેટોળાં આકાસપરથી તેમની તરફ ઉતરી પડયાં છે અને આ મુડદાંખોર જાનવરો ઘણાં આનંદથી અને શોખથી આ લાશોપર ચક્કર બાંધતા બાંધતા ઉતરે છે, એક પહાડની વચમાં પાણીનું એક નાનું સરખું ખાબોચીઉં છે, જેમાં બલુચીસ્તાનના પહાડોમાંના કેટલાક પાણીના ઝરાઓ વહીને પડે છે, અને તેની ચારે બાજુ જે થોડી થોડી રેતી છે, તેમાં બગલાં અને તેવાં બીજાં પક્ષીઓ પોતાના પંજાઓ તેજ કરી બેઠેલાં છે. બપોરનો વખત થવા આવ્યો છે, અને દરેક વસ્તુપર તાપની ગરમીએ થોડી કે વધુ અસર કરી છે.

વળી આજ વખતે પુર્વ અને દક્ષિણ દિશા તરફથી આસરે ચારસોથી પાંચસો સ્વારોની એક ટોળી જોવામાં આવી છે. આ સ્વારોની સાથે કેટલાક ઉંટો પણ છે, જેનાપર ખાધાખોરાકીની વસ્તુઓ લાદેલી છે, આ ઉંટોને સઘળા લોકો ચોતરફથી ઘેરી લઇ, ધીમે ધીમે આવી રહ્યા છે, દરેક સ્વારોએ સંપુર્ણ હથીઆરો ધારણ કર્યા છે, પરંતુ નેજાઓ જે તેઓના માથાથી ઉંચા છે, અને જેની અણીઓપર સુર્યનાં કિરણો ચમકી રહ્યાં છે, તે ઘણો આનંદદાયક તમાસો બનાવી રહ્યા છે, સઘળાના માથાપર પાઘડીઓ છે, તે અને તેઓના પોશાકની દબને જોતાં જણાય છે, કે જમાનાના ફેરફારોએ તેઓને ઘણા સતાવ્યા છે, તથા તદ્દન ગરીબીમાં રાખ્યા છે; પરંતુ સાથે સાથે તેઓના હથીઆરોની સંપુર્ણતા દેખાડી રહી છે, કે તેઓ આ જમાનાના ફેરફારોથી મુકાબલો કરવા, તથા દરેક મુસીબતોથી પોતાનો બચાવ કરવા ઘણી હુશીઆરી અને તૈયારી વડે કામ લેતા રહ્યાં છે. કેટલાક ઉંટોપર (સ્ત્રીઓને સ્વાર થવા માટે પડદા બાંધવામાં આવે છે તેને "મહમલ" કહે છે, જેને આપણે "માહફા" ને નામે ઓળખીએ છીએ) માહફા અને તેના પડદા ખુબ તાણીને દોરીઓ વડે બાંધી લેવામાં આવ્યા છે, પરંતુ પવન તેને દર વખતે ઠેકઠેકાણેથી ઉડાવી નાંખે છે, મહાફાવાળા ઉંટો પણ સ્વારોની વચમાંજ છે, જંગલની હવાના ઝપાટાઓ પોતાની સાથે સાથે ધુળ ઉડાડતા ચાલ્યા આવે છે, આ ટોળાની આગળ આગળ સરદાર તરીકે બે શખ્સો છે, બન્નેના હાથ પગ અને ચહેરાની દબથી સાબીતી મળે છે, કે તેઓની શુરવીરતા અને બહાદુરી પોતાનો હરીફ નથી રાખતી. સુરત તથા શીકલ જોતાં પણ બન્ને ઉચ્ચ દરજ્જાના ખુબસુરત છે, સફેદ પાઘડીઓ માથાપર છે, તલવારો મ્યાનમાં છે, પરંતુ એક કે જેની સુંદરતાને નવી જુવાની ઉભરાવીને દેખાડી રહી

છે, તેની તલવારનું મ્યાન સોનેરી છે, અને બીજાની તલવાર ચામડાના મ્યાનમાં છે, બન્ને જણા આપસમાં વાતો કરતા કરતા પોતાની ન્હાની સરખી ફોજની આગળ આગળ ચાલતા આવી રહ્યા છે.

નવજવાન—આ મડદાખોર જાનવરો અહીં કઇ ચીજપર પડી રહ્યાં છે?

બીજો—હા મને એમજ જણાય છે, કે કયાંક લાશ પડેલી છે.

નવજુવાન—એક લાશ નહીં, ઘણી જણાય છે, નહીં તો આટલાં જાનવરો ન ઉતરત.

બીજો—ચાલો જોઇ લઇએ.

આટલું કહી બન્ને જણ ઉતાવળે પગલે ચાલે છે, અને પહાડની પાસે પહોંચી આશ્ચર્ય થાય છે, મુડદાખોર જાનવરો તેની શીકલો જોઈ ઉડી જાય છે.

નવજુવાન—શાયદ અહીં કોઇ લડાઇ થઇ છે, નહીંતો આટલી લાશો કયાંથી આવતે!

તેઓ આ પ્રમાણે વાતો કરી રહ્યા છે કે પાછળથી શોરબકોરના અવાજો આવ્યા. બન્ને આશ્ચર્ય થઈ, પોતાના સાથીઓ તરફ જોવા લાગ્યા. તેના સાથીઓ ગભરાતા ગભરાતા તે બન્ને જણને પોકારી રહ્યા હતા. એ સીવાય તેમને બીજું કંઇ જણાયું નહીં. બન્નેએ પોતપોતાના ઘોડાની લગામો ખેંચી ફેરવી, અને જોરથી એડ મારી. પવન વેગે પોતાના સાથી સીપાઇઓની સાથે જઈ પહોંચ્યા.

નવજુવાન—કેમ શું થયું?

કેટલાક સીપાઇઓ—(એક તરફ ઈશારો કરીને) પેલી તરફ

જુઓ. આ મોટી ફોજ કોઈ હીંદુ રાજાની આવી રહી છે. ગજબ થયો, આ અસંખ્ય ફોજથી આપણે કેમ મુકાબલો કરી શકીશું? આહ ! અમારા આ થોડાક બહાદુર સીપાઇઓ પળવારમાં મોતનો - લુકમો બની જશે.

નવજુવાન—આપણે ખુદાની ફજલથી નાઉમ્મેદ થવું ન જોઇએ. જે ખુદાએ આપણને અહીં સુધી સહીસલામત પહોંચાડયા છે, તેજ ખુદા આવા મુસ્કેલ વખતમાં મદદ કરશે. હીંદુઓથી શું ડરવું ! એ લોકો આપણા શીકારો છે, એ લોકો પહાડી પક્ષીઓ અથવા જંગલી હરણો છે, આપણું આ ન્હાનું ટોળુંજ તેઓને ઘેરી મારી નાંખશે.

સીપાઈ—સાહેબ ! જુઓ તેઓ આપણાથી ઘણા નજીક આવતા જાય છે, હવે આપ આપના સીપાઇઓને તૈયાર કરી હારબંધ ગોઠવો. એમ ન બને કે, આપણે આમ ગભરાટ અને બીકમાંજ રહી જઇએ અને તેઓ સઘળા આપણાપર આવી તુટી પડે.

આ સાંભળી તે નવજુવાને બહાદુર અને નામીચા સીપાઇઓનાં નામ લઇ પોકાર્યા. સઘળાને એકઠા કરી, લડાઇ તથા પોતાની ઇજ્જતના બચાવ માટે તૈયાર કર્યા. માહફા અને માલ અસબાબનાં ઉંટોને સૌથી પાછળ રાખવામાં આવ્યા, અને સઘળા સ્વારો તથા પાયદલ માણસો દુશ્મનની તરફ હારબંધ ગોઠવાઈ ગયા, હજી દુશ્મન ફોજ થોડે દુર હતી પરંતુ લડાયક જુસ્સાએ અને શોખે ત્યાં એવી તો ચુપકીદી ફેલાવી હતી કે કોઇનો સાદ સંભળાતો નહોતો. હા, કોઈ કોઈ વખતે મહાફામાંથી તે બાળકોના રડવાના સાદો આવતા હતા કે જેઓ પોતાની માતાઓના ખોળામાં હતા, અને કોઇ કોઈ હઠ પકડી રીસાઇ જતાં હતા. છેવટે દુશ્મનની ફોજ નજીક આવી પહોંચી અને

તેણે પાણીના પ્રવાહની પેઠે આ મેદાનના પુર્વ ભાગને ભરી દીધું, ધુળ ઉડીને આકાશ સુધી પહોંચી, અને તેના છેડામાં જોતાં જણાતું હતું કે, દરેક બાજુએ આ જંગલ માણસોથીજ ભરેલું છે. જેઓ હમણાંજ જમીનમાંથી નીકળ્યા અને દુનિયાંના સઘળા ભાગોમાં ફેલાઈ ગયા, તે બહાદુર નવજુવાન અને તેનો સાથી કે જે બન્ને જણાએ હમણાંજ પહાડની વચેની લાશોને જોઈ અજાયબી બતાવી હતી, તેઓ ફોજના મોખરાપર હતા, અને પોતાના ખ્યાલમાંને ખ્યાલમાં ખુદા પાસે દુઆ માગી રહ્યા હતા કે, તે પોતાને તથા પોતાના સાથીઓને આ બલાથી મુક્ત કરે.

એકાએક એક વૃદ્ધ પુરૂષ લોકોની હારમાંથી નીકળ્યો અને તે નવજુવાનની તરફ જઇને કહેવા લાગ્યો. "મનસુર! તમારૂં નામ મનસુર છે. ખુદા તમોને દરેક હાલતમાં ફતેહ આપશે. અમારી ઉમર હવે આખરી થઇ ગઇ. ઓ મારી કોમના બહાદુરો! હવે તમારી શુરવીરતાનો વખત છે. હાર અને જીત એ બન્ને તકદીરી મામલા છે, પરંતુ લો, જુઓ એવું ન કરના, કે તમારૂં અને તે મુબારક વંશનું કે જેમાં આપણે સઘળા છીએ, તેઓનું નામ બદનામ ન થાય. શહાદતના શોખે તમોને ક્યાં ક્યાં પહોંચાડયા, અને ક્યાં ક્યાં ફતેહમંદ બનાવ્યા. તમારામાંનો એક બહાદુર કુસ્તુનતુન્યાની દીવાલો હેઠળ આરામ કરી રહ્યો છે. તમારામાંના ઘણાએ લોકો રૂમ, સામ, મીસર, અને ઇરાનની જમીનમાં શહાદતના સ્વપ્નામાં સુતેલા છે, મોરોકકો અને સ્પેન પણ તમારા નામવરોથી ખાલી નથી. હવે હીંદુસ્તાનની જમીનને પોતાના નામ વડે ઇજ્જત દેવા માટે તમે અહીં આવ્યા છો. જુઓ તમોને જે શોભા રૂપ હોય તેજ કરજો. જો કે હીંદુસ્તાનમાં આપણને જેટલી મુસીબતોની સામે થવું પડયું છે. તેના કરતાં આ મુસીબત કાંઇ મોટી નથી. તમારી કોમના વૃદ્ધ પુરૂષો, તમારી સ્ત્રીઓ, તમારાં બચ્ચાં સર્વેની

મુક્તિ અને ઇજ્જત તેજ બહાદુરી અને શુરવીરતાપર અવલંબી રહી છે, કે જે હમણાં તમારી તરફથી દેખાડવામાં આવશે."

મનસુર—જનાબ ! આપ સઘળાઓના બુઝરોગ અને દરેક પ્રકારે માન આપવા લાયક છો. આપ આરામથી બેસો, જ્યાં સુધી અમારામાંથી એક શખ્સના શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી સંભવિત નથી કે, અમારી સ્ત્રીઓ, અમારા બાળકો, અને આપના જેવાં બરકત રૂપી બુઝરંગોની તરફ કોઇ આંખ ઉઠાવી જોઇ શકે. ઓ અનસારી વંશના યાદગાર! જ્યાં સુધી અમોઆપની સામે છીએ ત્યાં સુધી હુરો આપની ઇંતેઝારીમાં બેઠી છે. કેમકે જુઓ ! દુશ્મનની ફોજ નજીક આવી ગઇ. હુશીઆર ! હુશીઆર ! આ યાદ રાખજો કે, તમારી તલવારોના છાંયા હેઠળ જન્નત છે. આગળ વધો, અને આ લોકોને તે શુરવીરતાનો નમુનો દેખાડો, કે જે અરબી ખુનના પરિણામ રૂપે છે, અને જેને ઇસ્લામની ગોદમાં પાળવામાં આવી છે.

જે ફોજ સામે જોવામાં આવતી હતી તે અજમેરના મહારાજાની હતી. આ લોકો મુળ તો મહમુદના મુકાબલા માટે રવાના થયા હતા. પરંતુ નસીબે આ ગરીબ મુસલમાનોને તેનાં મુકાબલામાં લાવી ઉભા કીધી કે જેઓ લાંબા સમય થયાં ઘરબાર તથા ઠામ ઠેકાણા વગરના થઇ પડયા હતા, અને જેમતેમ પોતાનો ગુજારો કરતા હતા. અજમેરના વીસ હજાર રજપૂતો, જેઓ પુરા હથીઆરબંધ તૈયાર થઇ સામે આવી ઉભા રહ્યા, તેઓમાં અજાયબી જેવી જાહોજલાલી નજરે પડતી હતી, પાંચસો હાથી હારબંધ આગળ ઉભા હતા. જેઓના ઝુમવાની સાથેજ જમીન પણ કંપી ઉઠતી હતી. કેટલાક હાથીઓપર તલાઇઓ, અને ગંગા જમની ઝુલો પડેલી હતી, એક ઘણો મોટો હાથી જેનાપરની સોનાની અંબાડી સુર્યનાં કીરણોની પેઠે ઝગઝગી રહી હતી, તેપર

રાજાની પુત્રી મોહેના બેઠી હતી. તેણી પોતાના રજપૂત સીપાઇઓનો જોશ અને આનંદને જોઇ ખુશી થઇ રહી હતી. તેના બાજુમાંના એક બીજા હાથીપર વજીરજાદો જેરામ સઘળા હથીઆરો ધારણ કરી બેઠો હતો, અને પુરતા જોર અને શોખની સાથે રાજકુંવરી મોહેનાના દરેક બોલપર કાન લગાવી રહ્યો હતો, કે તેણીના મોહડાથી વાક્ય નીકળે, અને પોતે તે વાક્ય ઉપાડી લેવા તૈયાર થઈ જાય.

જ્યારે આ ફોજ થોડીવાર ચુપકીદી હાલતમાં રહી, અને તેને જણાયું કે, આ થોડા મુસલમાનો લડયા વગર પોતે પોતાને બહાદુર રજપૂતોના હવાલામાં નહી સોંપશે; ત્યારે વજીરજાદો જેરામ શાહજાદી તરફ ફર્યો, અને અદબથી કહેવા લાગ્યો. " શાહજાદી સાહેબ ! હવે આપ ખુશીઆરીથી આપના હાથીપર બેસી રહો અને આ લડાઇના તમાશો જુઓ. હું ઘોડાપર સ્વાર થઇને જાઉં છું, કે જેથી મારી ફોજ બહાદુરીથી મુકાબલો કરીને આ તુર્કોને માટીમાં મેળવી દે, અથવા કેદ પકડી લે. "

મોહેના—જેરામ હું તારી સાથે તમાશો જોવા માટે નથી આવી, પરંતુ મારી ઇચ્છા આ મુસાફરીમાં બહાદુરીનો શીકાર રમવાની છે. મારો ઘોડો મંગાવી હું પણ ઉતરીને મુકાબલો કરૂં અને પોતાની કોમની શુરવીરતા મુસલમાનોને દેખાડી આપું.

જેરામ—હજુર ! જ્યારે કોઈ મોટી ફોજથી મુકાબલો થશે, તે વખતે આપ લડાઇના મેદાનનું નામ લેશો, અને આ થોડાક માણસોના મુકાબલામાં આપને તકલીફ ઉઠાવવાની કશી જરૂર નથી; જો હું હાથીઓનેજ છોડી આપું, તો આ સઘળા કચડાઇને પાયમાલ થઇ થશે. પરંતુ નહીં, મને તે મંજુર નથી. તેઓને પણ પોતાની

દીલની હોંશ પુરી કરવાનો પુરો મોકો મળે. જો કે આ લોકો જુલમી અને દયાહીન છે, પરંતુ મને તેઓની સાથે લાગણી છે, જો તેઓમાં કોઈ શુરવીરતાનો દાવો ધરાવતો હોય, તો મારા મુકાબલામાં આવે અને જુએ કે અમે રજપુતો તેઓની બહાદુરીને કેટલી તુચ્છ સમજીએ છીએ.

મોહેના—જેરામ ! હું તારી આ ઉદાર શુરવીરતાથી ખુશી થઈ. હકીકતમાં તું એવોજ બહાદુર છે કે જેવો મેં સાંભળ્યો હતો, પરંતુ મારૂં મન ચાહે છે કે, તારી પેંઠ હું પણ આ લોકોની શુરવીરતાની પરીક્ષા લઉં.

જેરામ—હજુર આ થોડા માણસો શું મુકાબલો કરશે ! અને એ પણ કાંઇ શુરવીરતા છે, કે જે આપણે આ થોડા ભુખે મરતાઓના મુકાબલામાં જાહેર કરીશું ! હું તો તેઓને છોડી દેતે, પરંતુ આજકાલ સમય એવો છે કે, જે મુસલમાન હાથમાં આવે તેને કેદ કરવો જોઇએ. આપને તસ્દી લેવાની જરૂર નથી, ફરી કોઈ મુકાબલામાં તસ્દી લેશો. તેઓને માટે આપ પોતાના હાથીપરથી ઉતરશો, તો તે અમારા તીરસ્કારનું કારણ થશે, હવે જાઉં છું અને થોડી વારમાં હાજર થઇશ.

મોહેના—જેરામ! મારૂં દીલ તો એજ ચાહે છે કે, હું પોતે જઇને મુકાબલો કરૂં, પરંતુ હવે તું આનાકાનીની સાથે ના પાડે છે, તો ઠીક, તુંજ જા, પણ આ વાત યાદ રાખજે કે, આ લોકોને મારી નાખવા એ કંઈ બહાદુરી નથી, બહાદુરી તો તે છે કે સઘળાને જીવતા પકડી લેવામાં આવે.

જેરામ—શાહજાદી સાહેબ ! હું પણ એજ ચાહું છું, અને બનતાં સુધી આ બાબતની કોશીશ કરવામાં આવી છે, અને એજ

ખ્યાલથી તો હું પોતેજ જાઉંછું, નહીંતો થોડાક મુસલમાનો માટે હું મારા હાથીપરથી ન ઉતરતે, અને આપણા હાથીઓ તથા ઘોડેસ્વારો પોતેજ આ જગતને તેઓથી પવિત્ર કરી દેત.

મોહિના—જેરામ ! જો તું આવી પવિત્ર અને દયાળુ લાગણીથી જતો હોય; તો જલદી જા. આહ ! મુસલમાનો કેવા જુલ્મી છે ! અને તેઓના મુકાબલામાં આપણા ક્ષત્રીવર્ણના લોકોમાં કેટલી શરીફ બહાદુરી છે, પરંતુ નથી ખબર કે દેવતાઓનો આપણાપર શું કોપ છે, કે આ મુસલમાનો તે રાક્ષસોથી પણ વધી ગયા. જેઓને આપણા પુર્વજોએ માટીમાં મેળવી દીધા હતા.

જેરામ—શાહજાદી સાહેબ ! હું હવે જાઉંછું, આપ હુંશીઆરીથી રહેશો.

આટલું કહી જેરામ હાથી ઉપરથી ઉતર્યો, અને એક ઘણા ઉમદા ઘોડાપર સ્વાર થયો. ઢાલ પીઠપર પડેલી હતી, અને માથાપર એક મોટી પાઘડી હતી, જેનાપર વજીરાતની કલગી લાગેલી હતી. હાથમાં તલવાર હતી, જે બાજુના છેડાપર વીજળીનાં ટુકડાની પેઠે ચમકતી હતી, જેરામ ઘોડાપર સ્વાર થતાંજ સઘળા હીંદુઓએ ઘણા જોરથી જયજયકાર પોકારી, અને લડાઈનાં વાજાં વગડાવ્યાં; જેણે મુસલમાનોને પણ ખબરદાર કીધા, કે હવે હુમલો થવાનો છે. ભાટ લોકો લડાયક કવિતો ગાતા અને ક્ષત્રી કુલની આગલી શુરવીરતાની યાદી અપાવતા આગળ વધ્યા.

આરબોના મુફલીસ કાફલામાં જાતી શુરવીરતા વગર બીજું શું હતું, કે, જેથી વાજાંઓના અવાજો અને ઠાઠમાઠનો જવાબ વાળી શકે ! આહા તેઓએ જોરથી તકબીરો પોકારી આ રેતીના રણને

અને સઘળા પહાડોને હીલાવી દીધા, અને પોતે પોતાને મોઢે પોતાની તારીફનાં કવીતો ગાઈ હિંદુ બાટોનું કામ તમામ કરવા લાગ્યા. પરંતુ રજપૂતોની ફોજ રૂપી દરિયાના ઉછળતાં મોજાંઓએ તેઓના દીલપર એટલી અસર કીધી હતી કે, હીંદુ ફોજે હુમલો કર્યો અને બરાબર તેઓથી નજીક આવવા લાગ્યા, પરંતુ તેઓતો ચુપકીદીના આલમમાં ઉભા હતા કે હીંદુ સીપાઇઓ તેમના માથાપર આવી પહોંચે, તો પોતાની બહાદુરી અને પોતાનાં હથિયારોથી કામ લે. છેવટે રજપૂતો એટલા તો પાસે આવી પહોંચ્યા કે મુસલમાનો નેજાથી તેઓપર વાર કરી શકતા હતા. આ વખતે એક બાજુથી મનસુર અને બીજી બાજુથી કોમના આગેવાન મોહંમ્દ બીન સાલેહના બેટાએ જોરથી તકબીર પોકારી અને સઘળા સીપાઇઓએ એક સાથે નેજા નમાવી, હીંદુઓપર વાર કરવા શરૂ કર્યા. હીંદુઓ પાસે નેજા થોડા હતા. એમાં કંઈ શક નથી, કે જ્યાં સુધી તેઓએ જબરદસ્તીથી આગળ વધવા ન આપ્યા અને બીજાઓના આધાર પર રાખ્યા ત્યાં સુધી તેઓ ઘણા ફતેહમંદ રહ્યા. આ થોડા વખતમાં પણ હિંદુઓને ઘણું નુકશાન પહોંચ્યું; પરંતુ જ્યારે રજપૂતોએ પોતાની ધાર્મિક જયકાર પોકારી ઘણા જોરથી હુમલો કર્યો, ત્યારે મુસલમાનો બીલકુલ ટકી શક્યા નહીં, તલવારો ચાલવા લાગી. બન્ને તરફના સીપાઇઓ ઘણી હીમ્મત અને બહાદુરીથી ઘણીવાર લડતા રહ્યા. અરબલોકો જોકે એક જગ્યાપર ભેગા મળી લડી રહ્યા હતા છતાં પણ હિંદુઓની જુદી જુદી કોશીશો તેઓના જથાને તોડી ન શકી, એ બાબતે હીંદુઓને કેટલાક દરજ્જે પરેશાન કરી દીધા. કેમકે તેઓ ફક્ત ફતેહનાજ ઉમ્મેદવાર હતા, અને અહીં તો લડાઇ લંબાતી જતી હતી. જેરામ ઘણી વાર સુધી આ રંગ જોઈ ચિન્તામાં પડયો, એટલા માટે કે આટલી ન્હાની ફોજને પાયમાલ

કરવા માટે આટલો લાંબો વખત વીતવો જોઇતો, નહોતો છેવટે તેણે હુકમ કીધો કે હાથીઓને આગળ વધારવામાં આવે અને હાથીઓની મારફત મુસલમાન ફોજને વિખેરી તેનો નાશ કરવામાં આવે. આ યુક્તિ પુરતી ફતેહમંદ નીવડી અને મુસલમાનોના ટોળાં કે જેઓ આ વખતે જુદાજુદા ભાગોમાં વહેંચાઈ ગયા હતા. ગરીબ સ્ત્રીઓ કે જેઓ આવા મોકાપર લડતી હતી, તેણીઓ આવો મામલો જોઇ બેચેન બની ગઈ. કેટલીક સ્ત્રીઓ મહાફામાંથી નીકળી તલવારો હાથમાં લઇ ઉંટોપરથી કુદી પડી. સ્ત્રીઓની આ કારકીર્દીએ પુરૂષોમાં નવો જોશ પેદા કરી દીધો. ફરી લડાઇ થોડી વારને માટે ઘણા જોરશોરથી ચાલવા લાગી. મનસુર કે જે હમણાં સુધી પોતાની બહાદુરીનું તેજ દેખાડતો ફરતો હતો. તેણે ઘણા જોરથી તકબીર પોકારી, અને મુસલમાનોને લલકારીને બોલાવ્યા. તેનો અવાજ કેટલીવાર સુધી લડાઇના હંગામપર ગાલેબ રહ્યો, અને છેવટે જ્યારે તેના ઇસારા મુજબ મુસલમાનોએ હલ્લો કર્યો, અને સઘળા ચોતરફથી તકબીરો પોકારવા લાગ્યા, ત્યારે તેઓનો પુરજોશ અવાજ જુદાજુદા સાદોમાં ગાલેબ થયો, અને લડાઇ કાપાકાપીના બજારમાં નવેસરથી ગરમ જોશથી ઉત્પન્ન થઈ ગઈ.

આ સર્વે તદબીરો થઇ, પરંતુ તેનો શું ઇલાજ કે મુસલમાનો તો ફકત પાંચસો હતા, અને રજપુતોની સંખ્યા વીસ હજારની હતી, રજપુતોના બેહજાર માણસો માર્યા ગયાં હતાં, પણ તેના મુકાબલામાં મુસલમાનોના જે ત્રણસો પચાસ માણસો મોતનો લુકમો બન્યા, તેઓએ મુસલમાનોની શક્તિને નબળી પાડી દીધી. થોડી વધુવાર લડાઇ ચાલી હશે, કે મુસલમાનોને રજપુતોએ ઘેરી લીધા, અને તેમના જવાંમરદોને થકવી કેદ પકડયા. અનસારનો આખો કાફલો છીન્નભિન્ન થઇ

ગયો, જે જે પુરૂષો તથા સ્ત્રીઓ કતલ થવાથી બચવા પામ્યાં હતાં, તેઓ ફતેહમંદ રજપુતોના હાથોમાં સપડાયા, અજમેરના બહાદુરોએ મુસલમાનોને બાંધી કેદ કર્યા, અને અનસારના મુફલીસ કાફલાના ઉંટો અને માલમીલકતને લુટી લેવામાં આવી.

જેરામ આ ખુશીના સમાચાર લઇ રાજકુમારી મોહેનાની પાસે ગયો અને કહ્યું. " શાહજાદી સાહેબ! આપની બરકતને લીધે બન્યું કે પરમેશ્વરે મુસલમાનોને આટલી જલદી તેઓના જુલમનો બદલો આપી દીધો. "

મોહેના—જેરામ! તારી આ વાતથી મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે, કે આ ન્હાની લડાઇપર તું ખુશી દર્શાવે છે, આ થોડા મુસલમાનોએ આટલી શુરવીરતા દેખાડી, તારા વીસ હજાર સીપાઇઓના હાથમાં કેદ પકડાયા તેથી તારે માટે મગરૂરીનો મોકો નથી. શું! તેં નથી જોયું કે તેઓની સ્ત્રીઓ પણ ઉંટો ઉપરથી કુદી કુદી લડવા લાગી હતી! જે કામ તે લોકોએ કર્યું તે કામ જો તેઓની જગ્યાપર તું અથવા તારી તરફના કેટલાક લોકો હોત તો તમારાથી ન બની શકતે, આ મગરૂરી જીલ્લતની મગરૂરી છે.

જેરામ—શાહજાદી સાહેબ! હું કબુલ કરૂં છું કે, મુસલમાનોએ આ મોકા ઉપર મોટી શુરવીરતાથી કામ લીધું, પરંતુ ભગવાનની દયાથી અમો ફતેહમંદતો થયા! આ ફતેહપર આપની એવી ઇચ્છા છે, કે અમો ખુશી પણ ન થઇએ?

મોહેના—જેરામ! આ ખુશી થવા જેવો વખત નથી, બલકે દીલમાં તો આ મુસલમાનો પ્રત્યે મોહોબ્બત પેદા થઇ ગઈ છે, તેઓએ પોતાની હેસીયત, પોતાની તાકાત અને હાલત કરતાં ઘણું વધુ કામ

કર્યું છે. તું દીલગીર થા કે તારા નસીબમાં આવા શરીફ લોકોપર જુલમ કરવાનું લખ્યું હતું.

જેરામ—શાહજાદી સાહેબ! હું દરેક રીતે આપના હુકમને તાબે છું, અને આપ જે ફરમાવો તે પ્રત્યે મને ઇનકાર નથી; જો આપની એવી સલાહ છે, કે આ વખતે મુસલમાનોની બહાદુરી હમદર્દીને લાયક હતી, તો હું પણ તે મંજુર કરૂં છું, પરંતુ લડાઇમાં દુશ્મનોપર જ્યારે ફતેહ મળે છે, ત્યારે ચાહે તેઓની હાર ગમેતેવી દયા પાત્ર હોય અને ચાહે તેઓ ગમે તેવી બહાદુરી દેખાડી છીન્નભીન્ન અને કેદ પકડાયા હોય, તો પણ તેઓપર ફતેહ તો જરૂર જાહેર કરવી જોઇએ. દુશ્મનો પ્રત્યે હમદર્દી કદી પણ નથી હોઇ શકતી. સાપના બચ્ચાંને પણ જો મારી નાખીએ, તો ખુશી પેદા થાય છે, કે દુશ્મન માર્યો ગયો. આવા મોકાઓપર ખુશી થવું એ ઇનસાની તબીઅતની ટેવ છે. મને તો પુરતી ખાત્રી છે કે જ્યારે આપણા સીપાહીઓ મુસલમાનોને કેદ પકડી રહ્યા હતા, તે વખતે આપના દીલમાં પણ ખુશીનો જોશ ઉત્પન્ન થયો હશે.

મોહેના—હા! હા! હું તે વખતે મારા દીલમાં કેટલીક ખુશીની અસર જોતી હતી, પરંતુ થોડીવાર પછી જણાયું કે તે કામ અક્કલનું નહોતું, પરંતુ નફસનું કામ હતું. હવે મને આ બિચારા સપડાએલાઓની સાથે એક જાતની મોહોબ્બત હમદર્દી છે. અને જેરામ! હું સાચું કહું છું કે, તારી જગ્યાએ જો હું હોત, તો આ ગરીબોને છોડી દેત.

જેરામ—શાહજાદી સાહેબ! ખાસ કરીને સ્ત્રીઓના દીલમાં દયાનો ભાગ પુરૂષો કરતાં વિશેષ હોય છે, કદાચ આ તેનું ફળ હોય!

મોહેના—જેરામ! જો તું આવાપ્રકારના પુરૂષો માંહેનો હો,

કે જેઓના દીલમાં દયા અને લાગણી ન હોય, તો મને તારી સાથે કોઇ પ્રકારની હમદર્દી નથી. તે પુરૂષ હકીકતમાં સ્ત્રી કરતાં પણ વધુ બોદો છે.

આ ફકરાએ જેરામપર ઘણી મોટી અસર કીધી, તેની સઘળી ઉમેદો અને ઇચ્છાઓને ધક્કો પહોંચ્યો, મનમાં તેણે વિચાર્યું. " હવે શું કરવું જોઇએ! જો દુશ્મનોની સાથે હમદર્દી કરૂં, તો મહારાજા સાહેબને શી રીતે મોઢું દેખાડીશ! અને જો સખ્તાઇ વાપરૂં તો પ્યારી મોહેનાની નારાજીનું કારણ થશે. " છેવટે તેણે માથું ઉઠાવી કહ્યું, " શાહજાદી સાહેબ! જો આપની એવીજ ઇચ્છા હોય, કે આ લોકોને છોડી દેવામાં આવે, તો આપની આજ્ઞાથી મને ઇનિકાર નથી. જેવી રીતે કેટલીકવાર પક્ષીઓને " છોડી દેવામાં આવે છે, તેવીજ રીતે હું આ મુસલમાનોને આપના મનહર ચહેરા અને કાળી કાળી જુલ્ફોપર " સદકા " રૂપે છોડી દઇશ.

મોહેના—નકી, હવે તેઓ કેદ પકડાયા છે, તો રહેવા દે. હવે તેઓને લઇ જા, અને કોઇ આરામની જગ્યાપર રાખ. હું પોતેજ જઇને જોઇશ કે તેઓ કેવા વિચારના માણસો છે. તેઓની બહાદુરીએ મારા દીલમાં જગ્યા કરી લીધી છે, જો તેઓ કબુલ કરશે તો હું ઉમદા પ્રકારે તેમની મહેમાની કરીશ અને હું પોતે પોતાની જબાનથી તેઓને તેઓની શુરવીરતાની મુબારકબાદી આપીશ. હવે તું જા, કોઇ હરીયાળી જગ્યાપર જઇ છાવણી નાખ અને તારી ફોજને આરામએશનો મોકો આપ. કેમકે મુસાફરી અને લડાઇ બંનેએ સર્વને થકવી નાખ્યા છે. બસ હવે જલ્દી જા અને કોઇ ઉમદા મુકામપર ઉતરવાની તજવીજ કર.

જેરામ—સારૂં, હમણાંજ છાવણીનો બંદોબસ્ત થઇ જશે.

પહાડોના છેડાપર લાશોથી દુર હટીને જ્યાં પાણીના ઝરાઓ તથા નહેરોએ ચક્કર ખાઇને ત્યાંની જમીનને લીલી લીલી બનાવી દીધી હતી, તથા ચારે તરફ લીલી હરીયાલીનાં ચિન્હો જણાતાં હતાં, એવી આ જગ્યા કરતાં ઉમદા કોઈ પણ જગ્યા ફોજને ઉતરવા માટે શોધતાં મળી શકે તેમ નહોતી. ત્યાં સઘળા ફોજી તંબુઓ ગોઠવવામાં આવ્યા, અને જ્યાંથી આખી ફોજના તંબુઓ અને કેટલાક મૈલ સુધીનો દેખાવ દરેક વખતે નજરોની સામે રહે તેવી પહાડની ઉંચાઇપર એક સુંદર જગ્યાની તજવીજ કરવામાં આવી, કે જેથી ત્યાં શાહજાદી મોહેનાનો તંબુ ગોઠવવામાં આવે. વચમાં તેનો તંબુ અને તેની આજુબાજુ તેની સાહેલીઓ તથા બાંદીઓના તંબુઓ ઘણી ઉમદા તરતીબ, અદબ અને સુંદરતાથી ઉભા કરવામાં આવ્યા. સઘળો બંદોબસ્ત કરીને જેરામ શાહજાદી મોહેનાની પાસે આવ્યો અને અદબથી માથું નીચું નમાવી કહેવા લાગ્યો. "શાહજાદી સાહેબ! હજુરના હુકમ અનુસાર સઘળો બંદોબસ્ત કરી દેવામાં આવેલ છે, અને હજુરની બારગાહ તથા જલવાનો તંબુ એક ઉમદા હરીઆલી અને ઉંચી જગ્યાપર ઉભો કર્યો છે, જે જોવા માટે પધારવા તસ્દી લો, અને ત્યાં આરામ ફરમાવશો. સુર્યનાં તેજ કિરણોએ અને મેદાનની ઉડતી રેતીએ હજુરને પરેશાન કરી દીધેલ હશે.

મોહેના—જેરામ! આ વસ્તુઓ મને બિલકુલ તકલીફ નથી આપતી. હું દુ:ખ સહન કરનાર છું, સીપાઇગીરીના શોખે મારી નજરોમાં આ સઘળી મુસીબતોને તુચ્છકારી દીધી છે. હા, જેરામ! કેદી તુર્કોને માટે શું તજવીજ કરવામાં આવી છે અને તેઓને ક્યાં ઉતારવામાં આવ્યા છે?

જેરામ—હજી સુધી તો તેઓને ફોજના પહેરામાં રાખ્યા છે અને મેદાનમાં છે, પરંતુ થોડીવાર પછી ત્રણ મોટા તંબુઓમાં ભરી દેવામાં આવશે, કે જે તંબુઓ હજુરના તંબુની પાસેજ ઉભા કરવામાં આવ્યા છે અને કેટલાક સીપાઇઓ તેમની ચોકી માટે મુકર્રર કરવામાં આવશે.

મોહેના—સારૂં, ચાલો, હું મારા તંબુમાં જઇ થોડીવાર રોકાઉં. અને ફરી તે કેદીઓને જોવા ચાલીશ.

આટલું કહી શાહજાદી મોહેનાએ પોતાનો હાથી આગળ વધાર્યો, અને તેની બાજુના હાથીઓ કે જેમનાપર તેની સાહેલીઓ તથા બાંદીઓ સ્વાર હતી, અને તે સુંદર બહાદુર સ્ત્રીઓ—કે જેઓએ લડાયક હથીઆરો ધારણ કર્યાં હતાં, અને પોતાની જુલ્ફોને ખંભાપર વીખેરાયેલી સ્થિતિમાં રહેવા દઇ, ઘોડા પર સ્વાર હતી, અને શાહજાદીના હાથીને દર વખતે પોતાના ટોળાની વચમાંજ રાખતી હતી, તે સઘળાઓએ મોહેનાના હાથીની સાથે છાવણીનો રસ્તો લીધો.



## બાબ ૭ મો.

### બેશક દુઃખની સાથે સુખ છે.

અંધારે આલમના ચહેરાપર કાળો બુરખો પહેરાવી દીધો છે. કમરી મહીનાની પાછલી તારીખની રાત્રીએ પોતાનો કાળો પોશાક દુનિયાંને પહેરાવી દીધો છે. આપણું ધ્યાન આ વખતે પહાડી અને રેતાળ મેદાનમાં ફરી રહ્યું છે, જ્યાં સાધારણ રીતે આ વખતે જંગલી પ્રાણીઓ અને પાણીના થોડાંક ઝરણાંઓના વહેવાના અવાજ સીવાય બીજું કશું સાંભળવામાં આવતું નથી. આ દેહશતનાક ચુપકીદીના સીનમાં એક ઘણી મોટી ફોજના ઉતરવાને લીધે શોરબકોર અને ગડબડ ઉત્પન્ન થઈ છે. છેવટે રાત્રીની શાન્તિ આ ફોજપર ગાલેબ થઇ, અને સઘળું બીલકુલ શાંત થઇ ગયું. પરંતુ કેટલાક આફતમાં ફસેલા, કે જેઓ આ ફોજના હાથમાં બંધીવાન છે, તેઓના રડવાના અને નિઃશ્વાસના અવાજો વધુ ઉભરાઇને આવવા લાગ્યા. આ બંધીવાનોમાં પુરૂષો પણ છે, તેઓએ ધીરજ અને સબુરીથી કામ લીધું છે, અને પોતાના દુઃખ દરદને નિરાશા રૂપી ચુપકીદી મારફત જાહેર કરી રહ્યા છે. હા! સ્ત્રીઓ તથા બાળકોના રડવાના સાદો જંગલના ખુલ્લા સીનમાં દુર દુર સુધી જાય છે, અને પોતાના હમદર્દો તથા મદદગારોને શોધતા ફરે છે. આ કેદીઓમાંજ તે આફતમાં ફસેલો બહાદુર પણ છે કે જેને માટે સુલતાન મહમુદ ગીજનવીની ફોજનો દરેક સિપાઈ દર્દમંદ બની ગયો છે અને જેની શોધમાં સુલતાની ફોજો સીંધના રણની ખાક ઉડાવતી ફરે છે. મનસુર પોતાની નિરાધાર અને દુઃખી

સ્થિતિનો વિચાર કરીને બેચેન બની જાય છે, અને મનમાંજ કહે છે, કે, “અફસોસ! મારા નસીબે આ સઘળા અનસારી નસલના યાદગારોને પણ આફતમાં ફસાવી દીધા, ખુદાએ મને બજેરામના સીપાઇઓના હાથોથી મુક્તિ અપાવી, અને ફરી અહીં લાવી આ મહાન લશ્કરના હાથોમાં સપડાવી દીધો! મને ખુદાની ઇચ્છા અને આજ્ઞાથી ઇનકાર નથી, પરંતુ આહ! મારી સાથે જે સ્ત્રીઓ અને બાળકો છે, તેઓની સ્થિતિને જોઇ કલેજું ફાટી જાય છે! તકદીરે આ સઘળી સ્ત્રીઓનો પડદો તોડી નાખ્યો, આહ! જુલમી હીંદુઓની સામે તેણીઓ બુરખા કે ચાદર વગર બેઠેલી છે, જો કે મારે તો તેણીઓના ચહેરા જોવા જોઇએ નહીં, પરંતુ હવે તો સઘળું દુરસ્ત (જાએઝ) છે.”

આ સઘળા કેદીઓ ફક્ત ચોકી પહેરા હેઠળ હતા, અને તેમના પર કોઇપણ પ્રકારની સખ્તાઇ કરવામાં આવી નહોતી. જેનું કારણ કદાચ એજ હશે કે, દયાળુ શાહજાદી મોહેનાને ખુદાએ તેઓની હમદર્દ બનાવી દીધી હતી. દરેક કેદી બીજા કેદીના સામે જઇ તેને દિલાસો આપી શકતો હતો, અને તેના સુખ દુઃખના સમાચાર જાણી શકતો હતો. એવી છુટને લીધે મનસુર પોતાની જગ્યાએથી ઉઠયો અને આમ તેમ હરીફરી કેદીઓની સ્થિતિ જોવા લાગ્યો.

સ્ત્રીઓ તથા બાળકોની સ્થિતિ જોઇને તે વારંવાર બેચેન બની જતો હતો, અને ફરી ખુદાના સાચા વાયદા તેના દિલને શાંતિ આપી રહ્યા હતા. મનસુર પોતે જખ્મોથી ચુર ચુર હતો, પરંતુ અત્યારે તે પોતાનાં દુઃખોને ભુલી ગયો હતો. હા, મુસલમાન સ્ત્રીઓપર તેના જખ્મો ગજબ કરી રહ્યા હતા, કેમકે તેની બહાદુરી, તેનો વિવેક અને તેના મનહરણ ચ્હેરાએ દરેક જોનારાઓના દીલમાં તેની મોહબ્બત

ફસાવી દીધી હતી. આ સ્થિતિમાં તે ફરતો ફરતો ન્હાની વયની બાળાઓ તરફ નીકળી ગયો. અને તેમની તરફ નજર કરતાંજ ખુદા જાણે મનસુરના દીલમાં શું વિચાર આવ્યો કે જેથી તે એકાએક સ્તબ્ધ બની ગયો. આ થોડી વારના આશ્ચર્યે તેના વિચારોપર ઘણી મોટી અસર કીધી. પોતાનું અને કેદીઓનું દુઃખ તેના દીલમાંથી ગુમ થયું, એક શુદ્ધ અને પવિત્ર સ્નેહનું તોફાન ખ્યાલી આલમમાં તેનાપર છવાઇ ગયું. અને પ્યારની હવાના તેજ સપાટાઓ તેના દીલમાંથી સઘળી વાતોને ઉડાવી લઇ ગયા તે બાળાઓએ તેને જોયો નહોતો, તેથી તે ધીમેથી ઉભો રહી, તેણીઓની વાતો સાંભળવા લાગ્યો. આ આશ્ચર્યકારક સ્થિતિમાં જે વાતો તેને સાંભળવામાં આવી, તે આ પ્રમાણે હતી.

"ઉઝરા! હવે તમે જોઈ લીધું કે, આપણા તરફની સ્ત્રીઓએ કેવી હીમ્મતથી મુકાબલો કર્યો."

ઉઝરા—હા, જોઇ લીધું, પરંતુ આવી સ્થિતિ ખુદા કોઇને ન દેખાડે. આહ! મારી આ બીન અનુભવી વયમાં હું શું કરી શકિત હતી! પરંતુ જેઓએ બહાદુરીથી કામ લીધું, તેઓએ શું કરી લીધું! કેટલાક તો મરી ગયા, અને કેટલાક તો આપણા સાથીઓ જખમી થઇ કાફરોના હાથે કેદ થયા.

હવે આ કેદથી મુક્તિની આશા નથી, ખુદા જાણે કેટલી બેઇજ્જતી અને કેવી રીતે બેઆબરૂ થવું તકદીરમાં લખેલું છે. આ કાફરો આપણને લોંડી બનાવશે અને બેઆબરૂ કરી આપણી સરાફતમાં ડાઘ લગાડશે.

ઉઝરા—લયલા! આ શું કહે છે! શું બેઆબરૂ પણ થવું પડશે! આહ! જો એમ હતું, તો મને પહેલાંજ કેમ ન જણાવ્યું કે જેથી હું લડીને પ્રાણ આપી દેત!

લયલા—ઉઝરા! હવે ઇજ્જત આબરૂનો બચાવ કરનાર કોઇ નથી.

ઉઝરા—લયલા! આટલી બધી નિરાશ ન થા, તમારી લજ્જાનું શું થયું! કે જેથી આવી વાતો કહો છો!

લયલા—જ્યારે તકદીર ઉલટું હોય છે, જ્યારે તકદીર બગડે છે, તે વખતે માણસમાં નતો લજ્જા બાકી રહે છે કે નતો આબરૂ. જ્યારે ખુદાએ આપણને એક જુલમી અને કાફર કોમના હાથોમાં કેદી કરી દીધા છે, તો લજ્જા કેવી અને પાકદામની ક્યાં?

ઉઝરા—કેવી ભોળી વાતો કરો છો, હવે આપણે જાણે નતો તે વંશના છીએ, કે જેનાપર આપણને મગરૂરી હતી, અને નતો અસમતશઆરી છે, કે જે દુર દુર સુધી મશહુર હતી. લયલા! તમે ભલે આ વાતોને પસંદ કરી લીધી હોય, પરંતુ હું તો મને એવીજ પાક દામન સમજું છું, કે જેવી હું હોઉં.

લયલા—આહ! આપણને એ પર કંઇ અખત્યાર છે! પોતાના દીલથી તો સઘળા એજ ખ્યાલ ધરાવે છે, પરંતુ જ્યારે સખ્તાઈ અને જુલમ પોતાના ઇરાદાપર કાયમ રહેવા ન દે, તો શું કરવું જોઇએ!

ઉઝરા—નહીં, લયલા! કોઇપણ સખ્તી અને જુલમ મને આવી સ્થિતિમાં નથી નાખી શકતો, કારણ હું મારો જીવ આપી શકું છું.

લયલા—હાય! એમ પણ નથી બની શકતું. હથીઆરો છીનવી લેવામાં આવ્યાં, કોઇ એવું પણ નથી, કે જે ઝેર પણ લાવી આપે, ફરી બતાવો જીવ કેવી રીતે આપશો?

આ સાંભળી ઉઝરાએ માથું નમાવી દીધું. આ વાતની અસરે પહેલાં તો તેને એટલી શરમમાં નાખી દીધી કે, કોશીશ કરતી હતી,

પરંતુ માથું ઉંચકી શકતી નહોતી અને શરમ અપાવનારાવિચારોએ પોતાની બહોળી ગીરદીથી છેવટે તેના દીલમાં ખોફ પેદા કરી આપ્યો. ગાલોની લાલી, ચ્હેરાની રંગત સઘળું ખોફની "નજર" બની ગયું. કોણ કહી શકે છે, કે તે પોતાના દીલમાં શું કહી રહી હતી. પરંતુ ચ્હેરાનો રંગ જલદી જલદી બદલવાને લીધે પરાધિન, અને લાચાર હતી. બહાદુર મનસુર એટલે સુધી સમજી શકયો કે તેના વિચારો ઘણા જલદી જલદી સુરતને બદલે છે અને તેના ભોળા દીલપર નવીન નવીન મુસીબતો નાખે છે, છેવટે વિચારોએ ઉઝરાને બીલકુલ નાઉમેદ બનાવી દીધી અને પોતાની ખાલી હારથી કંટાળીને તેણીએ માથું ઉઠાવ્યું અને લયલાની તરફ જોઈ ઘણી નિરાશા વચ્ચે કહ્યું.

ઉઝરા—હું તારૂં ગળું દાબી દઉં અને તું મારૂં ગળું દાબી દે, બસ આ યુક્તિથી સહેલાઇથી મુક્તિ મળી જશે.

લયલા—હા, હા, ઉઝરા! યુક્તિ તો સારી છે, પરંતુ ખુદાના હુકમથી વિરૂદ્ધ છે, આહ! કયામતને દહાડે આપણે ખુદાને શું જવાબ આપશું! જ્યારે પુછવામાં આવશે, કે બેગુનાહ પોતાની મોમીન બ્હેનને કેમ મારી નાખી?

ઉઝરા—બ્હેન! શું ખુદા નથી જાણતો કે આપણાપર કેવી મુસીબત પડી છે?

લયલા—તે આલેમુલ ગયબ છે, આ સઘળું તે પોતાની આંખો વડે જોઈ રહ્યો છે, પરંતુ તેનો હુકમ છે કે, મુસીબતને વખતે મુસલમાનોએ સબર કરવી જોઇએ. પોતાની ઉમ્મેદને તોડી ન નાખે, અને વાટ જુએ, કે ગેબના પરદામાંથી શું જાહેર થાય છે.

ઉઝરા—હવે બેઇજ્જતી સીવાય શું જાહેર થાય છે?

લયલા—નહી, ઉઝરા! ખુદાના ફજલથી નિરાશ ન થા.

અમે નથી કહી શકતા કે આ પાક દામનીના જોશે બહાદુર નવજુવાનના દીલપર શું અસર કીધી. જોનારાઓએ ફક્ત એટલુંજ જોયું કે કોઇ ફરીજોશે ફરી તેનાપર બેખુદી જમાવી દીધી. જેનાથી જલદી મુક્તિ મેળવી તે લયલા તરફ ફર્યો, અને કહેવા લાગ્યો. "ઓ બરબાદ ખાતુમાં બોળાઓ! એ તો ખબર છે કે, ખુદાએ તમોને અમારી મુસીબતમાં ભાગીદાર કીધી છે, પરંતુ એ બતાવો કે, તમે કોણ છો, અને ક્યા, ખાનદાનની શોભા અને શણગાર છો? આહ! અનસારના બાગમાં પાનખર રૂતુ આવી ગઈ, અને તેનાં કેવાં કેવાં સુંદર ખુશબુદાર ફુલો કરમાંએલા નજરે પડે છે!"

લયલા—હજરત! કોઈ દેશની શાહજાદીઓ પોતાના દેશમાં તે ઇજ્જત નહિ ધરાવતી હશે, જે અમોને અમારા ખાનદાનમાં મલી હતી. સાદાઇની ગોદમાં અમારી પરવરીશ થઈ, અને સ્વતંત્રતાના જંગલે અમારા હોંસલાઓને વધારી દીધા, આ લાચારી, અને મુસીબત અમારે માટે નવી મુસીબત છે.

મનસુર—હા, હા, હું એ જાણું છું, પરંતુ એ જાણવું જોઇએ કે તમે ક્યાં ખાનદાનથી છો! અને કોની આશાના બાગને તમારા જેવાં ફુલોપર અભિમાન હતું!

લયલા—આહ! હવે ખાનદાનને બદનામ કરવાથી શું ફાયદો! પરંતુ પોતાના હમદર્દોથી પોતાની હાલત ન છુપાવવી જોઇએ. કોમના આગેવાન મોહમ્મદ બીન સાલેહને આપ સારી પેઠે જાણો છો, હું તેમના ભત્રીજા હસન બીન સાહેદની પુત્રી છું અને લયલા મારૂં નામ છે.

આ ન્હાની વયની બાળા કે જેની સાથે હું વાતો કરી રહી હતી, તે તેમની પૌત્રી અને કાસીમ બીન મોહંમદની પુત્રી છે. કાસીમ બીન મોહંમદ આપના મોટા દોસ્ત હતા. મને ખબર છે કે, રાત દિવસ દરેક વખતે આપનો અને તેમનો સાથ રહેતો હતો. આ તેમનીજ પુત્રી ઉઝરા છે. આ કેદે ઉઝરાને એટલી તો ના ઉમેદ કરી દીધી છે કે, બિચારી બેઆબરૂ થવાના ખોફથી જીવ આપવાને તૈયાર થઇ ગઇ છે.

આ જવાબે નવજુવાન મનસુરને ઘણીવાર સુધી એક આશ્ચર્યકારક ચુપકીદીમાં રાખ્યો. તેના વિચારો એક અજબ પ્રકારના ફેરફારો બતાવી રહ્યા હતા. આ કેદ અને મુસીબતનું દુઃખ દીલમાંથી એકાએક નીકળી ગયું, અને તેની જગ્યાપર હમદર્દી, અજાયબીના વિચારો અને દુસ્મનો તરફ તીરસ્કાર નહી અટકાવી શકાય તેવા જોશની સાથે ગલબો મેળવતો જતો હતો. તેણે પોતાના શરૂઆતના તેજ વિચારોમાં કહ્યું, અને તે એટલું ધીરેથી બોલ્યો કે તેણેજ અને તેણે પોતેજ સાંભળ્યું “ આહ ! આ બાળાઓના સાદા દિલપર કેટલો સદમો થશે ! કેસ આમરીના વિચારો મુજબ “ આ બાળાઓ આ સરહદી પહાડીઓ અને રણોના મેદાનની હરણીઓ છે.” સ્વતંત્રતા તેઓની ધુંટણોમાં પડી નાઝબરદારીથી પરવરીશ પામી. કેવી નાઝબરદારી ! તે નહી કે જે આલીશાન મહેલો અને દોલતમંદોના સામાનથી જાહેર થાય છે, બલકે તે કે જેનો આધાર ફકત સ્વત્રતા, બેફીકરાઇ, આપ મુખત્યારી અને ખુશાલીપર હોય છે. આહ ! આ કેદ તેમના નાજુક દીલોપર શું જુલમ કરી રહી છે! તેમની ખુબસુરતી અને સુંદરતાપર આ કેવડો મોટો ગજબ છે ! ખાસ કરીને તે બીજી બાળા કે જેની સાદી તબીઅતથી જણાતું હતું, કે કુદરતે પણ ફકત ભોળાપણાનો પાઠ શીખવ્યો છે, આહ! તેની સુરત કેવી મનહરણ ! તેનું રૂપ કેટલું મનપસંદ

તેની અદાઓ કેવી દીલકશ છે ! તેની શરમાએલી નજર પોતાની કુદરતી નીશાન બાજીમાં કેટલી ફતેહમંદ છે ! હા, તેનું નામ શું બતાવ્યું હતું ! ઉઝરા ! આહ કેવું સરસ નામ છે ! આતો માતા પિતાનું રાખેલું નામ નથી જણાતું. કોઈ રૂપના કદરદાન અને આશક બીજાજે રાખેલું હશે. અને પુત્રી કોની છે ! કાસીમની ! મારા દોસ્તની ! જે દરેક મોકાપર મારી બાજુ બાજુમાંજ રહેતો હતો. મેં જે વિચારો તેના રૂપ વિષે જાહેર કર્યા, તે કેવા હતા ! ઓ નજર તેં બુરી નિગાહથી તો નથી જોયું ! ઓ દીલ! તું નાજાએજ અને ખરાબ નીય્યતથી તો તેની તરફ નથી ફર્યું ? હા, એક શોખ અને નહીં સંભાળી શકાય, તેવા જોશનો તો જરૂર ગુન્હેગાર છું, પરંતુ નાએજ છે, મારી નીય્યત ખરાબ નહોતી, મેં પાક નજરથી તેને જોઈ, અને પાક દીલથી તથા પાક નીય્યતથી તેનો ઉમેદવાર બન્યો છું. પરંતુ આહ ! એતો જીવ આપવાનું કહે છે. કાફરોના બીકથી એટલી કંટાળી ગઈ છે, હું પણ તેની સાથે મારો જીવ આપીશ, મારા દીલમાં પણ લજ્જા હોવી જોઇએ. જો તેને પોતે બેઆબરૂ થવાની અને બેપરદા બનવાની લજ્જા છે, તો મને પણ પોતાની આ જીલ્લત અને આ કેદી સ્થિતિપર લજ્જા આવવી જોઇએ. હા, હા, હા, હું પણ લજ્જાવંત છું, અને મારી માશુક પણ નહીં હમણા નહીં. આ કુરીઝા બાળા પણ લજ્જાવંત છે.

ત્યાર પછી મનસુર લયલાની તરફ ફર્યો, અને કહેવા લાગ્યો, " તમે તમારી બ્હેનને કહો કે વધુ પરેશાન ન થાઓ. ખુદા આપણા સઘળાની ઇજ્જત આબરૂનો નીગેહબાન છે, જોકે દીલમાં લજ્જા છે, તો હું પણ લજ્જાવંત છું, હું સાચું કહું છું કે, મારો જીવ આ જગોપર આપીશ, કે જે જગ્યાપર અનસાર વંશની કોઈ બાળા

ખાસ ફરીને તમારી બ્હેનનું લોહી પડશે. કાફરો તરફથી પરદો છોડવવા અથવા તેથી વધુ બીજા કોઇ પ્રકારની કોશીશો કરવામાં આવશે, તો પણ ખાત્રી છે કે, મુસલમાન સ્ત્રીઓ અને પુરૂષો તે સહન કરી શકશે નહીં. ”

લયલા—સાહેબ ! ખોફ અમારા દીલોપર ફતેહમંદ થઈ ગયો, અને આ કારણથી હવે અમોને મોત સીવાય બીજી કોઇ ચીજ જોવામાં નથી આવતી. આહ ! આપની હમદરદીનું પણ કંઇ પરિણામ નથી. ખુદાએ અમારી પેઠે આપને પણ હાથ પગ વિનાના કરી આપ્યા.

મનસુર—બેશક, આ વખતમાં મારો કંઈ અખત્યાર નથી અને હું કોઇ રીતે પણ તમારી મદદ કરી શકતો નથી, પરંતુ આટલું બની શકે છે કે, તમારા બચાવ અને હમદર્દીમાં હું પોતાનો જીવ આપી દઉં.

લયલા—એવાં વાક્યો જબાનથી ન કાઢો, આપે અમારા ખાનદાનની સાથે જે ભલાઈ કરેલી છે. તે કારણથી આપની મુસીબતનો ખ્યાલ આવતાંજ અમારૂં કલેજું ફાટવા લાગે છે.

મનસુર—લયલા ! તમારી બ્હેનના મીજાજમાં શરમ ઘણી વધારે છે.

લયલા—જી હા, શરમ અને બીક બન્ને સાથેજ તેના મીજાજમાં મોટા પ્રમાણમાં વધેલાં છે. ( ઉઝરા તરફ ફરીને ) ઉઝરા ! ઉઝરા ! હવે શરમનો કાંઇ વખત છે ! જ્યારે કીસમતે કાફરોની સામે બેપરદા કરી આપ્યાં તો પોતાના હમદર્દો અને મુસીબતમાં ભાગીદારોથી શરમ કેવી ! આહ ! તમે શરમાતા જાઓ છો. જુઓ ખુદાએ આ ફરિસ્તાને તમારી પાસે મોકલી આપ્યો છે, જેણે આપણને મદદ કીધી અને આપણા ખાનદાનને આફતોથી બચાવ્યું એમના હાથે આશા છે કે, આપણને પણ

આફતોમાંથી મુક્તિ મળી જશે. આવો તેની સામે માફી ચાહો, અને તેની ખુશામત કરો કે આપણી લાચારીમાં કામ આવે.

એના જવાબમાં ઉઝરા પ્રથમ તો શરમીંદગીની સાથે ખામોશ રહી પોતાના દીલકશ મીઠા અવાજથી બોલી, "જેઓ પોતે લાચાર છે, તેઓ બીજા કોઇને શું કામમાં આવી શકે છે! દુઆ કરો કે આપણી સર્વેની મુક્તિ તેનાપરજ અવલંબી રહી છે."

આ જવાબે મનસુરને ખાત્રી અપાવી કે તેના દીલના ઉભરા બે અસર રહ્યા ફરી તેણે જરા હીમ્મતથી કામ લીધું અને બોલ્યો. "ઉઝરા! તમે વ્યાકુળ ન થાઓ, જો મારો જીવ બાકી હશે, તો મજાલ નથી કે તમોને કોઇ કરડી નજરથી પણ જોઈ શકે. જોકે હું કેદમાં છું, મારી પાસે હથીઆરો નથી પરંતુ જુઓ, મારા હાથ પગ ખુલ્લા છે, આ હાથોમાં તે હમદર્દી અને મોહાબ્બત છે કે તમારાથીજ પુરૂં કામ લઈ લેશે."

ઉઝરા—(શરમના લેહજામાં) આપના જેવા હમદર્દ વગર વિચારે અને વગર સમજે પોતેપોતાના હાથથી પોતાનો જીવ આપી દે, તે મારાથી કેવી રીતે સહન થઇ શકે!

મનસુર—(મનમાં) વાહ! દીલનો જોશ આને કહે છે, મારી મોહબ્બતે પોતાની અસર દેખાડી, (ઉઝરા પ્રત્યે) નહીં, તમે એનો વિચાર કરો કે મને ખુદાએ ફક્ત એટલા માટે પેદા કર્યો છે કે, તમારા જેવી પાક દામનોની મદદમાં મારી જાન આપી દઉં, પરંતુ તમે એ માટે નથી.

ઉઝરા—સારૂં, તો હું શા માટે છું?

મનસુર—ફક્ત એટલા માટે કે પોતાના જાનીસારોને પોતાના દીલમાં જગ્યા આપો.

આ વખતે મનસુરની આંખોથી એક એવો ભાવ પ્રગટ થયો,

કે જેણે સાદા દીલની અને પાકદામન ઉઝરાને લજ્જામાં નાખી દીધી. ઉઝરા પોતાના દીલમાં ઘણીજ પસ્તાતી હતી અને જે પાછલા શબ્દો મનસુરની જબાનથી નીકળ્યા; તેને કોઇ રીતે ભુલતીજ નહોતી. તે પોતાના દીલને ક્રોધ કરી બગડી બગડીને કહી રહી હતી કે, "કમબખ્ત ! તેં બદનામ કરી. હું આ નહોતી જાણતી કે મારો જોશ આટલો ખરો હશે, આહ ! આ બદનામીની બીકથી તો મેં કદી કોઇની સામે આજ સુધી તેનું નામ પણ નથી લીધું. આથી વધુ શું હોઇ શકે કે જમાઅતના સવાબથી પોતે પોતાની મેળે મહરૂમ રહી, અને પોતાના તંબુમાં છુપી બેઠી રહી, કે ક્યાંએ નજરે ન પડી જાય. હવે ઓ દીલ ! જેને તું ચાહતું હતું, તે મારી આંખોની સામે ઉભો છે, ફક્ત ઉભો છે એટલુંજ નહીં, પરંતુ પોતાના શબ્દોથી જાહેર કરી રહ્યો છે, કે તારી ઉલ્ફત અને તારી કોશીશનું જાદુ તેના પર પણ ચાલી ગયું. કીસ્મત ! તું મારી દુશ્મન કેમ બની છે ! શું આ કેદથી હું બદનામ અને રૂસ્વા થઇને નીકળીશ ! પણ આહ ! અહીંથી મુક્તિજ કેમ મળશે ! અમારી મોહોબ્બત અને અમારી મુસીબતનો એક સાથેજ ફેંસલો થશે. "

ઉઝરા આ વિચારમાં હતી. મનસુર પણ તેની સુરતનો એટલે દરજ્જે આશક હતો કે અજાયબ નકશો બની ઉભો હતો, તે નહોતો, તેની તસ્વીર હતી, અને બંનેનાં દીલ જાણે આ ચુપકીદીના વખતમાં દીલના છુપા ભેદોની વાતો કરી રહ્યાં હતાં, અને ઇશ્કનું વીજળીક ટેલીફોન બન્નેનાં કાનોમાં લાગેલું હતું. આ ઇશ્કની નવી જાણુ-ભેદુ લયલા આશ્ચર્યના આલમમાં હતી, અજાયબ થયેલી આંખો ઘડીકમાં મનસુર તરફ ફરેતી હતી, અને ઘડીકમાં ઉઝરાના ચહેરા

પર જતી હતી. જેણી ખુદરફતગીના આલમમાં હોવા છતાં વારંવાર તેના પલ્લવમાં સંતાઇ જવાની કોશીશ કરતી હતી, અનસારી વંશના બીજા કેદીઓ કે જેઓ આ તંબુમાં હતા તેઓ પોતાની મુસીબતના વિચારમાં માથું નમાવી બેઠા હતા, કોઇને એક બીજાની ખબર નહોતી, એકાએક તંબુમાં થોડા રજપૂત જવાન આવ્યા અને ચોતરફ જોઇને ફરી બહાર ચાલ્યા ગયા, જેઓના જતાંજ શાહજાદી મોહેના કેદીઓના તંબુમાં દાખલ થઇ.

પ્યારી મોહેનાનો ઠાઠ અને ચહેરો એવો નહોતો કે કોઇ શખ્સની પાસે જઇને તેણી ઉભી રહે અને તે શખ્સ તેણીને આશ્ચર્યતાથી જોવા ન લાગે! આહ ! કોની મજાલ હતી કે મોહેનાની ઉઠતી જુવાની, મનહરણ ચ્હેરો, કલેજું વીંધી નાખનારી નજર, આલમને ફરેબમાં નાંખનાર રૂપ, અને સુંદરતા જોતાં તે, અજાયબીમાં ગરકાવ ન થાય! ખાસ કરીને આ મોકાપર જ્યારે માઅશુકા જેવા પ્યારા હાથપગ અને દીલને જખ્મી કરતા કાળા નેત્રોએ ક્યામત ચાવી દીધી હતી, વાળોનો ગુચ્છો બાંધેલો હતો, અને શાહજાદીપણાની નીશાની રૂપે પેશાની પર એક સોનાનું કીંમતી ઘરેણું હતું. જેનાપર કલગી લાગેલી હતી. એક ચપોચપ ચોલી શરીરમાં હતી. અને રેશમી સાડી જેના પર જરી કામ બનેલું હતું તે પોતાના ખુશનુમા મોહક્તાથી ઉભરાને છુપાવી રહી હતી. જે રૂપ ધનની સાથે જુવાનીના જોશને પણ આલમ પર પ્રગટ કરતા હતા. સાડીની ઉપર કમરમાં સોનાની કીંમતી ડાબ હતી અને તેમાં એક ઘણીજ નાજુક તલવાર લટકતી હતી; જે શુરવીરતાનું તેજ દેખાડવામાં તેણીની પોતાની નેત્રરૂપી કટારીની પાડોશી હતી. તેણીના નાજુક પગો પર પ્રાચીન હીંદુ

સોસાયટીના ધારાઓ કલમ કરી રહ્યા હતા, એટલા માટે કે ઉઘાડા પગ હતા.

આ મનહરણ અદાથી મોહેના આવી ઉભી રહી, પરંતુ મનસુર, ઉઝરા, અને લયલાની બેધ્યાની એટલે દરજ્જે વધી ગઇ હતી કે કોઇને તેનો ખ્યાલ પણ ન આવ્યો. તે ત્રણે પોતાની આશ્ચર્યકારક સ્થિતિમાં ગરકાવ રહ્યા હતા. આહ ! ઇસ્કનું જાદુ કેટલું ખરૂં અને બીન હરીફ હોય છેઃ જુના હેરત પામેલા પ્રેમીઓનું શુધ્ધીમાં આવવું તો ત્યાંજ રહ્યું પરંતુ અહીં તો તે કયામત થઇ કે, મોહેના પર પણ તેજ બેખુદી જામી ગઇ, અને આ બેખુદીના સીનને એક ચોથા પુર જમાલ મેમ્બરે વધુ રોનક આપી.

મોહેના પર જ્યારે આ આલમ ઘણીવાર સુધી જામ્યો રહ્યો, ત્યારે તે રજપૂત સરદારો જેઓ તેની સાથે આવ્યા હતા તેમાંના એકે આગળ વધીને કહ્યું, “ શાહજાદી સાહેબ ! જો આપ આ તંબુ-માંના કેદીઓની તપાસ લઇ ચુકયા હો તો બીજા તંબુમાં પધારો.”

મોહેના—( પોતાની બેખુદીમાંથી ચોંકીને ) આહ ! નહી, હા, મારે હજી આ લોકોથી કંઇક વાતો કરવાની છે, તમે આ લોકોની ભાષા સમજી શકો છો ! કેમકે દુભાષી વગર હું તેઓની સાથે વાત-ચીત નથી કરી શકતી.

અફસર—આ લોકો આપની વાતચીત સારી પેઠે સમજી શકે છે, કેમકે તેઓ મહમુદના સાથીઓ નથી, પરંતુ આ તે લોકો છે, કે જેઓ શરૂઆતથી સીંધ દેશમાં વસેલા છે, અને એક લાંબા સમયના વસવાટે તેઓને અહીંની રીતભાતો અને ભાષાથી સારી પેઠે માહીત-ગાર કર્યા છે.

મોહેના—એમ ! ત્યારે હું પોતે તેઓની સાથે વાતો કરીશ.

આ ફકરાએ બાકીના શુદ્ધિ વગરના આશકોને પણ ચોંકાવી દીધા. પહેલાં તો લયલાની નજર મોહેના અને તેના સાથીઓ પર પડી, અને તેણે તુરત ઉઝરાને હાથથી ધક્કો મારી ચોંકાવી દીધી, ઉઝરાએ પહેલાં ગભરાઇને તે રજપૂતોના તરફ જોયું, ફરી એકાએક બ્હી જઇ લયલાની પાછળ શરીર સમેટી બેસી ગઇ અને માથું નીચે નમાવી લીધું, ઉઝરાની આ હરકતે મનસુરને નિર્દયતાથી હુશીઆર કીધો. તેણે તુરત ગર્દન ફેરવી પાછળ જોયું, અને જોતાંજ તે ક્રોધે ભરાયો. તે ચાહતો હતો કે, એક રજપૂત કે જે સર્વેથી આગળ ઉભેલો હતો, તેને આગળ વધીને થપ્પડ મારે; પરંતુ તેની નજર શાહજાદી પર પડી અને બીજી વાર અજાયબ થવાની સાથેજ ખસીને દુર ઉભો રહ્યો. મનસુરની આ બહાદુરી ભરેલી ચાલાકી અને આ આશ્રયતા એ મોહેના પર વધુ અસર કરી. પોતાના દીલમાં ને દીલમાં એ અખત્યારીના શોખની મજા લઇ બોલી. "સાહેબ ! આપની કોમની શુરવીરતા અને ખાસ કરીને આપની જાતીય હીંમતે મને આપની કદરદાન બનાવી દીધી છે. મહેરબાની કરી જણાવો, કે આપ કોણ છો અને આપનું નામ શું છે ?" આ ફકરો સાંભળી મનસુર આશ્ચર્ય અને નવાઇની સાથે શાહજાદી મોહેનાની સુરત જોવા લાગ્યો.

મોહેનાએ થોડીક વાર જવાબની વાટ જોયા બાદ પુછ્યું, "કેમ સાહેબ ! આપને પોતાનું નામ જણાવવામાં કંઇ વાંધો છે ?" હવે આપણો નવજુવાન આશ્ચર્ય થયો, અને તેણે ઇસારાથી જણાવ્યું, કે, હું આપની વાતચીત નથી સમજી શકતો. પરંતુ મોહેના કોઈ વાક્ય

જબાનથી કાઢે તે પહેલાં લયલાએ શાહજાદીની તરફ ફરીને કહ્યું. " તેઓ આસરજમીનમાં નવા નવા આવેલા છે, જેને લીધે આપની વાતો નથી સમજી શકતા. આપ નચીંત રહો, હું સમજાવી દઉં છું."

આ કહીને લયલાએ મનસુરને જણાવ્યું કે, " તમારૂં નામ અને હકીકત પુછે છે, " શાહજાદી મોહેનાએ લયલાનો આભાર માન્યો અને તેણીને દુભાષી મુકરર કરી. બહાદુર નવજુવાન મનસુરની સાથે વાતો કરવા લાગી.

મનસુર—મારૂં નામ મનસુર છે અને હકીકત શું ! લડાઇ અજમાવનારા મુસલમાનોની ફોજનો એક સીપાઈ છું.

મોહેના—આપની નવજુવાની અને ન્હાની વયની આપની શુરવીરતાનો ખ્યાલ કરીને હું તાજુબ થાઉં છું.

મનસુર—આપ પણ નવજુવાન છો, અને આપની રીતભાત જોતાં જણાય છે કે, આપ પણ બહાદુર છો.

આ જવાબે શાહજાદી મોહેનાને કેટલીક લજ્જાવંત કીધી, પરંતુ જબરદસ્તીથી પોતાના ચહેરાપર ખુશાલીનાં ચિન્હો પ્રગટ કરી ફરી બોલી. " નહીં, મેં તો આપની શુરવીરતા અને જવાંમરદીને આંખોની સામે જોઇ છે, અને આ બીનાએ મને એટલો શોખ પેદા કર્યો કે, આપને મળવા આવી છું.

મનસુર—હું શું વિસાદમાં છું, જેટલા લોકો મારી સાથે કેદ છે, તેમાંનો દરેક શખ્સ મારા કરતાં વધુ શુરવીર અને બહાદુર છે, પરંતુ હવે તો અમે બીલકુલ બોદા ઠર્યા છીએ, કેમકે જ્યારે આપના હાથોમાં કેદ પકડાયા, તો બહાદુરી કેવી અને શુરવીરતા શી !

મોહેના—તેથી શું થયું છે ! કુશળ ઘોડેશ્વારજ પડે છે અને તરનારોજ ડુબે છે, વખાણ આ વાતના છે કે, આપે આપનું પુરૂં તેજ બતાવી આપ્યું, આવડા મોટા સાગરનાં મોજામાં હોશ ટકી રહેવા મુશ્કીલ છે, તેજ બહાદુરી છે કે જે આપના તરફથી જાહેર થઇ.

મનસુર—હું પણ આપનાથી કંઇ જાણવા ઇચ્છું છું, આજ્ઞા હોય તો પુછું.

મોહેના—પુછો, હું ખુશીથી જવાબ આપીશ.

મનસુર—આપ કોણ છો ? અને લશ્કર કોનું છે ? અમો લોકોને શા માટે અટકાવ કરવામાં આવ્યો ? જો કે અમારા સાથીઓમાંથી કોઇને મહમુદ સાથે લાગતું વળગતું નથી. આ સઘળા લોકો પોતાનો જીવ બચાવવા છુપતા ફરતા હતા.

મોહેના મનમાં વિચારવા લાગી. શું જવાબ આપું. તેની ફીકરમાં તેણે ગરદન ઝુકાવીજ હતી કે એક રજપૂત સરદાર બોલી ઉઠયો. "અમો લોકો અજમેરના મહારાજાના જાંનીસાર છીએ. અને તેમનાજ હુકમથી આવ્યા છીએ; જેની સાથે તમે વાતો કરી રહ્યા છો તે અમારા સીરતાજ અને રાજાની લાયક અને બહાદુર શાહજાદી છે."

મોહેના—આહ ! તમે કેમ જણાવી દીધું ! ખુદા જાણે હું શું ફીકરમાં હતી, અને તમે મારૂં નામ જણાવી દીધું. ખેર, હવે ખબરદાર ! મારી આજ્ઞા સીવાય કોઇ શબ્દ જબાનથી ન કાઢતા.

શાહજાદી મોહેનાનું નામ અને હકીકત સાંભળી લયલા અને મનસુરને આશ્ચર્ય થયું. મનસુર દીલગીર સાદે કહેવા લાગ્યો. "આપ

શાહજાદી છો? અમો આફતમાં સપડાએલાઓની પાસે આવવાની તકલીફ કેમ સહન કીધી?"

મોહેના—પહેલાં તો આપની શુરવીરતાએ મને આપનાથી મળવાનો શોખ અપાવ્યો. બીજું હવે આપનો વિવેક, આપની હાલત અને એ સીવાય ચ્હેરાએ આપની હમદર્દ બનાવી દીધી છે. હું આપની પાસે એક દરખાસ્ત કરીશ, પરંતુ પહેલાં મને આ જણાવી દો કે, (ઉઝરાના તરફ ઇશારો કરીને) આ કોણ છે? જેના મીજાજમાં આખી દુનિયાંથી વધુ શરમ છે, આખર તે દબી કેમ જાય છે? પોતાનું મોઢું કેમ છુપાવી લે છે?

આના જવાબમાં મનસુર તો કંઇક ફીકરમાં પડી ગયો, પરંતુ લયલા તુરતજ કહેવા લાગી. "શાહજાદી સાહેબ! અમો મુસલમાનોમાં રિવાજ છે કે, નામહેરૂં એટલે પારકા પુરૂષોની સામે નથી આવતી અને હંમેશાં પરદામાં છુપી રહે છે. આ બિચારી મ્હારી બહેન છે, તેને આખી જીંદગીમાં કોઇ પુરૂષની ભેટ નથી થઇ. આપની સાથે જે સરદારો છે, તેઓને લીધે તેને શરમ લાગે છે, અને પોતાનું મોઢું છુપાવી લે છે."

મોહેના—મને આ વાતની ખબર નહોતી, નહીંતર હું એકલી આવત, અને આ લોકોમાંથી કોઇને સાથે ન લાવત, એટલા માટે કે, આપની બેઅદબી અને બેઇજ્જતી મને બીલકુલ મંજુર નથી. (પોતાના સાથીઓ પ્રત્યે) સારૂં, હવે તમે લોકો બહાર જઇને રોકાઓ હું હમણાંજ આવું છું. (આ સાંભળી સઘળા ફોજી સરદારો તંબુમાંથી નીકળી ગયા, જે જોઇને) બસ, હવે તો કોઇ વાત આપના મીજાજની વિરૂદ્ધ નથી ને?

મનસુર—નહીં, આપની મહેરબાનીના અમો સઘળા આભાર માનનારા છીએ, આપના શરીફ વરતાવે મને આપનો એહશાનમંદ બનાવી દીધો છે, કદાચ દુનિયામાં બીજું કોઈ પોતાના દુસ્મનોની સાથે આવો વર્તાવ નહીં કરે કે જેવો અમો લોકોની સાથે આપે કર્યો છે.

મોહેના—(લયલા પ્રત્યે) પરંતુ મને આશ્ચર્ય થાય છે કે, તમારી બહેન હજી સુધી એવીજ રીતે તમારી પાછળ સંતાએલી છે, મારી તરફથી તેને ધીરજ આપો અને કહો કે, મને પોતાની બહેન સમજે અને પોતાની સુરત બતાવે.

લયલા—(ઉઝરા પ્રત્યે) ઉઝરા! હકીકતમાં આ નાલાયક વર્તણુંક છે, ખુદાએ આ હીંદુ શાહજાદીને તમારી હમદર્દ બનાવી દીધી છે, આપણી સઘળાની ફરજ છે કે, તેનું દીલ ન દુભાવીએ.

આટલું કહી લયલાએ ઉઝરાને હાથ વડે ખેંચી સામે ઉભી કરી દીધી, પરંતુ આપણા નવજુવાન મનસુરને લીધે ઉઝરાથી કોઈ રીતે માથું ઉંચકવા કે મોહેનાથી ચાર આંખો મેળવવાની હીમ્મત થતી નહોતી. મોહેનાએ હવે ઉઝરાનો ચહેરો જોયો તો તે હેરત પામી કે ખુદાએ તેના ચહેરામાં કેવી ખુબી પેદા કરી છે અને તેના રૂપ તથા સૌંદર્યથી કેટલે દરજ્જે તે મનહરણ છે! પરંતુ હકીકતમાં આ બનાવે મનસુરપર વધુ અસર કરી, તે પ્રથમ તો શાહજાદી મોહેનાનો આભારી હતો, કે જેના પ્રતાપે પ્યારી ઉઝરાના દર્શન કરી શક્યો, બીજું ઉઝરાના જાદુઈ અસરવાળા રૂપ અને સૌંદર્યે તેને દીવાનો અને બેભાન બનાવી ઉભો કરી દીધો હતો.

મોહેના થોડીવાર સુધી તો શાંત રહી, અને ઉઝરાના રૂપ અને

સોંદર્યને તાકી તાકીને જોતી રહી. ત્યારબાદ તે મનસુર તરફ ફરી, અને કહેવા લાગી. "હવે હું આપથી એક બાબતની ઉમ્મેદવાર છું અને આશા છે કે, આપ કબુલ પણ ફરમાવશો."

મનસુર—ફરમાવો.

મોહેના—હું ઇચ્છું છું કે, આપ મારી દાવત કબુલ ફરમાવો. બીજું કોઇ નહીં, ફકત આપ ત્રણ સાહેબો.

આ દરખાસ્તે મનસુરને કેટલેક દરજ્જે સુસ્ત કરી દીધો, કેમકે તે પ્રાચીન જમાનાના મુસલમાનો હીંદુઓનું રાંધેલું જમતા નહોતા, અને જો કોઈ જમતો તો દરેક બાજુથી તેનાપર મઝહબી તોહમત મુકવામાં આવતું હતું, પરંતુ મુરવ્વતે મનસુરની જબાનથી ઇનકાર નીકળવા દીધો નહીં અને કહેવા લાગ્યો; "સારૂં, લયલા તથા ઉઝરાને પુછો. જો તેઓ મંજુર કરી લે, તો મને પણ મંજુર છે."

મોહેના—( લયલા પ્રત્યે ) આપ અને આપની બહેન શું મારી દાવતને મંજુર કરશો?

લયલા—અમોને ઇન્કાર નથી, પણ શું આપ અમારી સાથે બેસીને જમી શકશો?

મોહેના—આહ! એ સંભવીત નથી. ( કંઇ વિચાર કરીને ) હા, સંભવીત છે, પરંતુ હમણાં નહીં, જો હું એમ કરૂં તો વટલી જાઉં, અને મારી ન્યાતનો માણસ મારી સાથે ન જમે, તમોને હીંદુ ધર્મના રીતરિવાજોની ખબર નહીં હોય, તો તે મંજુર પણ કરી લેતે, પરંતુ હમણા વ્યાજબી નથી. આપ પોતાના થોડા માણસોને સાથે લો, જેઓ આપને માટે દાવતની વસ્તુઓ તૈયાર કરશે, અને આપને માટે રંધાવશે.

મનસુર—શાહજાદી સાહેબ, આની જરૂરતજ શું છે! કે અમારા જેવા અદના કેદીઓ માટે આપ આટલી તકલીફ ઉઠાવો, મીઠાશના તેજ શબ્દો પુરતા છે, જેઓએ અમોને આપના એહશાનમંદ બનાવી દીધા.

મોહેના—નહીં, મારી દાવત તો તમારે મંજુર કરવી પડશે. આપ પોતાની કોમના શરીફ અને સરદારો માંહેના છો જેથી આપની સાથે તે ઇજ્જત ભરી વર્તણુંક, કે જે આપને માટે લાયક છે, તે પ્રમાણે ન વર્તવામાં આવે, તો દુનિયા અમો લોકોને નાલાયક, બે કદર બલ્કે જુલમી કહેશે.

મનસુર—સારૂં, મને મંજુર છે, અને લયલાને પણ જરૂર મંજુર હશે, પણ હું નથી જાણતો કે ઉઝરાએ પણ ખરા દીલથી મંજુર કીધું કે નહીં, આપ તેને પુછી જુઓ.

આ સાંભળી આ વેળા મોહેનાએ એટલી વધુ હીમ્મત કરી ઉઝરાનાં નમાવેલાં માથાંપર હાથ રાખ્યો, ફરી બીજા હાથે તેની હડપચી પકડીને નમ્રતાથી કહ્યું, "બહેન! હા, હું તમોને બહેન કહીશ. મારી મહેમાની કબુલ કરી મને આભારી કરો.

ઉઝરા—મને ઇનકાર નથી, પરંતુ મારા દીલમાં ખોફ સમાએલો છે. ડરૂં છું કે દોસ્તીના પરદામાં મારી સાથે દુસ્મની ન કરવામાં આવે. બેઇજ્જતીનો ખ્યાલ અને બેઆબરૂનો ખોફ કોઈ વખતે મારા દીલમાંથી નીકળતો નથી.

*મોહેના—નહીં, તમે ખોફ ન કરો, હું ખાત્રી આપું છું, કે મારી વાતપર ભરોંસો રાખો, હીંદુ ફોજમાંથી કોઇની મજાલ નથી કે, મારી આજ્ઞાની વિરૂદ્ધતા કરી શકે. બસ, હવે તો ખોફ નથીને?

ત્રણે સાહેબો ચાલો અને આવીને ખાસ મારા ઓરડામાં આરામથી રહો.

મનસુર—પરંતુ એ કેવી રીતે બની શકે છે કે અમે આરામથી રાત્રી વીતાવીએ અને અમારા સઘળા બહાદુર સીપાઇઓ જેમાંના કેટલાક અમારા કરતાં વધુ ઇજ્જત ધરાવે છે, તેઓ એમજ મુસીબત અને ગમતમાં રાત્રી વીતાડે? જ્યાં સુધી સઘળા મુસલમાનોના આરામનો કંઇ બંદોબસ્ત નહીં થશે ત્યાં સુધી અમારાપર ખુશાલી હરામ છે.

મોહેના—હું સઘળાની મહેમાની કરીશ અને સઘળાના આરામનો બંદોબસ્ત પણ કરી આપીશ. આપ મારા તંબુમાં ચાલો. આ લોકોને જુદો બંદોબસ્ત કરી દેવામાં આવશે.

મનસુરે આ ફકરો સાંભળી પવિત્ર અંતઃકરણ અને ઉદાર દીલવાળી શાહજાદી મોહેનાને અજાયબી અને નવાઇની નજરોથી જોઇ અને આંખોમાંને આંખોમાં તેનો આભાર માન્યો.

મોહેના—હવે આપને કાંઇ વાંધોછે? મારી દરખાસ્ત મંજુર થઇ?

લયલા—સાહેબ! કઇ જબાનથી અને કયા દીલથી આપની બક્ષીસ અને મહેરબાનીનો આભાર માનીએ! હવે અમોને કોઈ જાતનો વાંધો નથી.

આ સાંભળી મોહેનાએ આગળ વધીને ઉઝરાનો હાથ પકડી લીધો, અને કહેવા લાગી. બહેન! હવે ન ગભરાઓ, ચાલો, મારી સાથે ચાલો, હું તમારી મીજમાન છું, અને તમો તમારા સાથીઓની સાથે મારા મહેમાન છો.

ઉઝરા અને લયલાએ મોંહપર બુરકો ઓઢી લીધો, અને નવજુવાન મનસુર તથા શાહજાદી મોહેનાની સાથે તંબુમાંથી બહાર નીકળી ચાલી ગઇ.

## બાબ ૮ મો *

### રંગમાં ભંગ.

જેવી રીતે બહાર તારાઓથી થાય છે, સુંદર બાગને નાજુક અને ખુશરંગ ફુલો રોનક આપે છે. એવીજ રીતે આ નોવેલની રોનક ફિઝરા અને મોહેના વડે છે, પરંતુ આ બન્નેમાંથી દરેકમાં એક ખાસ કેફીયત છે. જે બન્નેમાં સૌંદર્યને જુદા કરવાની સાથે એક ખાસ આલમે ખુરેબી અને દીલરૂબાઇનો નમુનો દેખાડે છે, મોહેના શાહી મેહેલોમાં પરવરીશ પામી છે, તેના સૌંદર્ય તથા તેની અદાઓની ખ્યાતિ દુર દુર સુધી પહોંચી છે, તેના દર્શનના આરઝુમંદ અને તેની રૂખે ઝેબાઇના દીવાના હીંદુસ્તાનના દરેક ખુણામાં છે, આશકોની વ્યાકુળતાએ ખુદ તેને દેખાડી આપ્યું છે કે તેનું સૌંદર્ય કેટલું બધું ચમત્કારીક છે, અને તેજ કારણથી તે પોતાના રૂપની પોંતે પણ કદરદાન છે, નાઝપરવરદગી અને વ્યાકુળ આરઝુમંદોની નાઝબરદારીએ તેને એક હદ સુધી ખુદ પોતાની દીવાની બનાવી દીધી છે, તેની નજર બાજીમાં ફકત પયદયશી અને કુદરતી નીશાન બાજી નથી, બલકે તે પોતાની અદાઓ અને તીખી ચીતવનોથી તીર સમાન નજરોને વધુ ઉંડી અને જીગર દોઝ બનાવી દેવાની મુસ્તાક છે, જમાનાએ તેને દેખાડી આપ્યું છે કે, દરેક તકે અને દરેક મહેલે તેના પુજારીઓ મોજુદ છે, એજ અસબાએ તેને નાઝફરોશીનો પણ ઘણો ઉમદા પાઠ શીખવ્યો છે, અમારા વાંચકોએ જોયું હશે કે, બહાદુર અને લાયક વજીરજાદો જેરામ તેની જકડી લેનારી જુલ્ફોના

કેદી છે. તેના દીલપર કાબુ મેળવવાની તે હંમેશાં કોશીશ કરતો રહે છે. પરંતુ મોહેના તેને મુસ્કેનાઝ દેખાડે છે, અને કોઈ રીતે તેની આરઝુ પુરી થવાં દેતી નથી.

તેથી ઉલટું ઉઝરા એક ભોળી બાળા છે, તે ખુબસુરત છે, પરંતુ આહ! ખુદ તેને ખબર નથી કે, "હું સુંદર છું," તેની આંખો તીર અને બરછીનું કામ આપે છે, તેની જુલ્ફો ખુદફરામોશી આદમીઓથી દીલોને પોતાના દાવ પેચમાં ફસાવી લે છે, પરંતુ તે નથી જાણતી કે, "મારા સૌંદર્યથી દરપરદા જુલમ જાહેર થાય છે." હજી સુધી તે એટલું પણ નથી જાણતી કે, સૌંદર્ય શું ચીજ છે અને દીલને રૂખેજેબાથી શું લાગવગ છે! તે જંગલોમાં તે પરવરીશ પામી, જ્યાં રણની ગરમ પ્રકૃતિ કોઈ દીલમાં માશુકોના શરદ મહેરી પેદાજ થવા દેતી નહોતી, જ્યાં દીલની ઉમંગો અને ખ્યાલી જોશોને અટક નદી પોતાની સાથે વહાવી લઈ જઈ સમુદ્રમાં ફેંકી આવતી હતી, ખારસ્તાન તેને માટે જાણે ફુલોનું બીછાનું હતું, જે નાજુક પગોની સાથે તેજ પ્રમાણે વર્તતું હતું, જે પ્રમાણે તેની નજરો નાઝદીલ આશકોની સાથે વર્તતી હતી. પહાડોના છેડા અને જુદા જુદા નશીબોમાં થનારા ચકર તથા પાણીના ઝરાઓ તેનાં દર્પણ હતાં, તેમાં કદાચ કદી ચમકીને તે પોતાની રૂખે ઝેબાંઈના પડછાયા રૂપી તસ્વીર જોઈ લેતી, પરંતુ તે પર એ સીતમ હતો, કે પાણીની લહેરો તેની સુરતને દીલી હેસીયત બદલીને દેખાડતી હતી, કે જ્યારે કદી તેને પોતાના સુંદર સ્વરૂપને જોવાની નોબત આવી હશે, ત્યારે શાયદ પોતાની તરફથી ખુદ પોતાનું દીલ હટી ગયું હશે, ખુલાસો એટલોજ કે તેની નજરોમાં સૌંદય અને પ્રેમ બન્ને વહેમી વસ્તુઓ હતી, આ બન્ને વસ્તુઓની અસલીયત તેને જરૂર જણાઈ આવત.

પરંતુ આહ! તેણે કદી પોતાની સુરત પણ સારી રીતે જીવ ભરીને જોઇ નથી, આ બન્ને દીલરૂબા અને નાજની બાળાઓ જેમાંની એક ખુદપરસ્ત અને એક ખુદ ફરામોશ છે. તેઓ તકદીરના ફેરફારોથી એક જગ્યાએ ભેગી મળી છે. મોહેનાને જો કે પોતાના સૌંદર્ય અને રૂપના કેટલેક દાવો હતો, પરંતુ ઉઝરાનાં ભોળપણ અને સાદાઇએ તેને એવી ખુદરફતા બનાવી દીધી છે, કે પોતાની ખુદપરસ્તી ભુલી જઇને ઉઝરાના નાઝ અને અંદાઝની દીવાની બની જાય છે, ઉઝરાની સાથે લયલા તથા બહાદુર નવજુવાન મનસુર પણ મોહેનાના મેહમાન છે, મોહેના ઘડીઘડી ઉઝરાની દીલદારી કરે છે, અને તેના નાજુક દીલને ચાલુ સદમાઓથી બચાવવા માટે તરેહ તરેહની કોશીશો કરી રહી છે, પરંતુ આ ખાલેશ સોબતમાં એટલીજ દીલચસપી નથી, કે ઉઝરાનો ગમ ભુલાવવામાં આવે છે, બલકે વધુ આશ્ચર્ય ઉત્પન્ન કરનારી આ વાત છે કે, કદી કદી ઓચીંતા જે બબ્બે વાતો મનસુર અને મોહેના વચ્ચે થઈ જાય છે, તે ઘણી વધુ વિચારવા લાયક હોવા ઉપરાંત જુદા જુદા પાસા લેતી રહે છે.

વળી આ વખતે કે જ્યારે મોહેના ઉઝરાની પાસે મારી ચાહવાની સાથે દીલગીરી જાહેર કરી કહી રહી હતી કે, "મને પસ્તાવો થાય છે કે, મારી ફોજે આપ લોકો પર આ જુલમ કર્યો. આપ લોકોની સાથે મુકાબલો કરવો એ પણ જુલમ હતો, આપના પુરૂશોમાંથી કોઇ અમારો દુશ્મન પણ નહોતો."

મનસુર—(વાત કાપીને) કેમ! હતો કેમ નહોતો!

મોહેના—(આશ્ચર્યતાથી) તે કોણ છે?

મનસુર—(પોતાના તરફથી ઇશારો કરીને) આજ ગુનેહગાર જે

આપની સામે બેઠો છે, શું આપ નથી જાણતાં કે હું સુલતાન મહમુદ ગીજનવીની ફોજનો એક અફશર છું!

મોહેના—(તાજુબના લેહજામાં) તમે સુલતાન મહમુદ ગીજનવીની ફોજના અફસર છો! (ચ્હેરો ફીકકો પડી જાય છે) ખુદા કરે ને એ જુઠું હોય, શું હકીકતમાં તમે તેના સાથીઓ માંહેના છો! નહીં કહી દો કે હું મહમુદનો સાથી નથી. સારૂં, તો ફરી આપ આ લોકોમાં કેવી રીતે આવ્યા?

મનસુર—શાહજાદી સાહેબ! મારી કહાણી ઘણી લાંબી છે, જે સાંભળવામાં આપનો વધુ વખત નકામો જશે, હું પણ એજ ઇચ્છું છું કે, આ વખતે આપ મારી ઉઝરાની બરદાશ ઉઠાવતા જાવ.

આટલું કહી મનસુર બીલકુલ શાંત થઇ ગયો. મનસુરની જબાનથી આ ફકરો સાંભળી ઉઝરા શરમાઇને માથું નીચું નમાવી લે છે, અને લયલાની સોડમાં સંતાપા લાગે છે, અહીં આ ફકરાઓએ મોહેનાના દીલપર કંઇક એવી અસર કીધી, કે તે ઘણીવાર સુધી એક ચુપકીદી અને ગભરાટના આલમમાં રહી. કેટલીક વાર પછી તેણે માથું ઉંચકી મનસુરને કહ્યું, "મારા દીલમાં આ વખતે કંઇક ગભરાટ જેવું થઈ રહ્યું છે, મને બીલકુલ ખબર નથી, કે મારા સીવાય આ સોબતમાં બીજા લોકોના દીલોમાં શું છે. કંઇક એવી વહેમમાં નાખનારી વાતો દરેક શખ્સના જબાનથી નીકળે છે, જેથી હું ગભરાઈ જાઉં છું, અફસોસ! મને ખબર હોત્તે કે આપના દીલમાં શું છે. અને આ ભોળી શરીફ બાળા (ઉઝરાના તરફ ઇશારો કરીને) ના દીલમાં કયા વિચારો જોશ મારી રહ્યા છે.

મનસુર—આપ વહેમમાં ન પડો, જો કે હું આપના દુશ્મનોના

ટોળામાં સામેલ છું, પણ મારા વિચારો એવા નીચ નથી કે પો-
તાના પર ઉપકાર કરનારનો ઉપકાર ન માનું, હું આખી જીંદગી
આપનો એહશાનમંદ રહીશ.

મોહેના—આહ! તેથી મારા દીલને તસલ્લી નથી થતી. સારૂં,
હવે આપ પોતાની હકીકત સંભળાવો, કદાચ તે સાંભળીને મારા
દીલને શાંતિ મળે.

મનસુર—આખર આપ કઈ વાતમાં શાંતિ ચાહો છો?

મોહેના—નહીં, આપ પોતાની હકીકત કહી સંભળાવો.

મનસુર—હું સુલતાન મહમુદ ગીજનવીના ફોજનો એક સરદાર
છું. થોડીક ફોજની સાથે બજેરામને પકડવા રવાના થયો હતો, બ-
નવા કાળ દુશ્મનોને તારાજ કરીને તેમની પાછળ વધુ વધતો
ચાલ્યો ગયો એટલામાં તેના થોડાક સીપાઇઓએ સાથે મળીને મને પકડી
લીધો, અને સીંધ દેશમાં લઈ જતા હતા, બનવા કાળ રસ્તામાં
આ લોકો મળી ગયા, જેઓ એક મુદત થયાં અહીં વસે છે, અને
આજ જંગલોમાં જીંદગી ગુજારે છે, તેઓએ આ લોકોના હાથથી
મુક્તિ અપાવી, ત્યારથી તેઓનાજ ટોળામાં હતો, કે આપની ફોજે
મારી સાથે આ નિરાધારોને પણ કેદ કરી લીધા.

મોહેના—સારૂં, હવે તો મહમુદની પાસે જવાનો ઇરાદો
નથી ને?

મનસુર—હું હવે સ્વતંત્ર નથી. મારૂં જવું અને ન જવું, બન્ને
આપના અખત્યારમાં છે.

મોહેના આ સાંભળી મનમાંજ વિચારવા લાગી. "કેવી રીતે

પુછું, કે જેથી આ શખ્સના દીલનો હાલ જણાઈ આવે. મને ખોફ છે કે, તે આ સાદા મીજાજવાળી ઉઝરાના સૌંદર્યનો દીવાનો ન હોય! હા, જુઓ, ઉઝરાનેજ પુછું છું, તેની વાતોથી જણાઇ આવશે કે મનસુરને તેની સાથે કોઇ પ્રકારનો સંબંધ તો નથી!

મોહેના—બ્હેન ઉઝરા! હું એમને છોડી દઉં? કે જેથી તેઓ ફરી સુલતાન મેહમુદ ગીજનવીની ફોજમાં શામેલ થઈ જાય? તમે કહેશો તો હું છોડી દઇશ.

ઉઝરાએ આ વાતનો કંઇ જવાબ ન વાળ્યો, અને જ્યારે ફરી ફરી પુછવામાં આવ્યું, ત્યારે નજરો નીચી કરી લયલાની તરફ વળી અને તેના કાનમાં શરમાયેલા અવાજે કહ્યું, "લયલા! તમે પુછો કે તેમની સાથે મને પણ જવા દેશે કે! પરંતુ હા, જુઓ, પોતાની તરફથી પુછજો, મારૂં નામ ન લેવું."

લયલા—શું! મારા પોતાના તરફથી પુછું કે મને પણ જવા દેશો!

ઉઝરા—જો તમને રજા મળશે, તો તમારી સાથે જરૂર મને પણ રજા મળી જશે.

આ સાંભળી લયલા ઉઝરાની સુરત જોવા લાગી અને કંઇક વાર થોભીને મોહેનાના તરફ ફરીને બોલી. "એઓ અમારા મહેમાન હતા, અને મહેમાની હાલતમાં તેમણે અમારા ખાનદાન પર એવા એવા એહશાન કીધા છે કે તેમનાથી જુદા થવાનું દીલ કોઇ રીતે સહન કરી શકતું નથી. એમની સાથે અમો સર્વેને મુકત કરો. આપનો મોટો એહશાન થશે."

મોહેના—હું તમોને નથી પુછતી, ઉઝરા જે કહેશે, તે પર અમલ કરીશ.

લયલા—ઉઝરાની પણ એજ ઇચ્છા છે.

આ જવાબે મોહેનાને ઘણી ચિન્તામાં નાખી દીધી, તેણે ઘણીવાર પછી ફીકરના દરિયામાંથી માથું ઉચક્યું. મનસુરની સુરત માથાથી પગ સુધી જોતી કંઇવાર તેના ભવાં અને કપાળપર તાકી જોતી રહી; આ વખતે જણાતું હતું કે, તે પોતાના દીલના જુસ્સાઓને ઘણા જોરથી દબાવી રહી છે, આખર ન રહી શકાયું. અને મનસુરની તરફ જોઇને કહેવા લાગી. " કેમ સાહેબ ! આપ શું ચાહો છો ? શું આપની પણ એજ ખુશી છે ? "

મનસુર—આપની ભલાઈ અને મુરવ્વતે એટલે દરજ્જે એહશાનમંદ બનાવી દીધા છે કે, એવી ઇચ્છા કરવી, એ બીલકુલ એહશાન ભુલી જવા બરોબર છે, પરંતુ અમો લોકોની હાલતથી આપ ખુદ અંદાજ કાઢી શકો છો કે અમોને છુટકારાની કેટલી બધી ઇચ્છા હશે ?

મોહેના—( મનમાં ) સારૂં, આવો, તેની સચ્ચાઈ અને શરાફતની પણ પરીક્ષા લઉં, ( મનસુર પ્રત્યે ) સારૂં, હું આ સુરતમાં આપને મુક્ત કરી શકું છું, કે આપ એક બાબતનો ઇકરાર કરો.

મનસુર—તે શું ?

મોહેના—આપ ઇકરાર કરો, કે મહમુદની તરફથી આપ ફરી હિંદુ ફોજોનો મુકાબલો નહીં કરો.

મનસુર—નહીં, એ કોઇ પ્રકારે સંભવિત નથી. જો મુક્તિ આનાપરજ અવલંબી રહી છે, તો હું આવી આઝાદી અને મુક્તિથી હાથ ઉઠાવીશ.

આ વાતો મોહેનાપર ઘડી ઘડી વધુને વધુ બેતાબીની અસર કરતી જતી હતી, આખર ખમી ન શકાયું, અને મનસુરનો હાથ પોતાના

હાથમાં લીધો, આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં, બે ત્રણ મીનીટ તો તેની ગમગીન આંખો નીચે નમેલી રહી, પરંતુ જ્યારે બેકરારી વધુ વધી, ત્યારે તે ભરાઇ આવેલાં આંસુઓ પીને અજબ હસરતની નજરોથી તેની સુરત જોવા લાગી. તે વખતે આ સોબતમાં એક નવો સીન ઉત્પન્ન થઈ ગયો, અને મોહેનાના દીલના જોશો ચોંકીને લયલા તથા ઉઝરાપર જાહેર થઇ ગયા હતા, વળી સઘળાપર એક આશ્ચર્યકારક ચુપકીદી પથરાઈ હતી.

ઓચીંતો મોહેનાના કાનમાં અવાજ આવ્યો, તેની કોઈ એક ખીદમતગાર સ્ત્રી તેના પીઠ પાછળથી પોકારીને કહી રહી છે કે, " શાહજાદી સાહેબ ! મોટો ગજબ થયો. શાયદ આપણા મહારાજા સાહેબ—આપના પિતા પોતાની એક મોટી ફોજ લઈ આવી રહ્યા છે." આ અવાજે મોહેનાને ગભરાવી દીધી. તેનું દીલ ધડકવા લાગ્યું, અને મોહું ફેરવી પાછલી બાજુએ જોવા લાગી, ગભરામણ વધવાને લીધે મનસુરનો હાથ તેના હાથથી છુટી ગયો, કેટલોક વખત બેભાન સ્થિતિમાં તે રહી ગઇ, આ ચુપકીદી હજુ પુર્ણ થવા પામી નહોતી, કે ઉઝરા તથા લયલાની જબાનથી આ શબ્દો બે અખત્યાર નીકળી પડયા. " હાં ! હાં ! આહ ! અમારી સાથે દગો કરવામાં આવ્યો. "

મોહેના પાછળ ફરીને જુએ છે તો કોઈ પુરૂષ મનસુરની પીઠપર હાથ રાખી ઉભો છે અને બીજા હાથમાં છરી ઉગામેલ છે. તે ઇચ્છે છે કે, છરી મારી મનસુરનું કામ તમામ કરે ! તેણે તો અત્યાર સુધીમાં ક્યારનુંએ કામ ખલાસ કીધું હોત, પરંતુ લયલા તથા ઉઝરાએ તાકીદે ઝડપ મારીને તેનો છરી પકડેલો હાથ મજબુત પકડી લીધો. તે પુરૂષ ઝટકા દઇ દઈ કોશીશ કરે છે કે તે બન્ને બાળાઓના હાથથી હાથ

છોડવી ઘા કરે. પણ બન્ને બાળાઓએ હાથ એટલો મજબુત પકડેલો છે કે તેના ઝટકાથી ઘુંટણભર પડી જાય છે પણ હાથ છોડતી નથી. પહેલી નજરે તો મોહેનાએ તેને ઓળખ્યો નહીં, કે તે કોણ છે, પરંતુ બીજીવાર ધ્યાન પુર્વક જોતાં ઓળખી લીધો. આહ! તે તેનો પહેલો આશક જેરામ હતો. જેરામની સુરત ઓળખી લેતાંજ મોહેના ગુસ્સામાં આવી ઉઠી ઉભી થઇ, પોતાના નાજુક હાથથી તલવાર ખેંચી લીધી, અને દીલના અનહદ જોશની સાથે કહેવા લાગી. " જેરામ! મને ખબર નહોતી કે તારૂં મોત મારા હાથે છે, સંભાળ કમબખ્ત!"

જેરામ—પ્યારી મોહેના! હવે તો મારા દીલને એટલો મોટો સદમો પહોંચ્યો છે કે, મોત આપના હાથે થાય, તે હું ઘણી ખુશીની સાથે કબુલ કરી લઇશ.

મોહેના—ખબરદાર! હવે મને પ્યારી સંબોધનથી યાદ ન કરતો.

આટલું કહી તેણે તલવાર ઉઠાવી, જેરામ મનસુરનો ખભો છોડી, લયલા તથા ઉઝરાના હાથોમાંથી પોતાનો હાથ છોડાવી, મોહેનાની સામે ઉભો થઇ ગયો, અને માથું નમાવી બોલ્યો, ".સર તસ્લીમખમ હય, જો મીજાજે યારમેં આયે."

મોહેના તલવાર સીધી કરીને ઇચ્છતી હતી કે એકજ વારમાં જેરામનું માથું ઉડાવી દે, એટલામાં મનસુરે ઝડપીને મોહેનાનો હાથ પકડી લીધો અને કહ્યું. " શાહજાદી સાહેબ! હવે આપ આ તકસીર દરગુજર કરો."

મોહેના—તે બીલકુલ લાયક નથી કે તેના પર દયા કરવામાં આવે, આ આપનો દુસ્મન છે અને હું સાચું કહું છું કે તે ફરીવાર દગો કરશે.

મનસુર—ખેર, તે ગમે થાય, અત્યારે તો મેં આ હરકત માફ કરી.

જેરામ—નહીં, એ ઘણું સારૂં છે કે હું મોહેનાના હાથથી મરૂં. આહ! એતો નથી સહન થઇ શકતું કે મોહેનાના દીલમાં મારા વિના બીજા કોઇને જગ્યા મળે.

મોહેના—( પોતાની થોડીક ખાસ દાસીઓને ) જાઓ, હમણાં જેરામને કેદ કરી લો, જ્યાં સુધી કંઇ હુકમ ન કરૂં ત્યાં સુધી તેને સારી પેઠ ચોકી પહેરામાં રાખો.

એટલામાં એકાએક શોર બકોરના સાદો સંભળાય છે, અને સાથેજ ફોજી સરદાર દોડતો દોડતો આવે છે, અને ગભરાતાં અચકાતાં કહે છે, " શાહજાદી સાહેબ ! મોટો ગજબ થયો, જે ફોજ આપણે આપણા મહારાજાની ધારતા હતા, તે ફોજ મુસલમાનોની નીકળી. આહ ! આપણી ગંભીર ભૂલ થઈ, અને આ ભુલનું કારણ ફક્ત એજ થયું, કે કોઇ હીંદુ રાજાએ મુસલમાનોની સાથે પોતાની ફોજનાં કેટલાંક માણસો આપ્યાં છે, જેઓ આગળ આગળ ચાલે છે, તેઓને જોઇને અમો હીંદુ ધારીને નચીંત હતા, હવે તેઓ શીરપર આવી પહોંચ્યા ત્યારે જણાયું કે આ ફોજ તુર્કોના બાદશાહ મહમુદની છે, હવે શું કરવામાં આવે ! હાલને હાલ કંઇ બંદોબસ્ત નથી થઈ શકતો ! "

આટલું સાંભળતાંજ મોહેનાની સુરતપર દીલગીરી વરસવા લાગી, મનસુર, લયલા, તથા ઉઝરાને ત્યાંજ છોડી ઘણી ઝડપથી તલવાર ટેકવીને તે ઉઠી ઉભી થઇ અને જેરામની તરફ જોઇને કહ્યું. " જેરામ! આ કોમી મામલો છે, આમાં અમે અને તું બન્ને લાગણી ધરાવીએ છીએ, આવ, ચાલ, આપણે બન્ને પોતાની શુરવીરતાનું પાણી બતાવીએ." આટલું કહી જેરામને સાથે લઈ તંબુની બહાર નીકળી. બહાર

જઇને જુએ છે તો સુલતાની ફોજો બીલકુલ પાસે આવી ગઇ હતી. ગીજનીનો વાવટો હવામાં ફરકી રહ્યો છે, અને તુર્કી તથા અરબી બહાદૂરો નાગી તલવારો ધુમાવતા ધુમાવતા આગળ વધતા ચાલ્યા આવે છે. શાહજાદી મોહેના આ જોઇજ રહી હતી તેટલામાં તો સુલતાન મહમુદની ફોજમાં લડાઇનાં વાજાં વાગવા લાગ્યાં, બહાદુર જેરામ જો કે બીલકુલ સુસ્ત અને તુટેલા દીલનો થઈ પડયો હતો, પરંતુ આ લડાઇનો સીન અને બહાદુર રજપૂતોની મુસીબત અને લાચારીનો સમય જોઇને તેના દીલમાં આપોઆપ અજવાળું ઉત્પન્ન થયું. કોમી હમીય્યતની રગ કંઇક એવી તો જોશમાં આવી ગઈ કે પળવારને માટે તે મોહેનાનો પ્રેમ અને પોતાની હારને વીસરી ગયો. મોહેના તુરત પોતાના ઘોડાપર સ્વાર થઈ અને તેની સાથેની સઘળી સ્ત્રીઓએ તેને ચોતરફથી ઘેરી લીધી. હીંદુ ફોજમાં "જયકાર"ના અવાજો બેવાર બુલંદ અવાજે થયા, એકવાર તો જ્યારે સીપેહસાલાર જેરામ દબદબાની સાથે પોતાના સ્વારોની આગળ જઇ ઉભો રહ્યો ત્યારે અને બીજીવાર જ્યારે શાહજાદી મોહેના સ્વાર થઈ ત્યારે. મોહેના મોટા દબદબાથી મેદાનમાં આવી, કે તુરતજ તેની સાહેલીઓએ તેને પોતાના ઘેરામાં લઈ લીધી.

હીંદુઓ તરફથી આટલા જલદી સાવધ થઇ લડાઇ માટે તૈયાર થઈ જવાની ઉમ્મેદ નહોતી, પરંતુ શાહજાદી મોહેના આવતાંજ અજમેરના મહારાજાની સખાવત અને અદલ ઈન્સાફનો ખ્યાલ દરેક દીલોમાં જોશ મારવા લાગ્યો અને સર્વે જીવ કુરબાન કરવા તૈયાર થઇ ગયા. ઝટપટ હારબંધ ગોઠવાઈ ગયા અને ભાટચારણો ક્ષત્રી લોહીની આગલી બરકતો યાદ દેવડાવવા લાગ્યા, જેરામ પોતાની ફોજની આગળ વધ્યો, અને પોતાના બહાદુરો તરફ જોઇને કહેવા લાગ્યો. " બહાદુરો! આ જાંબાઝીનો મોકો છે, દુશ્મન—કોણ દુશ્મન!

કે જે મુસલમાન છે, તેઓ તમારા આર્યાવર્તને ખરાબ કરવા આવ્યા છે. જો કે આપણા મહારાજા સાહેબ આ જગ્યાપર હાજર નથી, પરંતુ તેમની જીગરગોશા રાજકુંવરી મોહેના અહીં મોજુદ છે, જેની સીપાહગીરી અને બહાદુરી તમોને ખુદ રાજા સાહેબની યાદી અપાવશે."

જેરામે આ ફકરો જોશમાં આવી કહી તો દીધો, પણ શાહજાદી મોહેનાનું નામ જબાનપર આવતાંજ તેણીની બેવફાઈ અને નિર્દયતાએ તેને પાછો સુસ્ત બનાવી દીધો. દીલમાં નિરાશા અને દીલગીરીની સાથે કહેવા લાગ્યો. "અફસોસ ! મારા પ્રેમનું આ પરિણામ આવ્યું કે આજે મોહેના મારી સામે એક મુસલમાન નવજુવાનની ઉલ્ફતનો દમ ભરી રહી હતી ! આહ ! મને તેણી સાથે મોહબ્બત છે, તેનાથી વેર લેવાની અને તેને ઇજા પહોંચાડવાની કોશીશો મારાથી નથી થઇ શકતી. નહીં તો ઘણીજ સહેલાઇથી સંભવિત હતું કે, સઘળી ફોજ મોહેનાથી વિરૂદ્ધ થઇ જતે અને હું પોતે મોહેનાને કેદી બાનાવી લેતે, જો મહારાજા સાહેબને ખબર આપું તો મોહેના પોતાની બેહુદા મોહબ્બતથી ઘણી જલદી હાથ ધોવાવશે, નહીં તો તેને સખ્ત ઇજા પહોંચાડશે. હું શા માટે દખલ દઉં! મહારાજા સાહેબને એક દહાડે જરૂર માલુમ પડશે, અને તેનું પરિણામ પણ એજ આવશે કે મોહેનાને ઘણી બેઇજ્જતીની સાથે કેદ કરવામાં આવશે."

જેરામે અહીં સુધી ખ્યાલી સહેલ કરી હતી, કે શોરબકોર અને ગડબડના અવાજોએ તેને ચોંકાવી દીધો, અને તે ગભરાતો ગભરાતો લડાઇનું મેદાન તથા પોતાના જાંનીસાર લડવૈયાઓને જોવા લાગ્યો. મુસલમાન અને હીંદુ ફોજો સામસામે મળી ચુકી હતી, બને તરફના જાંબાઝો શુરવીરતાનું પાણી દેખાડી રહ્યા હતા. ખાસ સુલતાની

ગાર્ડના સીપાહીઓ હજી સુધી જુદા ઉભા રહી તમાશો જોઈ રહ્યા હતા, પરંતુ અલતુનતાશ જે સુલતાનની તરફથી ફોજનો જુદો શીપેહસાલાર હતો, તેણે પહેલાજ હુમલામાં ફક્ત પોતાનાજ જવાંમરદ સ્વારોની મદદથી રજપૂતોની હારોને છીન્નભીન્ન કરી દીધી. બીજી બાજુથી દાવુદતાઈ પોતાના અરબ સીપાહીઓની સાથે આગળ વધ્યો અને બહાદુર રજપૂતોનાં લોહીથી જમીનને લાલ રંગમાં રંગવાં લાગ્યો. રજપૂતોની હીમ્મતની આ ઘણી સારી પરીક્ષા હતી કેમકે તે કોમ કે જેની કારકીર્દી આગલી દુનિયાની ચડતીની મારફતે મંડાયેલી હતી; તેજ કોમ આ વખતે એ લોકોથી લડી રહી હતી, કે જેઓએ પોતાના તાજા જોશથી દુનિયાના તખ્તાને ઉલટવો શરૂ કર્યો હતો.

લડાઈ ઘણીવાર સુધી એકજ રંગ પર રહી, રજપુતોએ દેખાડી આપ્યું કે, ખરેખર તેમની હીંમત અને શુરવીરતા એ ખ્યાલોથી સાબીત થાય છે, કે સઘળી સ્ત્રીઓને કતલ કરીને લડાઈના મેદાનમાં કુદી પડે અને નેકનામી સાથે સાથે પોતાની હસ્તીને નાબુદ કરે, જેમકે કેટલીક લડાઈઓમાં જાહેર થયું છે, પરંતુ ફતેહમંદ બહાદુર તુર્કોના હોંસલા એટલા બધા તો વધ્યા હતા, કે રજપુતોની આ શુરવીરતા અને દ્રઢ નિશ્ચયને તેઓ ખ્યાલમાં પણ લાવ્યા નહીં. રજપુત ભાટોના સાદો મોટે ભાગે હવામાં ગુંજતા હતા અને તબલાં તથા બ્યુગલના શુરોને દબાવી દેતા હતા.

દાવુદતાઈએ લડાઈને આટલી બધી લંબાતી જોઈને તેનાથી સબુરી થઈ શકી નહિ. પોતાના અરબોનું એક ટોળું લઈને તેણે સખ્ત હુમલો કીધો, આ હુમલાને રજપૂતોએ ઘણો રોકયો, અને ઘણીજ શુરવીરતાથી ટકી રહ્યા પરંતુ અનુભવી તુર્કી સ્વારોએ છેવટે

તેમને વીખેરી નાખ્યા. આવીજ રીતે આના પહેલાં પણ રજપૂતો કેટલીકવાર વીખેરાઈ જઈ ઘણીવાર ટકતા ચાલ્યા ગયા હતા, પરંતુ દર વખતે જેરામની કોશીશોથી હુશીઆર થતા અને ઘણી બહાદુરીથી મુકાબલો કરવા લાગ્યા, આ વખતે જેરામે જ્યારે જોયું, કે રજપૂતો થોડે દુર સુધી વેરાઈ પાછા આવ્યા છે, ત્યારે પોતાના ઘોડાને આગળ વધારી આરબો રૂપી દરીઆનાં મોજામાં કુદી પડયો. જરૂરત હતી કે તેની સાથેજ સઘળા હીંદુ સ્વાર પણ મુસલમાન સ્વારોમાં ઘુસી જતે, પરંતુ જેરામ જે જોશથી ચાલ્યો હતો, અને જે મરદાઇથી તેણે પોતે પોતાને મુસલમાનોના ટોળામાં અંદર દાખલ કર્યો હતો, તે એક એવી અદા હતી, કે તેના સઘળા સીપાઈ એક આશ્ચર્યતા અને નવાઇની નજરે તેની સુરત જોવા લાગ્યા, અને જાણે લડવાનું અને હરીફનો મુકાબલો કરવાનું ભુલી ગયા, મુસલમાનોની તરફથી દાવુદતાઇએ જ્યારે જોયું કે રજપૂતોનો સરદાર આવી શુરવીરતાથી આપણી ફોજના ટોળામાં આવી ગયો છે, તો તેણે પોતાના સઘળા સાથીઓને તેના મુકાબલાથી રોકી દીધા, અને પોતે ઘોડાને ચક્કર દઇને તેના મુકાબલામાં જઈ ઉભો અને કહેવા લાગ્યો. "ઓ નવજુવાન હીંદુ! હું સમજ્યો કે તું પોતાની ફોજનો સરદાર છે, પોતાની ઉપર નહીં તો પોતાની ન્હાની વયપર દયા લાવ, તું ભુલાવામાં છે, જોશને કદાચ તું બહાદુરી અને શુરવીરતા ગણે છે, જો કે હરીફની નજરોમાં તું બાલક છે. અને એક અનુભવી લડવૈયાના મુકાબલામાં તું હરગીજ ફતેહમંદ નથી થઈ શકતો."

આ સંભાષણને તે પોતે તો ન સમજ્યો, પરંતુ જ્યારે દુભાપીઆએ તેને ભાષાંતર કહી સંભળાવ્યું ત્યારે તેને દાવુદતાઇના કહેવાનો અર્થ જણાયો અને તેનીજ બારશ્તે તેણે જવાબ આપ્યો. "ઓ મુસલમાન! જો કે હું ન્હાની વયનો છું, પરંતુ લડાઈના મેદાનમાં મારી તલવાર

મોટા મોટા વયે પહોંચેલા સીપાઇઓ કરતાં વધુ તેજી દેખાડી ચુકી છે, અને જો તને ખાત્રી ન થતી હોય તો લે, તું પણ મારી તલવારના મજા ચાખ."

આટલું કહેતાંજ જેરામે દાઉદપર હુમલો કીધો. દાઉદે પણ એક કુશળ સીપેહસાલારની પેઠે જેરામના ઘાવ ખાલી જવા શરૂ કર્યા. ઘણીવાર સુધી એમજ લડાઈ થતી રહી. કે જેરામ ઉછળી ઉછળી અને જોશમાં આવી આવી ઘા પર ઘા કરી રહ્યો હતો, અને દાવુદ તેના હુમલાઓને બરાબર રોકતો જતો હતો. છેવટે હુમલા કરતાં કરતાં જેરામ સુસ્ત થઈ ગયો, તે વખતે દાઉદે પોકારીને કહ્યું. "તારા હુમલા થઇ ચુક્યા, હવે મારા ઘા ખાળી દે." આટલું કહ્યું અને પોતાનો નેજો જમણા હાથમાં લઇને જેરામપર ઘા કીધો, જેરામે હાથથી પકડી લીધો, પરંતુ દાવુદે બીજીવાર જોર કર્યું તો જેરામ, હાથમાં દાવુદનો નેજો પકડેલોજ ઘોડાની પીઠપર પાછલી બાજુએ એટલો તો નમી પડ્યો, કે નજીક હતું કે લાંબો થઇ પડત. દાવુદ ઘોડો આગળ લાવીને તેની પાસે પહોંચ્યો જેને લીધે જેરામ બીલકુલ લાંબો થઈ પડ્યો અને નજીક હતું કે, તે નેજાને છોડી દે એટલામાં દાવુદે હાથ લાંબો કરીને જેરામનું ગળું પકડી લીધું; અને ઇચ્છતો હતો કે બીજે હાથે નેજો છોડાવી તલવારનો ઘા કરે. તલવાર પુરતી રીતે ખેંચી ચુક્યો હતો, કે એકાએક કોઇએ પાછળથી આવી તેનો હાથ પકડી લીધો, અને અરબ્બી ભાષામાં કહ્યું. બસ, હવે જવા દો, મારી ખાતર આનાપર દયા કરો." ગુસ્સે થઇ તે પાછળ ફરીને જુએ છે તો, એક ન્હાની વયનો પુરૂષ ઘોડાપર સ્વાર છે અને જેરામને કતલ કરવાની મના કરી રહ્યો છે. દાવુદની આંખો ગુસ્સાથી લાલચોળ બની ગઈ હતી, તેથી તે બીલકુલ ઓળખી ન શક્યો કે આ કોણ પુરૂષ છે!

નવજુવાન—શું મને નથી ઓળખતા! ભુલી ગયા કે ?

દાવુદે ધ્યાન પુર્વક જોયું, અને ઓળખતાંજ પ્રથમ તો જોરથી ચીસ પાડીને બોલ્યો.

" આહાહાહા! મનસુર! " અને જેરામને છોડી તેને ગળે વળગી પડયો.

દાવુદ—મનસુર! ખુબ મુલાકાત થઈ, તમારા માટે અમારા દરેક સીપાઇનું જીગર ખુન થઈ રહ્યું હતું, ખુદ સુલતાનને એટલો સદમો હતો કે, દરબાર શુન્ય થઈ ગયો.

મનસુર—એથીજ તો આપણુને ફખર છે કે આપણા સુલતાન પોતાના દાસો પર આટલી માયા અને મહેરબાની ધરાવે છે, ખેર આ વાતો પછી થશે, હાલ ઘડી હું ચાહું છું કે, ( જેરામ તરફ ઇશારો કરીને ) આ પુરૂષને છોડી દો.

જેરામ પોતે અજાયબીમાં ડુબેલો હતો કે શું હતું ને શું થઇ ગયું. પહેલી નજરે તો તેને પણ ઓળખ્યો નહિ, પણ ઓળખવા પછી દીલમાં ઘણો પરેશાન અને શરમીંદો થયો. જે વખતે તેને છોડીને દાવુદ મનસુરની સાથે બગલગીર થયો, તે વખતે સારી તક હતી કે, જેરામ એકજ ઘામાં દાવુદતાઇનું કામ તમામ કરી નાંખે, પરંતુ આશ્ચર્યતાએ તેને પોતાના હોશ હવાશમાં રહેવા દીધો નહોતો. જ્યારે હોશ આવ્યા, તો મનસુરને ઓળખી દીલમાં કહેવા લાગ્યો. " હવે હુમલો કરવો અથવા લડવાની ઇચ્છા કરવી એ નીચ દરજ્જાનું બાયલાપણું છે. અફસોસ! આ તેજ પુરૂષ છે કે જેને માટે હું મારી જીંદગીથી કંટાળી ગયો છું, જેને લીધે પ્યારી મોહેનાના દીલપર મને બીલકુલ સ્નેહ ન મળી શકી. આહ! તે બે વાર મારા પર ઉપકાર

કરી ચુકયો છે. તેણે બે વાર મારો જીવ બચાવ્યો છે. ઘણી સહેલા-ઇથી સંભવિત હતું કે હું તેની સાથે મુકાબલો કરીને મારો અને તેનો ફેંસલો કરી નાખતે, પરંતુ તેના ઉપકારોએ તેની સામે મારી નજરો નીચી કરી દીધી છે. હવે શું મોઢું લઇ મુકાબલો કરવાનું નામ લઉં! ક્યાં સુધી નિર્લજ થાઉં! ”

જેરામ તો આ વિચારોમાં ડુબેલો હતો. અહીં દાઉદે મનસુરને કહ્યું, “ હવે અહીં મેદાનમાં પછી આવશો, પ્રથમ તો ચાલીને આપણા માનવંત સુલતાનની કદમ બોસી હાંસલ કરી લો. ”

મનસુર—સારૂં, ચાલો.

બન્ને રવાના થાય છે.

સુલતાન મહમુદ ગીજનવી પોતાના શાહી ગાર્ડ વચ્ચે પોતાની સઘળી ફોજની પાછળ ઉભેલો હતો, સુલતાની વાવટો હવામાં ફરકી રહ્યો હતો, અને તેના ફરકવાની હરકતની સાથે ઇસ્લામી જોહાદીઓના દીલમાં જાબાઝીનો જોશ વધતો જતો હતો ખાસ ફોજના સરદારો સુલતાનની હજુરમાં હતા, અને લડાઇના રંગને જોઈ પોતાના અભિપ્રાયો આપી રહ્યા હતા.

સુલતાન—ખરેખર મેં ઘણી હીંદુ ફોજોનો મુકાબલો કર્યો, પરંતુ આ લોકો જેવા શુરવીર અને અડગ હીંદુ નથી જોયા.

એક સરદાર—હજુર ખરેખર આ લોકો ઘણા બહાદુર અને હીમ્મતવાન છે, અને વધુ નવાઇની વાત તો એ છે કે, સરદારો ઘણા ઓછા જણાય છે, હા, એક નવજુવાન તો અલબત્ત નજરે પડે છે, જે પોતાની વય અને દેખાવને ઘણી વધુ હીમ્મતવાન જાહેર કરી રહ્યો છે, પરંતુ આના તો કેસ પણ છુટા મળેલા છે, શું સ્ત્રી છે!

સુલતાન—હા, મને પણ એમજ જણાય છે, જો સ્ત્રી છે તો ઘણી નવાઇની વાત છે, બેશક સ્ત્રી છે, તે પોતાને જેવી રીતે બચાવી બચાવીને લડી રહી છે, તેથી તે સ્ત્રી હોવાની મને ખાત્રી થઈ ગઈ, પરંતુ હું નહોતો જાણતો કે રજપુતોની સ્ત્રીઓ પણ આવી દ્રઢ મનની અને બહાદુર હોય છે.

અફસર—હજુર ! તેના મુકાબલાથી જાહેર થાય છે કે, લડાઈમાં પણ કુશળ છે, ફક્ત કામી જોશથી નથી બલકે પહેલાંથીજ લડાયક હુનરમાં કુશળતાં મેળવેલ છે.

સુલતાન—આ સ્ત્રીને જીવતી પકડવી જોઇએ. જો મનસુર હોતે તો તેને તુરત પકડી લે તે, લડાઈમાં જે ફુરતી અને ચાલાકી મનસુરથી જાહેર થાય છે, તે તેનોજ હીસ્સો છે.

અફસર—બેશક ! લડાઈમાં મનસુરની જરૂર છે.

સુલતાન—હજી સુધી મનસુરનો પત્તો નથી લાગ્યો, ખુદા જાણે કઈ મુસીબતમાં ફસેલો હશે, અફસોસ! તે નહીં હોવાને લીધે લડાઇમાં મારૂં દીલ નથી ચોંટતું, ખુદાની રાહમાં જેવી જાનબાઝીઓ તેણે દેખાડી છે, તેવી બીજા કોઇથી ભાગ્યેજ જાહેર થઈ હશે, અને કેમ ન હોય તે આખર કયા વંશનો છે!

અહીં સુલતાનની વાત ખલાસ થઈ, અને દાવુદતાઇ મનસુરને લઇને હાજર થયો. તે ખુશીના જોશમાં પોકારી કહેવા લાગ્યો.

" શએર "

" ખીલાફી તા જહાં બાશી બ ઇકબાલ,
જવાં બખ્ત, વજવાં દોલત વજવાં સાલ."

"દોસ્ત શાદ, દુશ્મન પાયમાલ, હજુર! મનસુર મળી ગયો અને કદમબોસી માટે હાજર થયો છે."

સુલતાને જોશના લેહજામાં કહ્યું, "ક્યાં છે?"

સુલતાનની જબાનથી આ શબ્દ નીકળતાંજ મનસુર આગળ વધ્યો, નમીને રીકાબને બોસો લીધો અને અદબથી હાથ બાંધી સામે ઉભો રહી ગયો.

સુલતાન—મનસુર! તમારે માટે સઘળા લોકો વ્યાકુળ હતા. તમે ક્યાં હતા? અને કેવી હાલતમાં હતા?

મનસુર—હજુર! હું દરેક રીતે આનંદમાં હતો. સુલતાની આજ્ઞા બજાવી લાવવા માટે હું જે વખતે બજેરામની પુઠે રવાના થયો તે વખતે મેં સીંધની સરહદપર પહોંચીને બજેરામને તેના સાથીઓ સહીત ઘેરી લીધો, થોડીવાર લડાઈ થઈ અને છેવટે હિંદુઓ ભાગી નીકળ્યા. મેં એ ભુલ કીધી હું કે તેમની પુંઠે પુંઠે દુર સુધી નીકળી ગયો. મને કંઈ ખબર નહોતી કે બજેરામનું પરિણામ શું આવ્યું, પરંતુ જ્યારે હું પોતાની ફોજથી ઘણે દુર નીકળી ગયો, તો દુશ્મનોનું એક ટોળું કે જેમાં ઓછામાં ઓછા પચાસ રજપુત હશે, તેઓએ આવીને મને ઘેરી લીધો, પરંતુ છેવટે ઘાયલ થઇને પડયો, અને મને કેદ કરવામાં આવ્યો. તે લોકો મને સીંધ તરફ લઈ જતા હતા પણ મારા નસીબે ત્યાં સીંધના જંગલમાં મારા હમદર્દો પેદા કરી દીધા. એક ઇસ્લામી ફોજ કે જેમાં પાંચસો છસો માણસો હતા તેઓએ તે સઘળા હીંદુઓને ઘેરીને કતલ કરી નાખ્યા, અને મને તેઓના હાથોથી મુક્તિ અપાવી. મને નવાઈ લાગી કે, આ લોકો અહીં ક્યાંથી આવ્યાં! તપાસ કરતાં જણાયું કે, તેઓ ઇસ્લામી ખાનદાનો માંહેના એક ખાનદાનના વંશજો છે જેઓ મહમ્મદ બીન કાસીમના પછી હીંદુસ્તાનમાં આવ્યા

હતા અને અહીંજ વસવાટ કરી રહેલા હતા. મને તે લોકોથી મળીને ઘણો આનંદ થયો અને તેઓ સાચા ઇસ્લામી વિવેકથી મારાથી મળ્યા. હું તે લોકોની સાથે રહેવા લાગ્યો. તે લોકો હીંદુ રાજાઓની ચાલુ હીલચાલથી કરીને બલુચીસ્તાન તરફ નાસી જતા હતા. હું પણ તેઓની સાથે દક્ષીણ તરફ રવાના થયો. બનવા કાળ એક રોજ આ હિંદુ ફોજ જે આપના મુકાબલામાં છે, તે અમારા ઉપર એકાએક તુટી પડી. તે ખાનદાનના લોકોએ—શું પુરૂષો કે શું સ્ત્રીઓ—પણ ઘણી શુરવીરતાની સાથે મુકાબલો કર્યો, પરંતુ પરિણામ એ આવ્યું કે કેટલાક કતલ થયા અને કેટલાક કેદ પકડાયા. કેદ થએલા લોકોમાં હું પણ હતો અને આ વખતે તક મળતાં નાશી આવ્યો, અને હજુરના કદમ ચુમવાની ઇજ્જત મેળવી.

મનસુર અહીં સુધી કહેવા પામ્યો હતો એટલામાં વધુ શોરબકોરના અવાજો અને ગડબડના સાદો સંભળાવા લાગ્યા અને સુલતાન શું કે મનસુર શું સઘળા લોકો તે તરફ જોવા લાગ્યા, જોતાં જણાયું કે, રજપુતોની હાર થઇ અને તેઓના શુરવીર સરદારો જો કે પોતાની ફોજોને આગળ રોકી ઉભા રહ્યા હતા તથા લડાઇનો જોશ દેવડાવી રહ્યા હતા, પરંતુ તેઓ બીલકુલ ન સાંભળતાં નાશતા ચાલ્યા હતા.

સુલતાન—( ખુશી થઇને ) મનસુર ! દુશ્મનોની હાર થઈ, અને ખુદાએ આપણને ફતેહ નસીબ કરી અને સૌથી વધુ ખુશી આ વાતની છે કે, તું મળી ગયો. હવે જો હું આ હિંદુઓને કેવી સખત સજા કરૂં છું, જેઓએ તારા પર અને તે અરબ્બી ખાનદાનપર જે જુલમ ગુજાર્યો હતો, તેઓને તારી સામે બોલાવી કેવી બેઇજતીની સાથે કતલ કરૂં છું.

મનસુર—હજુર ખુદાવંદને મારા જેવા અદના શખ્સના સાથે જે હમદર્દી છે, તેનો બદલો એજ કે, પોતાની જાન હજુર પર કુરબાન

કરી દઉં, પરંતુ એક બાબતનો ઉમેદવાર છું, અને આશા છે કે જહાંપનાહ તે કબુલ ફરમાવશે.

સુલતાન—તારી જે ઇચ્છા હોય તે બયાન કર. હું તે પુરી કરવાનું વચન આપું છું.

મનસુર—આ ફોજના સરદાર એવા શરીફ અને નેક છે કે, હીંદુસ્તાનમાં આવા બીજા લોકો મળવા મુશ્કેલ છે, આ અજમેરના રાજાની ફોજ છે, તેમની સઘળી હકીકત હું જાણું છું; રાજાના વજીરનો પુત્ર જેરામ અને ખુદ રાજાની પુત્રી મોહેના બન્ને આ ફોજના સરદારો છે.

સુલતાન—( આશ્ચર્ય થઈ ) રાજાની પુત્રી સરદાર છે ! એ શું !

મનસુર—સુલતાને આલમ ! અજબ શરીફ અને નેકનફસ બાળા છે, અમો લોકોએ હીમ્મત અને બહાદુરીથી મુકાબલો કરેલો હોવાને લીધે તેણે અમારી કદરદાની કીધી, અને ઘણુજ વિવેક અને મુરાવતથી વર્તી, અમો લોકોને કેદમાં ઘર કરતાં વધુ આરામ મળ્યો, બલ્કે એક દિવસ તેણે અમારી મેહમાની કીધી.

સુલતાન—અને લડાઈના મેદાનમાં આવી મુકાબલો પણ કરે છે ?

મનસુર—જહાંપનાહ ! ઘણી શુરવીરતાથી મુકાબલો કરે છે.

સુલતાન—ત્યારે કદાચ તેજ હશે, જેને મેં હમણાં મેદાનમાં અહીં તહીં ઘોડો દોડાવતી જોઈ હતી, મનસુર ! જો એમજ છે તો જા અને બની શકે તેટલી ઈજ્જતની સાથે તેને લઈ આવ. એટલા માટે કે મારે તે ઉપકારનો બદલો વાળવો જરૂરી છે. જે ઉપકાર તેણે તારા ઉપર કર્યો છે. હવે હીંદુઓના હાર થઈ ચુકી છે, તેઓના સીપાઇઓ બુરી રીતે કતલ થઈ રહ્યા છે, અને જીલ્લતની સાથે કેદ થઈ રહ્યા છે, એમ ન બને કે, મારી ફોજના હાથોથી તેમને કંઈ તકલીફ પહોંચે.

મનસુર—(સલામ કરીને) હજુર ! હું જાઉં છું, અને તેને લઈ આવું છું.

આટલું કહી મનસુર રવાના થયો, અને લડાઈના મેદાનમાં જઈને સીપાઈઓના ટોળામાં અદ્રષ્ય થઈ ગયો. હવે આ વખતે તુર્કી સીપાઈઓ અને અરબ્બી નેજાબાઝો રજપુતોની ખીમાખોટી કરી રહ્યા હતા, હીંદુ સીપાઈઓ અહીં તહીં ભાગતા ફરતા હતા, કેટલાક તો જખમી થઈને કેદ પકડાતા હતા, ત્યારે કેટલાકને જીવતા કેદ પકડવામાં આવતા હતા.

સુલતાન મહમુદ ગીજનવી ઘણીવાર સુધી આ તમાસો જોતો રહ્યો, ઘડી ઘડી તેના દીલમાં આનંદનો જોશ ઉત્પન્ન થતો હતો. અને તે ફતેહ માટે આભાર માનવા કદી પોતાના ઘોડાની પીઠપર સીજદામાં પડી જતો હતો, અને કદી ખુદાના શુકર અદા કરતો હતો, થોડીક વાર પછી મનસુર થોડાક માણસો લઈ સુલતાનની સેવામાં હાજર થયો, તે સુલતાનની સામે અદબથી હાથ બાંધી, દીનતાથી માથું નમાવી અરજ કરવા લાગ્યો. “ હજુર! હું તે શાહજાદીને લાવ્યો તથા, તેની સાથે બીજા થોડા લોકોને પણ લાવ્યો છું, જેમની હકીકત સાંભળીને આપને તેમનાથી મળવાની ખુશી આ ફતેહ કરતાં વધુ થશે.

સુલતાન—પહેલાં તો તે શાહજાદીને દેખાડ, અને મારી સામે રજુ કર, ફરી તે બાકીના લોકોની હકીકત સંભળાવ. મનસુરે શાહજાદી મોહેના ( કે જે તેની પાછળ હતી, ) તેની તરફ ઇશારો કર્યો અને કહ્યું, “ તે નેકનફસ ઉદાર અને કદરશનાશ શાહજાદી આ છે.”

સુલતાન—હાં. આ બાળાને મેં લડાઇના મેદાનમાં ઘણી બહાદુરીથી તુર્કોનો મુકાબલો કરતી જોઈ હતી, ખરેખર તે કદરને લાયક છે, તેને સાથે લઇ જઇ ઘણી ઇજ્જત અને આરામથી રાખ. હું ફરી દરબારમાં તેની સાથે વાતો કરીશ, બીજા લોકો કોણ છે, તેઓને પણ મારી સામે લાવ.

મનસુર—અનસારી વંશના જે ખાનદાનનું વર્ણન મેં કર્યું હતું, તેના સઘળા નામવર લોકો લડાઈમાં માર્યા ગયા, પુરૂષોમાંથી કેટલા નામવર હતા, તેઓ સર્વે આ રજપૂત ફોજોના મુકાબલામાં શહીદ થઈ ગયા, હા, થોડા પુરૂષો અને તેમના માનવંતા બહાદુરોની બે બાળાઓ જેઓ કેદ હતી તેઓને પણ હજુરની કદમબોશી માટે લઇ આવ્યો છું.

સુલતાન—મનસુર ! તારાં આ વાક્યોએ મને ખુશી કરી દીધો, અહા! ક્યાં અનશારી વંશની મુબારક યાદગારો! અને ક્યાં હું, બેશક હું ખુશનસીબ છું, બતાવો તેઓ કોણ છે, કે હું તેમના દર્શન કરૂં.

મનસુરે લયલા તથા ઊઝરાને રજુ કરીને કહ્યું, “એક તો કોમના રઈસ મોહંમદ બીન સાલેહની પૌત્રી છે અને એક તેમના ભાઈની પૌત્રી છે, આ બાળાઓ ઘણીજ ઈમાનદાર, ભોળી, અને પાક નફસ છે, અને હું શાહજાદી મોહેનાનો વધુ એહશાનમંદ છું, કે તેણે આ બાળાઓની સાથે ઘણી સારી અને ભલી વર્તણુંક ચલાવી.”

સુલતાન—ખુદા મોહેનાને હીદાયત આપે, તેણે જેટલા કામો કર્યા, તે સઘળાં એક મુસલમાનને લાયક છે મને એક હીંદુ બાળાથી આવી ઉદાર લાગણી અને દયાળુ દીલની આશા નહોતી.

મનસુર—હજુર! મોહેનાને તેના ગુણો તથા પવિત્રતાના લીહાજથી જોવામાં આવે, તો તે ફરિસ્તો છે, અને સૌંદર્ય તથા રૂપના લીહાજથી જોવામાં આવે તો તે પરી છે.

સુલતાન મનસુરની સાથે આ વાતો કરી રહ્યો હતો, એટલામાં દાવુદતાઈ એક નવજુવાન હિંદુને પકડી લાવ્યો, અને બાદશાહની રીકાબ ચુમીને અરજ કરી. “હજુર ! આ હીંદુ ફોજનો સરદાર છે, તેનીજ કોશીશથી રજપુતો આટલી વાર લડતા રહ્યા હતા. સુલતાની ઇકબાલ અને ખુદાની મહેરબાનીએ મારી મદદ કીધી, જેથી મેં આ હિંદુને જીવતો

પકડી લીધો, અને અત્યારે હજુરની સામે ખેંચી લાવ્યો છું.”

સુલતાન—એ આ ફોજનો સરદાર છે? મનસુર! તમે મોહેનાને પુછો કે એ કોણ છે અને કયા દરજ્જાનો સરદાર છે?

મનસુર—હજુર! મને પોતાને ખબર છે, અજમેરના રાજાના વજીરે આઝમનો પુત્ર જેરામ છે, એ પણ ઘણો સદગુણી અને ભલો માણસ છે, તેની નેક દીલી અને બહાદુરી બન્ને કદરને લાયક છે, પરંતુ અફસોસ હિંદુ છે. હજુરથી હું ઉમેદવાર છું કે, તેની કસુર માફ કરવામાં આવે. જો એને પણ મારે હવાલે કરવામાં આવત, તો ઘણું સારૂં થાત.

સુલતાન—આવા નામી હિંદુને જીવતો ન રાખવો જોઇએ, એને ઇસ્લામ ધર્મની દાવત આપો. જો કબુલ કરે તો સારૂં, નહીં તો હમણાંજ કતલ કરી નાખો.”

મનસુર—હજુર! હું તેનો એહશાનમંદ છું, ઘણી અદબ અને નમ્રતાથી દરખાસ્ત કરૂં છું. કે આ નવજુવાન રજપુતને મારે હવાલે કરી દેવામાં આવે.

સુલતાન—તારે લીધે મેં તેની કસુર માફ કરી, સારૂં, તેને તારી સાથે રાખ. અને પાછો તેને મારા દરબારમાં હાજર કરજે.

મનસુર—( માથું નમાવી ) બસરો ચશ્મ!

સુલતાન—દાઉદ લશ્કરને પાછા ફરવાનો હુકમ દે, હું અફઘાનીસ્તાનના ઘાટોમાં પહોંચીને બે ત્રણ દહાડા રોકાઇશ અને ત્યાર પછી સીધો અફઘાનીસ્તાન ચાલીશ.

ફોજમાં પાછા ફરવાનો હુકમ આપવામાં આવ્યો સઘળા સીપાઇઓ ઘણાજ આનંદ અને ખુશીની સાથે ઉત્તર દિશા તરફ પાછા રવાના થયા.

## બાબ ૯ મો.

### એક નજરી ખુશ ગુજરી.

તે કાળા પત્થરની હારો જે પેશાવરની ખડીથી શરૂ થઈ છે અને ઉતર તરફ હીમાલયની ચોટીએ મળી હીંદુકુશ પર્વત સુધી ચાલી ગઈ છે, તેના કેટલાક સ્થળો ઘણા દીલચસ્પ અને મનહરણ આવેલાં છે, બરફ, વરસાદ અને બીજી જંગલી લુટારૂ કોમોને લીધે આ સ્થળો ઘણું કરી વેરાન રહ્યા કરે છે, અને ભયાનક છે. પરંતુ જે લોકો આ પહાડોની સુલેહ શાંતિની સાથે નસીબ થઈ જાય છે તેઓ કુદરતનો બહાર જુએ છે, અને તેઓના દીલમાં કુદરતી લીલાની ઉત્તમતા દર પળે વધુને વધુ વધતી જાય છે, જંગલી પ્રાણીઓ મોટી સંખ્યામાં એ માણસોનો સાથ આપે છે, જેઓ ઘણું કરી અહીં ફરતા અને સહેલ કરતા નજરે પડયા કરે છે, આ પ્રાણીઓની ઘુમો આ મનહર દેખાવોને હમેશાં ભયાનક અને બીહામણા બનાવી દે છે, હા, જો મોજ મળે છે તો તે પક્ષીઓથી કે જેઓ હમેશા લીલી હરીયાલી અને સુંદર ઘટાઓમાં જીવતા દીલના મેહમાન રૂપે કુદરતી કારીગરીનાં સુંદર ફુલોમાં કલોલ કરી રહ્યાં છે.

એજ પહાડીઓમાં મુસ્કેલીથી વટાવી શકાય એવી ઘટા છે, જેની આ બાજુ એક વિશાળ સુંદર જગ્યાનો ટુકડો છે, જેને જોરથી વહેતા પાણીના થોડાક ઝરાઓથી શીતળતા પ્રાપ્ત થઈ રહી છે, દર ચોતરફ ઉંચી નીચી ટેકરીઓ છે અને તે પરથીજ જુદા જુદા ઝરાઓ

ઉતરીને આવે છે, અને એક મોટી ઝીલમાં પડે છે, પોતાની ઉદાર મનહરતાનો ગાલીચો દર વખતે પાથરી રાખે છે, અને સુંદર ફુલો તથા મધુર કંઠના પક્ષીઓને પોતાની સુંદરતાના આકર્ષણથી ખેંચતી રહે છે, પક્ષીઓ કદી પર્વતની ચોટીઓ પર બેસીને પોતાના કલ્લોલના સુરો ફિરિસ્તાઓના કાનોમાં પહોંચાડે છે, અને કદી જોશમાં આવીને તથા આસમાનની તરફથી એ મહલ ચુપકીદી જોઇને ઉડે છે અને પર્વતના છેડાને છોડતાં ઉતરે છે, અને ઝીલના કિનારા પર આવીને બેસી જાય છે આ સમયે કે જ્યારે અમોએ અમારા મિત્રોને આ મનહરણ સ્થળે પહોંચાડયા છે, ત્યારે અહીં રાબેતા કરતાં વધુ સુંદરતા ઉત્પન્ન થઇ છે, તે એને લીધે કે વાદળાંનો એક કકડો વરસીને નીકળી ગયો છે, અને આકાશની વાદળી ચાદર ગુબાર વિગેરેથી રહીત થઇ ખુબ સાફ નીકળી આવી છે જો કે અત્યારે તે વરસનાર વાદળ નથી પરંતુ સફેદ સફેદ વાદળાંઓની જાળ આકાશપર પડેલી છે:જેને તેજ પવનના સપાટાઓ અહીં તહીં ઉડીને દર પળે નવિન સ્થિતિમાં દેખાડે છે. લીલી લીલી હરીયાલીની મોહકતા ખુબ ઉભરી ચમકી રહી છે, અને લીલાં લીલાં ઝાડોના રંગમાં ક્યામતની મનહરતા છે કે, દીલ બે અખત્યાર તેનું દીવાનું બની જાય છે, માણસોનો તો ક્યાંએ પતો નથી. હા, પક્ષીઓ મોટી સંખ્યામાં ભેગાં થયા છે અને પોત-પોતાની બોલીમાં ખુદાની ઉદારતાઓનો શુકર અદા કરી રહ્યાં છે.

એકાએક એક બાજુથી ફોજી તબ્બલનો અવાજ આવ્યો, અને આવતાંજ ચોતરફની પહાડીઓમાં ગુંજી ઉઠ્યો. આ સીન અવાજથી બીલકુલ ભરાઇ ગયો, અને જંગલી મખલુકે આ સીનમાં એવી વ્યાકુળતા ઉત્પન્ન કરી દીધી કે, સઘળાં ગભરાઇ ગયાં, ઉડયાં અને થોડી-

વાર સુધી ચક્કર લગાવીને પહાડોની ઉંચામાં ઉંચી ચોટીઓ પર જઇ જઇને બેસવા લાગ્યાં. તબલાં, બ્યુગલ, અને સઘળાં ફોજી વાજીંત્રોના સુરો આખરે એટલા ગાલેબ થયા કે, તે સ્થળ જે હમણાં આરામનું ઠેકાણું હતું, અને જેમાં પક્ષીઓના કલરવે દરેક લેહરીને માટે એક અઝાયબ રંગતગીનો સામાન પેદા કરી દીધો હતો તેજ સીન હવે રઝમનું મેદાન બની ગયું અને શાહી રૂઆબ દાબ, ઇસ્લામી હેબત, અને મ્હોટાઇએ આ પક્ષીઓને કે જેઓ ઉડી ઉડીને ઉંચે પહાડોની ચોટીઓ પર જઇ બેસતાં હતાં, ત્યાંથી ઉડાવી દીધાં.

અચાનક એક સરદાર જેણે ઇસ્લામી વાવટો હાથમાં લીધો હતો, તેણે આગળ વધીને એક વિશાળ જગ્યાપર નેઝો ઉભો કર્યો. તેજ નેઝો કે જેમાં ગીઝનીની દોલતની મ્હોટાઇ કરનારો વાવટો લાગેલો હતો. તોફાની પવન વાવટાની સાથે ગેલ કરવા લાગ્યો, અને વાવટાઓ પોતાના ફરકવાના રૂઆબદાર અવાજથી દેખાડવું શરૂ કીધું કે તે કેવા ઇકબાલ અને કેવી ફતેહમંદીની સાથે હીંદની સર જમીનથી પાછો આવ્યો. આ ઝુંડાને એક ખાસ જગ્યાપર ઉભો કરેલો જોઇ સઘળા સ્વારો થોભી ગયા, અને સરદારો ચોતરફથી આગળ વધી વધીને છાવણી તથા તંબુનો બંદોબસ્ત કરવા લાગ્યા. ઘણી ઝડપથી કામ લેવામાં આવ્યું; અને થોડીજ વારમાં આ દેખાવની હેસીયત બીલકુલ બદલી ગઇ. જ્યાં ખુલ્લું મેદાન હતું, કોઇ તરફથી માણસ જાતનું નામ નિશાન પણ નહોતું, હવે જો જોઇએ કીએ તો ચારે બાજુ તંબુજ તંબુ ઉભા છે.

માણસો અહીં તહીં સહેલ કરતા ફરે છે, બજારો લાગેલી છે, ઠેક ઠેકાણે નિશાન અને વાવટા ઉડી રહ્યા છે, તે ઝીલ કે જેમાં પહાડની ઉંચાઇએથી નહેરો આવીને પડે છે. તે લહેરો લઇ રહી છે, તેના

કિનારાપર છાવણીથી હટીને એક ઘણો મોટો તંબુ ઉભો કરવામાં આવ્યો છે, જેના પર હવામાં સુલતાનનો પુરજોશ ઇકબાલ વાવટો લહેરી રહ્યો છે. આ ફોજમાંની ગડબડ શાંત થાય, તે પહેલાં મોઅઝને તે ફોજી તંબુરૂપી મસ્જીદ, કે જે એક ઉંચા ટેકરાપર શાહી તંબુના પાસે મુકરર કરવામાં આવી હતી, તેમાંથી બહાર નીકળી બુલંદ અવાજે અઝાન પોકારી, અને તે જોરેમંદ અવાજ, કે જે હીંદુસ્તાનનાં દેવલોને છિન્નભિન્ન કરીને આવેલો હતો, તે આ સરહદી પહાડોઓમાં ગુંજી ઉઠયો. ખુદાએ વહ–દલાયઝાલતું નામ સાંભળતાંજ સઘળા તવહીંદના આશકો, અને ઇસ્લામી મુઝાહેદોની ઝબાનથી " જલ્લ જલાલ " નો કલમો બેઅખત્યાર નીકળી ગયો. અને તે બહાદુરો જેઓ દુનિઆના તખ્ત અને તાજ ઉલટીને મેદાનના મરદ બની ગયા હતા, તેઓ ભયભીત થઇ કંપી ઉઠયા, અને સઘળા ઇસ્લામી ટોળાંના જોશને તે અવાજે ભલે કોઈ બીજા મોકાને લીધે વધારી દીધો હોય, પરંતુ આ વખતે ઉતારીને સર્વેને શાંત કરી દીધા, સીપાઇઓના ટોળે ટોળાં ઝાલ અને નહેરોને કાંઠે બેસી બેસીને વઝુ કરવા લાગ્યાં, અને મસ્જીદનું આખું સહન, જે ઘણું મોટું રાખવામાં આવ્યું હતું, તે નમાઝીઓથી ભરાઈ ગયું. કઇકવાર થોભીને જ્યારે સુલતાન પોતાના તંબુમાંથી આવી મસ્જીદમાં દાખલ થઈ ચુકયો, ત્યારે મોઅઝઝને ઉઠીને તકબીર કહેવી શરૂ કીધી, સઘળા લોકો પણ ઉભા થઇ ગયા, અને ફોજી સરદારો હારો સીધી કરવા લાગ્યા. ઇમામે ફરી તેજ જલાલ ભરેલો કલમો " અલ્લાહો અકબર " કહ્યો અને નીય્યત બાંધીને નમાઝ અદા કરી.

જે ઠેકાણે આ મસ્જીદ હતી, તેનાથી જરા ઉત્તર તરફ ખસતાં એક સરસબ્ઝ પહાડી છે, અને તેનાં લીલાં લીલાં ઝાડોની હેઠળ લેહ-

રાતી લેહરાતી નેહરો વહે છે, જે આવીને ઝીલમાં પડે છે. આ વખતે પાણી વરસીને ખુલ્લી ગયું છે, નેહરોમાંથી વધુ પાણી આવે છે, અને ઘણા જોરશોરના સાથે ઝીલમાં પડે છે. આ પાણીના વહેવાના અવાજને લીધે મોઅઝજનનો અવાજ કે જે રૂકુઅ અને સીજદા વખતે "અલ્લાહો અકબર" જોરથી પોકારે છે, તે દુર સુધી નથી જતો, અને આ લીલી હરીયાલી જે પહાડી તથા ઝીલની વચમાં આવેલી છે, ત્યાં સુધી ફકત પાણીનો અવાજજ સાંભળવામાં આવે છે. આ હરીયાલા મેદાનમાં છાવણીથી જુદા કેટલાક તંબુઓ ઉભા છે, જેની આજુબાજુ સખ્ત જંગી પહેરા છે, અફઘાની, ગીઝનવી, અને અરબ્બી સીપાઇઓ ઘણા હુશીઆરીથી નાગી તલવારો હાથમાં લઇ ચારે તરફ ફરી રહ્યા છે. પરંતુ આ લોકોના તંબુથી બહાર એક નહેરના બીલકુલ કાંઠાપર એક ન્હાનો ખુશનુમા તંબુ છે, જો કે ત્યાં પણ તુર્કી સીપાઇઓ મોજુદ છે, પરંતુ તેઓની હીલચાલ જોતાં જણાય છે કે તેઓ પહેરા માટે નહીં પણ જે શખ્સ આ તંબુમાં છે તેની સેવા માટે છે આ સઘળા તંબુઓ કોના કોના છે કે જેને આમ પહેરામાં રાખવામાં આવ્યા છે! એ જોતાં જણાય છે કે, તેઓ હિંદની સરઝમીનના બદનસીબ કેદીઓ છે, ખુદા જાણે આગળ જતાં તેમનું શું થશે!

પણ આ તંબુમાં કોણ છે! કે જેને તેમનાથી જુદો બસેડીને વધુ માનના સાથે રાખવામાં આવ્યો છે! તેમાં અજમેરના મહારાજાની લખ્તેજીગર રાજકુંવરી મોહેના છે, જેની જુદાઇએ રાજાના દીલને ખુદા જાણે કેટલો સદમો પહોંચાડયો હશે. મોહેનાએ જેટલો એહશાન નવજુવાન મનસુર ઉપર કર્યો હતો, તેથી પણ વધુ મહેરબાની અને મુરવ્વતથી મનસુર વર્તતો હતો. સુલતાની હુકમ મુજબ જો કે તેનાઃ

તંબુ કેદીઓના તંબુની પાસેજ રાખવામાં આવ્યો હતો, પરંતુ તેની ખાતર બરદાસ તથા તેને કોઇ જાતનો સદમો ન પહોંચે તેની પુરતી સંભાળ રાખવામાં કંઈ કસર રાખી નહોતી. ખુદ મનસુરનો તંબુ સુલતાનના તંબુની પાસેજ હતો, પરંતુ તે ઘણું કરીને આ તંબુના પાસેજ રહ્યા કરતો હતો. પોતાની દીલરૂબા ઉઝરા તથા તેની બહેન લયલાને પણ તેણે શાહજાદી મોહેનાના તંબુમાં રાખ્યા હતા, કે જેથી મોહેનાના દીલમાં કોઈ પ્રકારનો ખ્યાલ ન ગુજરે. મુસાફરીમાં પણ જ્યારે ફોજો માર્ગ કાપતી રહેતી હતી, ત્યારે તે એજ મહામીલની પાસે રહ્યા કરતી હતી, જેમાં શાહજાદી મોહેના સ્વાર હતી, અને તેની પાછળજ લયલા તથા ઉઝરાનો મહામીલ રહેતો હતો.

અત્યારે મનસુર નમાઝ અદા કરવા માટે મોહેના પાસેથી વિદાય થઇ નમાઝ પછી તુરત પાછો આવવાનું વચન આપી ગયો હતો. આ તંબુમાં એકેલીઓ દીલમાંને દીલમાં તેની વાટ જોઈ રહી છે, અને વારંવાર તંબુના પરદાની હીલચાલ પર આંખો ફેરવી જોઇ લે છે. જ્યારે ઇન્તેઝારીની બેતાબી વધુ વધી પડી, ત્યારે મોહેના લયના તરફ ફરી, અને કહ્યું, " મનસુર હજી સુધી ન આવ્યા, હમણાંજ આવવાનું કહી ગયા છે ને?

લયલા—હા, વાયદો તો હમણાં આવવાનો કરી ગયા છે, કદાચ સુલતાને કંઈ કામ માટે રોકયા હશે, નહીં તો આટલીવાર ન લાગત.

મોહેના—નમાઝ કેટલીવારમાં થઈ રહે છે?

લયલા—નમાઝ પળવારમાં થઇ રહે છે, પણ, લોકોની ઇન્તેઝારીમાં જેટલી વાર લાગે તેટલી વધુ વાર લાગે ખરી.

મોહેના—સુલતાને રોકી રાખ્યા હશે તો હું ધારૂં છું કે ઘણીવાર પછી આવશે.

લયલા—હા, કોઇની મજાલ નથી કે સુલતાનની આજ્ઞા સિવાય દરબારમાંથી ફરી ચાલ્યો આવે.

એકાએક પડદો ઉપડયો, અને શીસેર ખુશરૂ નવજુવાન મનસુર તંબુમાં દાખલ થયો, તેની સુરત જોતાંજ આ સઘળી સ્ત્રીઓ દીલમાં ઘણી ખુશી થઇ.

મોહેના—આપને જવાને ઘણીવાર લાગી. શું સુલતાનથી કંઇ વાતો કરવા લાગ્યા હતા?

મનસુર—નહીં, ફક્ત નમાઝમાં મશગુલ રહ્યો હતો, મને જે વાર લાગી તે લોકોની વાટ જોવામાં લાગી. સીપાઇઓ હજી હમણા આ જંગલમાં ઉતર્યા હતા અને પોતપોતાના કામમાં મશગુલ થયા હતા, તેઓને આવતાં આવતાં ઘણીવાર લાગી.

મોહેના—આપની વાટ જોઇ જોઈ મારૂં દીલ ગભરાઈ ઉઠયું હતું.

મનસુર—ખાસ આપની દીલચસપીને માટે મેં ઉઝરા અને લયલાને પણ અહીં રાખી છે.

મોહેના—પણ હું તો તમારા વિના ગભરાઉ છું.

આ જવાબ સાંભળી મનસુર ચુપ થઈ ગયો, અને મનમાં વિચારવા લાગ્યો, કે મોહેનાની સાથે કેવી વર્તણુંક ચલાવવામાં આવે! જો કે તેના ધર્મ અનુસાર તેના ખાવા પીવાનો બંદોબસ્ત કરી દેવામાં આવ્યો છે અને તેને કોઈ પ્રકારની તકલીફ નથી, પરંતુ તે આ બાબતની આરઝુમંદ છે કે, હું તેની પાસે બેઠો રહું. મારા ધારવામાં મારે તેની પાસે વધુ રહેવું યોગ્ય નથી, તે તેનાજ હકમાં નુકશાન થશે, હું જાણું છું કે તે મારા પ્રત્યે મોહોબ્બત ધરાવે છે, પરંતુ પ્રથમ તો

મારા દીલમાં ઉઝરાના પ્રેમનો નકશો કાયમ થઈ ચુકયો છે, અને જે દીલ હું ઉઝરાને આપી ચુકયો છું, સંભવીત નથી કે તે દીલ બીજીને આપી શકું. બીજું જો હું તેને આ દીવાનાપણાના જોશથી ન રોકું તો મોહેના પોતાના દેશમાં અને પોતાના ખાનદાનમાં સખત બદનામ થશે. પોતાના બાપ અને સ્નેહિઓની નજરોમાં ઝલીલ થશે.

મનસુર ઘણીવાર સુધી વિચાર સાગરમાં ડુબેલો રહ્યો. મોહેના, ઉઝરા, અને લયલા ત્રણે વાટ જોતી હતી, કે મનસુર માથું ઉંચકી આનંદ અને દીલચસ્પીની સાથે વાતો કરે! પરંતુ તે ફીકરનાં મેદાનમાં એટલી હદે ઉતરી ગયો હતો, કે જેમ જેમ વાર લાગતી હતી, તેમ તેમ તેના ચહેરા પર થાકના ચિન્હો પ્રગટ થતાં હતાં, એવામાં એક દાસીએ આવી અરજ કરી. " હજુર! સુલતાને આપને યાદ કર્યા છે, અને આપની વાટ જોઈ બેઠા છે. "

મનસુર—( ચોંકીને ) મને! કંઈ કામ છે?

આટલું કહ્યું અને ઉઠીને ઉભો થયો, સર્વેથી વિદાય થઈ સુલતાનના દરબારનો માર્ગ લીધો,

જે વખતે મનસુર સુલતાની તંબુમાં પહોંચ્યો તે વખતે સઘળા દરબારીઓ હાજર હતા. શાએરો ફતેહની તારીફના અશઆરો બોલી બોલી સુલતાનના હોંશલા અને દીલમાં એક તાજો જોશ પેદા કરી રહ્યા હતા, ગઈ ફતેહમંદી અને જીતે સુલતાન મહમુદ તથા તેના ફોજી સરદારો તો શું, પણ દરેક ઈસ્લામી સીપાઇઓના દીલોમાં એક પ્રકારનો જોશ પેદા કરી આપ્યો હતો, આ પહેલોજ દરબાર હતો કે જે ધીરજની સાથે આ ધર્માંધતાના દોરમાં બુતપરસ્તો અને મુશરેકોની સરજમીનથી નીકળીને અફઘાનીસ્તાનની હદોમાં કાયમ થયો હતો. શાએ-

રોને ફતેહમંદી પર પોતાની ઉચ્ચ શક્તિ બતાવવાનો સૌથી ઉમદા મોકો આજ દરબારમાં મળ્યો હતો. શાએરો પણ ક્યાં! જેઓની પછી ફારસી નઝમો તેઓનાજ રંગ અને તેમનીજ નકલ પર ચાલતી રહી, અને ચાલતી રહેશે. ફીરદોસીના જોશીલા મીસરા જેનો એક એક શબ્દ અવર્ણીય જોશની અસર ધરાવતો હતો, તેણે ઘણીવાર સુધી દરબારમાં હાજર રહેલાઓને ચુપચાપ બનાવી દીધા.

જ્યારે શાએરોને પોતાની ઉચ્ચ શક્તિ દેખાડી આપવાથી ફુરસદ મળી, ત્યારે ફોજી સરદારોએ ઉઠી ઉઠી સુલતાનને મુબારકબાદી આપી, ત્યાર પછી સુલતાનને મુબારકબાદી આપી, ત્યાર પછી સુલતાન દરબારીઓ તરફ ફર્યો અને કહેવા લાગ્યો. "ઇસ્લામી બહાદુરો!!! અલહમ્દો–લિલ્લાહ, કે આજે આપણે સઘળા પોતાના વતનમાં ખુશી ખુશી અને ફતેહમંદીની સાથે જઇએ છીએ. તમારી હીમ્મત અને શુરવીરતાએ જે કામો કીધાં તે કદર કરવા લાયક છે. આ કેદીઓ બાબત તમારો શું મત છે?"

મનસુર—હજુરનો ઇકબાલ હમેશાં આવીજ રીતે બુલંદ રહે, અને દુશ્મનોને સુલતાની આલમની સામે આવીજ રીતે હમેશાં ઝીલ્લત નશીબ થાય. મારા મત પ્રમાણે તો આ સઘળા કેદીઓને હાલ તુરત તો એમને એમ ગીઝની લઇ જવા જોઇએ; ત્યાં પહોંચી હજુરની ઇચ્છાનુંસાર તેમનો ફેંસલો કરવો એ મુનાસબ છે.

સુલતાન—મનસુર! સારૂં, હું તારા મતને પસંદ કરૂં છું. રાજાની પુત્રી જે તને સોંપવામાં આવી હતી તે ક્યાં છે? અને શું તે પણ ગીઝની ચાલશે કે?

મનસુર—જેવી હજુરની ઇચ્છા હોય, પરંતુ મારા મત મુજબ

તો તે રહેમ અને સુલતાની મહેરબાનીઓની હકદાર છે. તેણે સુલતાનના એક જાંનીસારની સાથે ઘણી સારી વર્તણુંક ચલાવી હતી.

દરબારમાંનો એક આલેમ—હદીસ શરીફમાં ફરમાવ્યું છે કે, જો કોઇ આબરદાર માણસ મુસીબતમાં સપડાઈ જાય તો તેની સાથે બનતાં સુધી ભલી વર્તણુંક ચલાવવી જોઇએ.

સુલતાન—તેની આ શરીફ વર્તણુંકનો બદલો કેવી રીતે વાળી આપવો જોઇએ?

આલમ—હજુર ! મારા મતમાં સૌથી મુનાસબ તો એ છે કે, તેને ઘણી કદર, ઇજ્જત, આબરૂ, અને માન અકરામની સાથે તેના બાપ-અજમેરના રાજા પાસે મોકલી આપવામાં આવે. આ ચાલથી સઘળા રાજાઓપર હજુરની ઘણી સારી અસર થશે. અજમેરનો રાજા બીન પૈસે ખરીદેલો ગુલામ બની જશે અને તેની પુત્રીના દીલની આરઝુઓ પણ પુરી થશે. આ સઘળા કારણો ઉપરાંત ઇન્સાફી લમીચ્યત પણ એજ છે.

સુલતાન—મેં આ બાબતમાં મનસુરને મુખત્યાર કરી આપ્યો છે, મનસુર! તું પણ આ મત સાથે મળતો છે?

મનસુર—હજુર! ઘણો મુનાસબ છે. ( મનમાં ) જો કે મોહેના એ સાંભળીને દીલમાં ઘણી રંજીદા થશે. પણ શું કરવું? તે વિના બીજી કોઇ પણ રીત સંભવિત નથી કે આ ઝગડાથી મુક્તિ મળે.

સુલતાન—સારૂં, તો હવે એ તજવીજ કરવી જોઇએ, કે એ છોકરીને કેવી રીતે અને કોની સાથે અજમેરના રાજાના પાસે મોકલવામાં આવે? કેમકે હવે રાજપુતાનાની સરહદથી આપણે ઘણે છેટે નીકળી આવ્યા છીએ, રસ્તાઓ લુટારૂ અને ડાકુઓથી ભરપુર છે.

મનસુર—હજુર! ખુદ રાજાની ફોજમાંના ઘણા લોકો કેદમાં છે. તેમાંથી થોડા લોકો ચુંટી લેવામાં આવે, તેઓ રાજાની પુત્રીને લઇ જાય. વળી કેટલાક રજપુતો સુલતાની જાંનીસારોમાં સામેલ છે, તેમાંથી કોઈ ઉંચ કુટુંબનો અને લાયક શખ્સ હજુરની તરફથી સાથે જાય. બલદેવસિંહ કે જે લાંબો વખત થયાં હજુરના આસરા હેઠળ પરવરીશ પામી રહ્યો છે, અને જુદા જુદા મોકાઓ પર સુલતાની સરકારનો જાંનીસાર સાબીત થઇ ચુકયો છે. તેને જો મોહેનાની સાથે મોકલવામાં આવે તો ઘણું સારૂં.

સુલતાન—મનસુર! તારા મત સાથે હું મળતો છું.

બલદેવસિંહ એક બાજુ હાથ બાંધી બેઠો હતો, સુલતાને તેની તરફ જોયું તો તે તુરત ઉઠી ઉભો થયો.

સુલતાન—બલદેવસિંહ! તમે મારી તરફથી તેના પિતાની પાસે ભેટ રૂપે મોહેનાને અર્પણ કરો અને તેને કહી દેજો કે, તારી વર્તણુંકે જો કે તને આ ઇનામ તથા આ દોસ્તીના વહેવારને લાયક રહેવા દીધો નહોતો, પરંતુ હું તારી સાથે શરીફ વર્તણુંક ચલાવું છું. તારી પુત્રી કે જેના ધર્મની અહીં પુરતી સંભાળ રાખવામાં આવી છે અને જેની ઇજ્જત તથા આબરૂને મેં ઘણી હુશીયારીની સાથે બચાવી છે, તેને તારી પાસે એવીજ રીતે પાક દામન મોકલવામાં આવે છે. તેને પોતાના ઝનાનામાં બેસાડ અને તે ખુદાનો ઉપકાર માન કે જેની ખુદાઇને તેં પોતાના અકીદા અને શીર્કથી આજ સુધી કદી પણ નથી માની. મોહેના ઘણીજ શરીફ ખ્યાલની બાળા છે, ખબરદાર! તું તેને ઘણી ઇજ્જત અને માનની સાથે લઈ જજે; અને હમેશાં તેની સાથે વિવેકથી વર્તજે.

બળદેવસિંહ—( અદબથી માથું નમાવી ) ખુદાવંદ! હું ઘણી

અદબની સાથે તેની સાથે જઈશ અને સુલતાની આજ્ઞા બજાવી લાવ-વામાં પુરતી કોશીશ કરીશ.

સુલતાન—મનસુર! તું જઈને આ ખુશ ખબર મોહેનાને સંભળાવ અને અજમેરના કેદીઓમાંથી જેને જેને તું ત્યાં મોકલવા ઇચ્છતો હોય તેઓને ચુંટી કાઢ; કેમકે આ બાબતમાં મેં તને પુરતો અખ-ત્યાર સોંપી દીધો છે.

મનસુર આ મહેરબાની ભરેલા સુલતાનના કલામો સાંભળી ઉઠી ઉભો થયો અને શાહી અદબ બજાવી લાવી તંબુમાંથી બહાર નીકળી રવાના થયો. રસ્તામાં તે પોતાના દીલ સાથે વાતો કરતો જતો હતો અને ઘણો પરેશાન હતો, કે મોહેના પાસે આ બાબતનું વર્ણન કેવી રીતે કરે! તે પોતાના દીલમાં સારી પેઠે સમજતો હતો, કે મોહેના આ ઉપકારને ઉપકાર સમજશે નહીં. તે કોઈ પ્રકારે નથી ઇચ્છતી કે પોતાના પિતા પાસે પાછી જાય. પરંતુ જ્યારે પોતાની સ્થિતિનો વિચાર કરતો હતો ત્યારે વળી વધુ પરેશાન થતો હતો, કેમકે તેના ધારવામાં કોઈ રીતે સંભવિત નહોતું કે તે પોતાના દીલમાં એ માશુ-કોને જગ્યા આપી શકે. છેવટે તેણે એજ બાબત પર ફેંસલો કરી લીધો કે બેશક મોહેનાને તેના પિતાની પાસે પહોંચાડી દેવી જોઇએ. આ પ્રકારના વિચારોમાં તે ડુબેલો હતો અને મોહેનાના તંબુ તરફ ચાલ્યો જતો હતો, જ્યારે તંબુની અંદર દાખલ થયો, ત્યારે તે પોતાના હોશ અને મોહેનાની મોહોબ્બત ભરી આંખો જોઈ પોતાના દીલમાં પરેશાન થવા લાગ્યો. મનસુરની સુરત પર ચિંતાનાં ચિન્હો જોઈ મોહેના ઘણીજ મોહબ્બતના લેહજામાં પુછવા લાગી.

“ કેમ! તમે આ વખતે ફીકરમાં કેમ છો ? ”

મનસુર—કંઈ નહીં.

મોહેના—કહો તો આખર કંઈ માલુમ તો પડે!

મનસુર—સુલતાને અત્યારે એવો હુકમ આપ્યો છે કે, જે કદાચ આપની ઇચ્છા વિરૂદ્ધ થાય!

મોહેના—શું મારે માટે કંઇ સજાની તજવીજ થઈ છે કે?

મનસુર—નહીં, મને હુકમ થયો છે કે, આપને આપની ફોજમાંના થોડા ચુંટી કાઢેલા સરદારોની સાથે આપના પિતા—અજમેરના મહારાજાની સેવામાં રવાના કરૂં અને બળદેવસિંહ કે જે એક લાયક રજપુત છે અને જે સુલતાનના જાંનીસારોમાંથી છે, તેને આપની સાથે અજમેર સુધી સાથે જવાનો હુકમ થયો છે.

આ સાંભળીને મોહેનાની સુરત પર દીલગીરી છવાઈ ગઈ તે એક ઠંડો નિશ્વાસ નાખી કહેવા લાગી. "મને આ વાતનો અફસોસ છે કે, સુલતાનના તરફથી મારી સાથે સારી વર્તણુંક ચલાવવામાં નથી આવી. પહેલાં તો એ પણ જરૂર બનશે કે જેરામને પણ છોડી દેવામાં આવશે, અને ત્યાં પહોંચીને તે મારી સાથે દુશ્મની કરવામાં કાંઈ બાકી રાખશે નહીં. હવે તે મારા ખુનનો તરસ્યો છે."

મનસુર—શું આપ ચાહો છો કે, જેરામને છોડી દેવામાં ન આવે? તો તે મારા હાથમાં છે. જેથી ઘણીજ સહેલાઈથી તેને સદાને માટે અહીં કેદમાં રાખું અથવા કતલ કરૂં. જોકે આ બન્ને વાતો મારી ઇચ્છા વિરૂદ્ધ છે, પરંતુ આપના કહેવાથી હું આ ગુનાહોનો બોજો ઉઠાવીશ.

મોહેના—હું પોતાને માટે કોઈના પર જુલમ કરવા નથી ચાહતી. એ મારાથી કદી પણ બનશે નહીં, કે તેના સંબંધમાં બુરી સલાહ આપું. આપ તેને સૌથી પહેલા મુક્તિ આપો, તે અજમેરનો સાચો મિત્ર

છે, અને અજમેરના મહારાજાનો જાંનીસાર છે તેણે અમારા મહારાજાની મ્હોટી મ્હોટી સેવાઓ બજાવી છે. હું કેવી રીતે કહું કે આપ તેને ન છોડો! બેશક છોડી દો, પરંતુ શું એ નથી બની શકતું કે, સઘળાને છોડી દેવામાં આવે અને હુંજ અહીં રહું?

મનસુર—સુલતાનના હુકમથી વિરૂદ્ધતા કેમ દર્શાવી શકાય? ( વિચાર કરીને ) હા, બેશક સુલતાનની આજ્ઞા વિરૂદ્ધ થશે. કેટલીક મુલકી જરૂરતોને લીધે સુલતાન ચાહે છે કે, અજમેરના મહારાજાને પોતાનો એહશાનમંદ બનાવી લે અને તે માટે આ કરતાં વધુ મુનાસબ તદબીર તેના ખ્યાલમાં નથી.

મોહેના—શું એ નથી થઈ શકતું કે, મને પોતાને સુલતાનની સામે રજુ કરવામાં આવે અને હું તેમની સામે જઈ હાથ બાંધી અરજ કરૂં કે, સુલતાનની હમેશા લોંડી બનીને રહું! એ હું સહન કરીશ પરંતુ રાજા સાહેબની પાસે મને ન મોકલવામાં આવે. આપ નથી જાણતા કે હવે હું ત્યાં કંઈ કામની નથી. આપ હજારો ખાત્રી અપાવો, અને હું હજારો સોગંદ ખાઉં, પરંતુ ત્યાં કોઇને ભરૂસો નહીં આવે કે આટલા દિવસ મુસલમાનોના કબજામાં રહી ધર્મભ્રષ્ટ નથી થઈ. હીંદુઓનો એતેકાદજ એવો છે, તે લોકો જરા સરખી વાત પર બદગુમાન થઈ જાય છે, અને મનુષ્ય પોતાની કોમથી જુદો થવા પછી પોતાના ધર્મમાંજ રહી શકતો નથી, એમ તેઓ ધારે છે.

આ સાંભળી નવજુવાન મનસુર ચુપ થઈ ગયો અને મનમાં વિચારવા લાગ્યો કે, એ કોઇ રીતે સંભવિત નથી કે સુલતાનની સામે તેણી આજીજી અને કાલાવાલાની સાથે પોતાની ઇચ્છા જાહેર કરે, અને તેઓ રાજી ન થઈ જાય. તેમની ઇચ્છા તો એજ છે કે,

મોહેનાને તેના ઉપકારનો બદલો આપે. જ્યારે તે પોતાના પિતાને ત્યાં જવા ખુશી નથી, તો તેઓ કદી પણ તેનાપર જબરાઈ નહીં કરે. હવે શું કરવું જોઇએ? કંઇ નથી થઈ શકતું. હું વિચારૂં છું તો તેનું અહીં રહેવું મારે પોતાને માટે મુનાસબ નથી જણાતું. મનસુર આ વિચાર કરી ફીકરમંદ બની ગયો. મોહેના સમજી ગઈ કે તેની દરખાસ્તે મનસુરને ચુપ કરી દીધો છે, એ સિવાય મનસુર મારે લીધે કંઈક ફીકર અને પરેશાનીની આલમમાં છે.

આ જુસ્સાઓએ તેના દીલમાં જોશ માર્યો, જે પાક અને સાચી મોહોબ્બતે પેદા કરી આપ્યા હતા, સહન ન થઈ શકે એવા અવર્ણિય જોશને પોતાના દીલમાં જોઇ તે બોલી. "મનસુર! મારી દરખાસ્તને લીધે આપ વિચારમાં પડ્યા છો, તો મારી આ બેઅદબી માફ કરો. હું સુલતાનને પણ કંઇ નહીં કહું, મારા હકમાં જે કંઈ તજવીજ કરવામાં આવી છે, તે હું ઘણી ખુશીથી સહન કરીશ, પછી ભલે મારા પર કેટલોએ જુલમ આવી પડે, હું આપની ઇચ્છા વિરૂદ્ધ નહી કરૂં."

આ વાતોએ નવજુવાન મનસુરના દીલપર ઘણી ઉંડી અસર કીધી, તેના દીલપર ફરી આ વિચારોએ કાબુ લીધો કે, "અફસોસ! હું મારી મોહસીન શાહજાદી મોહેના પર જુલમ કરૂં છું, હજી સુધી તો ગનીમત છે કે, તેના ખ્યાલમાં આ સઘળું તોહમત સુલતાનના શીરપર છે. ખુદા ન કરેને કદાચ તેને માલુમ પડે કે, હું પોતે આ બંદોબસ્ત અને આ તજવીજ કરનારો છું, તો તેના દીલપર કેટલો ભારે સદમો થાય? આહ! શું કરૂં હવે તે અહીં રહેવાથી વધુ ખરાબી છે. એટલા માટે કે જો તે અહીં રહેશે તો તેને જરૂર માલુમ પડશે કે, મારીજ ભલામણ હતી કે શાહજાદીને અજમેર મોકલી

દેવામાં આવે! અને તે વખતે તેની નજરોમાં મારી ઘણી હલકાઈ અને બેઈજ્જત થશે. ફરી એજ યોગ્ય છે કે, તે અજમેર ચાલી જાય, ત્યાં જઈને તેના દીલમાંથી મારો ખ્યાલ નીકળી જશે અને તે આ સઘળી કોમી જીલ્લતોથી બચેલી રહેશે, જે તેને પોતાની કોમમાં નસીબ થાત. અફસોસ! તેની મોહોબ્બતે મારા દીલમાં પણ જગ્યા કરી લીધી છે. હું કદાચ લાંબી મુદત સુધી મોહેનાના ખ્યાલમાં લુબ્ધ અને મોહેનાની સુરતનો દીવાનો રહીશ.

મનસુર મનમાંને મનમાં અહીં સુધી કહેવા પામ્યો હતો કે, દાસીએ આવીને અરજ કરી. "હજુર! પહેરા પરનો સીપાઇ અરજ કરે છે કે, સુલતાનના હુકમ પ્રમાણે વર્તવા માટે બલદેવસિંહ પોતાના બીજા સ્વારોની સાથે દરવાજાપર હાજર થયો છે."

આ અવાજ સાંભળતાંજ મોહેનાના હોશકોશ ઉડી ગયા. તેણે ઘણીએ કોશીશ કરી અને ઘણોએ રોકયો પણ તેના ચહેરાનો રંગ ઉડી ગયો, તે ગભરાઇને કહેવા લાગી. "શું, હવે એજ ફેંસલો થયો કે હું આપનાથી જુદી થાઉં અને કલંકિત થઈ સ્વદેશ જાઉં! શું એમ આપે નક્કી કર્યું છે?"

મનસુર—મારા ખ્યાલમાં તો એમ છે કે, આપ ત્યાં જઇ રાજા સાહેબનું કલેજું ઠંડું કરશો અને અજમેરની સઘળી રૈયતને ઘણોજ આનંદ થશે. આપની સાથે આહીં કોઇ પ્રકારની સખ્તાઇ વાપરવામાં આવત, આપ પર જબરજસ્તી થાત, અને આપના ધર્મ વિરૂદ્ધ કંઈ કારરવાઈ કરવામાં આવત તો કદાચ ત્યાંના લોકો આપને અફસોસ અને હસરતની નજરે જોત, પરંતુ આવી રીતે દેશમાં જવાથી તો ઘેર ઘેર આનંદ મંગળ ગવાશે.

મોહેના—આપ હજુ સુધી હીંદુ ધર્મથી વાકેફ નથી, મેં તો કહી દીધું છે કે, ત્યાં કોઈ પણ પ્રકારે બદગુમાનીજ થાય છે. આ શું ઓછું છે કે, હું આર્યાવ્રત અને હીંદુ દેશથી નીકળી તેઓના માનવા પ્રમાણે મુસલમાનોના દેશમાં આવી ગઈ! તેઓની નજરોમાં મનુષ્ય આટલેથીજ ધર્મભ્રષ્ટ થઈ જાય છે.

મનસુર—અફસોસ! સુલતાનના હુકમથી કંઇ ઉપાય નથી, મારી સમજમાં તો હવે આપ જાવ અને ખુશીથી પોતાના પિતાને મળો, સુલતાનના હુકમમાં ફેરફાર કરવાની કોઇને સત્તા નથી.

આટલું કહીને મનસુર થોડીવાર ચુપ રહ્યો અને પછી પોતાની મેળે ચોંકી પડી કહેવા લાગ્યો, "ઓહ! બલદેવસિંહ ઘણીવાર થયાં તંબુ બહાર ઉભા છે, અને હું તેમના આવવાની વાત ભુલીજ ગયો. મોહેના! આપ હવે સફરની તૈયારી કરો, હું પણ પાછો આવીશ."

આ ફકરો સાંભળી મોહેનાએ હસરત અને દીલગીરીને લીધે નિરાશા સાથે માથું ઝુકાવી લીધું અને નવજુવાન મનસુર પોતાની કારરવાઈ પર પસ્તાતો અને ગમ ખાતો તંબુથી બહાર નીકળ્યો. સુલતાન મહમુદની અજીત ફોજ રૂપી મોંનનો વફાદાર અને જાંનીસાર બહાદુર બલદેવસિંહ વાટ જોતો ઉભો હતો. મનસુરને જોતાંજ તેણે ફોજી કાયદા અનુંસાર સલામી આપી અને અદબથી હાથ બાંધી ઉભો રહ્યો.

મનસુર—બલદેવસિંહ તમે સફરની તૈયારી ઠીક કરી લીધી?

બલદેવસિંહ—સર્વે તૈયારી થઇ ચુકી છે.

મનસુર—કોઇ વાતનો ઈન્તેઝાર તો નથી ને?

બલદેવસિંહ—કોઈ વાતનો નથી, ફક્ત આપનો હુકમ થાય, એટલે હું અજમેર તરફ ચાલતો થાઉં.

મનસુર—સારૂં, એક ઉમદા સુખપાલ મંગાવજો, ખબરદાર ! આ વાતનો ખ્યાલ રાખજો કે મોહેનાને રસ્તામાં કોઈ પ્રકારની તકલીફ થવા ન પામે; જો જરા પણ તકલીફ થઇ તો તમારા હકમાં ઘણું નુકશાન થશે. અજમેરના રાજાને દરેક પ્રકારે જાહેર કરી દેજો કે મોહેના ઘણી શીયળવંતી બાળા છે અને તેના શીયળ તથા પતિવ્રતમાં કોઈ પ્રકારનો ફરક આવવા પામ્યો નથી. વળી એ પણ કહી દેજો કે, તેના ખાનપાન માટે હીંદુ ધર્મ અનુંસાર પુરતી સંભાળથી બંદોબસ્ત કરવામાં આવ્યો હતો.

બલદેવસિંહ—ખુદ સુલતાને મને આ બાબતની આજ્ઞા આપી છે, હવે મને પરવાનગી આપો; કેમકે થોડોક દહાડો બાકી છે, હું આજેજ આ ઘાટોમાંથી નીકળી જઇશ અને સવારથી હીંદુસ્તાનનાં ખુલ્લાં મેદાનોની મુસાફરી કરીને ઘણી તાકીદે અજમેર પહોંચી જઇશ.

મનસુર—તમારી સાથે સ્વારો કેટલાક થશે ?

બલદેવસિંહ—મારી સાથે મારા સઘળા સાથીઓ હશે, કે જેઓની સંખ્યા આશરે દશ હજારની છે. જો આપ જરૂરત સમજો તો થોડાક બીજા સુલતાની સીપાઇઓ પણ સાથે લઉં.

મનસુર—નહીં, દશ હજાર જવાન બસ છે. કોઇ લડાયક ચડાઇ નથી ફકત બચાવને માટે જવાનું છે, તેને માટે આટલા પણ ઘણા છે. પરંતુ હા, બેચ ૨ તુર્કી અને ગીઝનીઓના સરદારો હોય તો સારૂં. કેમકે તેઓ સુલતાની દબદબો અને ઇજ્જતને રાજા પર સારી પેઠે જાહેર કરી દેશે.

બલદેવસિંહ—આપ જે જે લોકોને ફરમાવો, તેમને હું સાથે લઈ ચાલું.

મનસુર—તમને અખત્યાર છે, જે સરદારોને ચાહો તેને પોતાની સાથે લઇ ચાલો, હવે મને વધુ વાત કરવાની ફુરસદ નથી, સ્વારીઓ મંગાવો.

આટલું કહી મનસુર તંબુની અંદર આવ્યો અને શાહજાદી મોહેના તરફ જોઇને કહેવા લાગ્યો.

હવે સઘળી તૈયારી થઇ ચુકી છે જલદી તૈયાર થાઓ કેમકે સ્વારી તથા તે લોકો કે જેઓ આપની સાથે આવશે. તેઓ હાજર થઇ ગયા છે.

આ ફકરાએ મોહેનાને બીલકુલ સુસ્ત અને તુટા દીલની બનાવી દીધી અને નિરાશાના જબરા દબાણે તેનું માથું નમાવી દીધું. તેનુ માથું એવું નમ્યું કે કોઇ રીતે ઉપડતું નહોતું; ઘણીવાર સુધી વાટ જોઇને મનસુરે ઝુકીને જોયું તો તેના ગાલોપર આસુ વહેતા હતા. જો કે અવાજ નીકળતો નહોતો પરંતુ આંખો જાણે આંસુઓના દરિયામાં એક ડુબતા વહાણની પેઠે ડગમગી રહી છે. આ દેખાવ જોઇને મનસુરના દીલપર જાણે એક તીર લાગ્યું, તેનું, પણ દીલ ભરાઈ આવ્યું, અને કહેવા લાગ્યો. " મોહેના! રડવાની કંઇ વાત નથી, આતો ખુશીની વાત છે કે, તમોને પોતાના પિતાના દર્શન નસીબ થશે. સ્વદેશની સુરત નજરે પડશે. તે માતા, જેને તમારી જુદાઇમાં ખુદા જાણે શું સદમો પહોચ્યો હશે તે તમને છાતી સરસી ચાંપી પોતાનું કલેજું ઠંડુ કરશે.

આ વાતોએ મોહેનાની ધીરજનો છેડો કાપી નાખ્યો, તેનામાં ચુપ રહેવાની શક્તિ બીલકુલ ન રહી. બેઅખત્યાર એક આહ ખેંચી તેણે કહ્યું. " મનસુર! હવે હું જાઉં છું, હવે શું જરૂરત છે કે હું

પોતાના દીલના વિચારોને છુપા રાખું ! સાંભળો, હું પોતાના દીલથી લાચાર છું, ગમે તેમ થાઓ, આ દીલ તમારાં ખ્યાલને કદી ભુલશે નહીં; તમે મને છોડી દીધી, અને મારાથી કંઈ સંબંધ નહીં હોવાનું જાહેર કીધું, પરંતુ હું સાચેસાચું કહું છું કે, જ્યાં સુધી બની શકશે ત્યાં સુધી તમારો પીછો નહીં છોડું. આ વખતે જાઉં છું, પરંતુ તે દિવસ ઘણો જલદી આવનાર છે કે, હું તમારી પાસે મોજુદ હોઇશ, જે કંઈ કહેવાનું હતું, તે હું કહી ચુકી, હવે મને સ્વાર થવાનો બંદોબસ્ત કરો.

આ વાતોએ કંઈક એટલી અસર કીધી કે, તંબુમાં ચોતરફ ચુપકીદી પથરાઈ ગઇ. મનસુરે તો શરમથી માથું ઝુકાવી લીધું અને ઉઝરા તથા લયલા ઘણા ભય તથા આશ્ચર્યની નજરે મોહેનાની તે ચીંતવનને જોવા લાગી, જે જાણે કોઇ રીતે સીધી થવા આવતી નહોતી. લયલા આગળ વધી અને મોહેનાના ગાલોપરથી આંસુ લુછવા લાગી. હમદર્દીની આ હરકતની સાથે લયલા તેની તસલ્લી અને શાંતિ માટે ઝબાનથી આ શબ્દો પણ કહેતી જતી હતી. “ પ્યારી શાહજાદી ! અમે સર્વે આપનાં એહશાનમંદ છીએ. આપનું દીલ તુટેલું જોઈ અમારા દીલોમાં ઘણો સદમો થાય છે. ખુદાની ખાતર, ધીરજ ધરો, હું દુવા કરૂં છું, અને આરઝુમંદ છું કે ખુદા ફરી ફરી આપનો મેળાપ જલદી કરાવે, સુલતાન થોડા દિવસમાં ફરી હીંદુસ્તાન આવશે તે વખતે મનસુર અને અમો સર્વ આપને આવી મળશું.

મોહેના—મારાં તકદીરજ સારા નહોતા, હવે હું તમારાથી વિદાય થાઉં છું.

આટલું કહી મોહેના લયલાને ગળે વળગી પડી. લયલાથી પણ

ધીરજ ન રાખી શકાઇ, તેના ગાલોપરથી પણ આંસુ વહેવા શરૂ થયાં. તે ભોળી પરીવશ ઉઝરા કે જેની પ્યારી સુરતનો આ ચમત્કાર હતો તેના દીલપર પણ કારરવાઇની અજબ અસર પડી હતી. તે ચુપ બેઠી હતી, કદી મોંહેનાની સુરત જોતી હતી અને કદી મનસુરના ચહેરાપર નજર કરતી હતી. તેને આ બાબતની બીલકુલ ખબર નહોતી કે, મોહેનાને તેના પિતાને ઘેર જબરાઇથી શા માટે મોકલવામાં આવે છે? વારંવાર તેના દીલમાં મોહેનાને માટે દયા ઉત્પન્ન થતી હતી અને તે તેને કબજે કરતી હતી. દીલ ગભરાઇ આવતું હતું, આંખોમાં આંસુ ઝળઝળી રહ્યાં હતાં, અને તે ઘણીજ ચુપકીદીની સાથે સર્વેની નજર બચાવી આ ઉભરાઓને દીલમાંજ દબાવી દેતી હતી.

લયલા પાસેથી વિદાય થઈ મોહેનાએ ઉઝરાની તરફ જોયું અને જરા બુલંદ અવાજે કહેવા લાગી. “ ઉઝરા ! આવો, તમારાથી પણ વિદાય થઈ લઉં. કદાચ મારી સુરત તમે ફરીને ન જુઓ, અથવા મને હવે ફરી તમારા દર્શન કરવાની તક ન મળે ! ” એટલું કહીને પોતે આગળ વધી અને ઉઝરાને વળગી પડી. કેટલીકવાર પછી ઉઝરાને છોડી તો તેના ગુલાબી ગાલો પણ આંસુઓથી ભીંજાએલા હતાં, તેને રડતી જોઇને મોહેના બોલી. “ ઉઝરા ! તમે પોતાના સાદાં દીલને શા માટે ગમગીન કરો છો ? ” આટલું કહીને તેના ગાલોપર ગરમ જોશીનો બોસો લઇને કહેવા લાગી, “ આહ ! આ ગાલોએજ મારાપર જુલમ કીધો છે.” આ વાકયોએ તંબુમાં હાજર રહેલાઓપર ખુદા જાણે શું જાદુ કીધું કે જેથી સર્વે આશ્ચર્ય અને ચુપકીદીમાં ગરકાવ થઈ ગયા.

મનસુર કે જે કેટલીકવાર થયા માથું ઝુકાવી ઉભો હતો, અને મોહેનાની દીલ ઉશ્કેરનારી હીલચાલને જોવા પણ ચાહતો નહોતો તે

એકાએક ચોકી પડયો અને લયલા તથા ઉઝરા સિવાય દરેકે દરેક એક બીજાનું મોઢું જોવા લાગ્યાં. તે વખતે એટલી ચુપકીદી પથરાઇ હતી કે, કોઇને પણ કોઇ રીતે કંઈ પણ શબ્દો ઝબાનથી કાઢવાની હીમ્મત થતી નહોતી. છેવટે મોહેનાએજ આ ચુપકીદી તોડીને કહ્યું, " આજ્ઞા આપો કે, હું સ્વાર થાઉં. " હકીકતમાં મોહેના સમજી ગઇ હતી કે, તેને વિદાય કરનાર મનસુર પોતેજ છે. તે ઉઝરાની પેઠે ભોળી નહોતી, જો કે ન્હાની વયની હતી, પરંતુ કેળવણીના પ્રભાવે અને શુરવીર-તાના જવહરે તેને પુરેપુરી અનુભવી બનાવી દીધી હતી.

આશ્ચર્યકારક વાત એ હતી કે, મોહેના જે જે બેતાબી જાહેર કરતી હતી, બલ્કે કેટલીકવાર તેના કપાળપર કરચલીઓ પડી જતી હતી, જેથી જાહેર થતું હતું કે, તે ઘણી કોપાયમાન છે. આ વખતે તેની આ જોશીલી હીલચાલ તરફ પણ બીલકુલ ધ્યાન આપવામાં ન આવ્યું. છેવટે મોહેનાને આ સઘળાઓથી જુદું થવું પડયું, મન-સુરે આ વખતે પોતાના દીલને બેહદ કઠણ બનાવી લીધું હતું. જેવી મોહેનાએ સ્વાર થવાની રજા માગી, તેવોજ તેણે તંબુથી બહાર નીકળી હુકમ આપ્યો કે, "મોહેનાને સુખપાલમાં સ્વાર કરવામાં આવે." બહાર આવ્યા પછી તેણે બીજો જે હુકમ આપ્યો, તે એ હતો કે, " બળદેવસિંહ જઇને રજપુત કેદીઓને જુએ અને તેમાંથી જેરામ તથા બીજા દશબાર સરદારોને પોતાની સાથે લાવે, જેઓને છોડી દેવામાં આવશે, અને શાહજાદી મોહેનાની સાથે તેઓ પણ અજમેર જશે."

બલદેવસિંહે આ હુકમનો તરત અમલ કર્યો. જ્યારે સર્વે તૈયારી થઇ ચુકી અને કેદીઓમાંથી છોડી દેવા માટે લોકો ચુંટી લેવામાં આવ્યા ત્યારે મનસુરે રવાનગીનો હુકમ આપ્યો. બળદેવસિંહના દશ

હજાર સ્વારોનું ટોળું શાહજાદી મોહેના તથા બીજા કેદીઓને લઇને ઇસ્લામી છાવણીમાંથી રવાના થયું. મનસુરે જો કે દીલગીરીપર જોરાવરી કરીને આ સર્વ વાતોપર અમલ કરાવી દીધો, પરંતુ તેના દીલપર જે જે ઘા મોહેનાના ગમ અને દીલગીરીને લીધે પડી ગયા હતા, તે કેમે કરીને પાછા ઉભરવા જોઇતા હતા. મોહેનાની સુખપાલ રવાના થતાંજ તેના દીલથી બે સબરીના ચિન્હો પ્રગટ થવા લાગ્યા. જ્યાં સુધી શાહજાદીની સ્વારીનો જલસો નજરોની સામે રહ્યો ત્યાં સુધી તેની નજર તે તરફથી હટતીજ નહોતી. પોતાના તંબુના દરવાજાપર ઉભો ઉભો હસરત અને ગમગીની સાથે તેઓને જોઇ રહ્યો હતો. જેઓ શાહજાદી મોહેનાને લઈ જતા હતા. તે લોકો છેવટે એક પહાડની આડમાં આવી ગયા, અને અહીં મનસુરની આંખોપર આંસુઓએ પડદા નાખી દીધા. તે પોતાના મનમાને મનમાં પોતાને લાનત મલામત કરતો પોતાના તંબુમાં આવ્યો અને પલંગપર મોઢું છુપાવી પડી રહ્યો. બીજે દિવસે સુલતાન મહમુદના લશ્કરે દક્ષિણ તરફ કુચ કરી અને તેઓ સઘળા ગીઝનીના માર્ગે પડયા.



## બાબ ૧૦ મો.



## હિંદુસ્તાનની બીજી સફર.

હવે અમે તારીખના પુષ્કળ પાના ઉલટાવી દઇએ છીએ. આજે અમોએ નવજુવાન મનસુર અને હુર સમાન ઉઝરાને છોડેલ છે તેને બે વરસ વીતી જાય છે. અમે નથી જાણતા કે ગીઝનીમાં સુલતાન મહમુદ ગીઝનવી આટલો લાંબો સમય ક્યા કામમાં મશગુલ રહ્યો! જાહેરમાં તો આ મુદ્દત ફક્ત આરામ અને શાંતિ ગાળવામાં ગુજરી; કેમકે તેમણે પોતાની ઉમદા શીકારગાહ યાને હીંદની સર જમીન તરફ આટલો સમય દ્રષ્ટિ ન કરી. બે વરસ પછી તેના દીલમાં ફતેહમંદીનો જોશ પેદા થયો. તેણે ઈરાદો કીધો કે, ફરીવાર હીંદુસ્તાન પહોંચીને ફતેહ અને ઇકબાલનો વાવટો ઉડાવે. હીંદુસ્તાન પણ આટલો સમય સુપર્કાદીના આલમમાં રહ્યું, કેટલાક જુદા જુદા જોશીલા રાજાઓએ અલબત કોશીશ કરી કે આપસમાં સંપનો જોશ ફેલાવી મુસલમાનોને આર્યાવ્રતની પવિત્ર ભુમીથી એવી સખ્ત હાર અંવરાવી હાંકી કાઢે કે, ફરીવાર પહેલ કરવાની તેમની હીંમત ન થાય, પરંતુ હીંદુસ્તાન તથા તેના મિત્રો આ દિવસોમાં એવી ગફલતની ઉંઘમાં સુતા નહોતા, કે જેથી મહમુદના એકજ હુમલાથી જાગ્રત થાય, જો કે ત્યાર પછી કેટલીક વાર પુરતો જોશ ઉત્પન્ન થયો, પરંતુ મહમુદની બીજી સફર સુધી આખા હીંદુસ્તાનમાં તેને ટાળી દેવાનો ખ્યાલ પેદા થયો નહોતો. અજમેરના રાજાને મહમુદની આ મિત્રાઈ

ભરી વર્તણુંકે નિર્ભય બનાવી દીધો હતો, તેના ખ્યાલમાં પણ નહોતું કે, મહમુદ તેના પર આવવાનો ઇરાદો પણ કરશે. તે પોતાની પુત્રીની સુરત જોઇને મહમુદનો બેહદ એહશાનમંદ અને આભારી બની ગયો હતો, તેને આ બનાવ પર જેટલો આનંદ ઉત્પન્ન થાય, તે ઘટિત હતો, એક તો એ કે મોહેના જેવી પવિત્ર અંતઃકરણની બહાદુર બાળાએ ફરી પોતાના પિતાની આંખો ઠંડી કીધી. બીજું એ કે તેના વજીરનો શુરવીર પુત્ર જેરામ ફરી આવી રાજાના તખ્તની સામે હાથ બાંધી ઉભો રહેવા લાગ્યો. અમે એ નથી કહી શકતા કે ખુદ મોહેનાના દીલપર શું વીતી હતી અને નવજુવાન મનસુરનો ખ્યાલ તેના દીલની સાથે શું શું કારરવાઈ કરી રહ્યો હતો ! અત્યાર સુધી—આટલો સમય તો તેણે ઘણીજ ભારજ ખામોશી અને ચુપકીદીની સાથે પસાર કીધો.

બીજે વરસે સુલતાન મહમુદનું દીલ એશઆરામ, ખામોશી, અને ચુપકીદીથી ખાટું થઈ ગયું. વિચાર સાગરમાં ચોતરફ નજર દોડાવી તેણે પાકો ઇરાદો કીધો, કે ફરી આ સરજમીનપર જઇ ફતેહનો વાવટો ઉડાવે, દુન્યવી હેસીય્યતથી ફતેહમંદીની સાથે સલતનતને તરક્કી મળશે, અને દીની હેસીય્યતથી ગાઝીનો ખીતાબ મળવા ઉપરાંત બુતપરસ્તી મટાડવા અને તવહીદને ફેલાવવાનો સવાબ હાંસલ થશે. એવો ઇરાદો કરીને તેણે કુચનો હુકમ આપ્યો, આ હુકમ મળતાંજ આખા ગીઝની શહેરમાં જોશ ફેલાઈ ગયો. દુન્યવી વૈભવ ઇચ્છિનારાઓએ હિંદુસ્તાનની મઝલુમ લોંડીઓને આનંદની સાથે જોઇ કે, ફરી પણ તેમનાથી સારી ખુબસુરત અને ગુલ ચહેર લોંડીઓ હાથ આવશે. બહાદુર પુરૂષોએ પોતાના હથીઆરોને સારી પેઠ

તપાસી જોયાં, વરસો સુધી નકામાં પડી રહેવાને લીધે જેની ધારો માંદી થઇ ગઇ હતી તે હવે ફરી નવાજ રંગની નીકળશે. મતલબ કે એક મોટો જોશ ગીઝનીમાં અને ખાસ કરીને સુલતાન મહમદ ગીઝનવીની ફોજના સીપાઇઓમાં ઉત્પન્ન થઇ ગયો. એ એવો જોશ હતો કે, જેનું પરિણામ ફતેહ અને જીત સિવાય બીજું કંઈ આવી શકતુંજ નહોતું. તે જોશેજ ઇસ્લામને હીંદુસ્તાનમાં ફત્તેહમંદ કીધો.

પરંતુ એથી એક વરસ પહેલાં એક બીજો બનાવ બન્યો હતો, જેણે હીંદુઓપર ઘણી મોટી અસર કીધી. બુખારાનો રહેનાર એક મુસલમાન આલેમ કે જેણે ફીલસુફી અને ખાસ કરીને ઇસ્લામી ઇલ્મે કલામમાં ઘણી મોટી નામના મેળવી હતી, તેને હિંદુઓની પવિત્ર મનાતી સંસ્કૃત ભાષા શીખીને તેમની વિદ્યા અને ફીલસુફીની માહીતી મેળવવાનો શોખ પેદા થયો. તે કંઈ સીપાઈ નહોતો કે જેથી ગીઝનવીના ઝુંડા હેઠળ ફળદ્રુપ હિંદ દેશપર પોતાની ઉચ્ચ શક્તિનો સિક્કો બેસાડે, તે તો એક દીનદાર અને ઇબાદતમાં જીંદગી ગાળનાર આલેમ હતો. તેણે કેટલાંએ વરસ હીંદુસ્તાનની સરહદપર રહેઠાણ રાખી હીંદુઓના રીત રિવાજો, ભાષા અને ધર્મ સંબંધે જ્ઞાન પ્રાપ્ત કીધું, ફરી તે આગળ વધ્યો અને હીંદુઓનાં સઘળાં પવિત્ર તીર્થોની હિંદુઓની પેઠે જાત્રા કરી મધ્ય હીંદમાં પેઠો, આ મુકામનું અગ્રસ્થાન અજમેર હતું. ત્યાર પછી તેણે અજમેર પહોંચી ખાસ હીંદુ બ્રાહ્મણની પેઠે મંદીરમાં રહેઠાણ કીધું, હીંદુ લોકો તેને પોતાનો મહાત્મા અને ધાર્મિક આગેવાન ગણતા હતા. તે ઘણું કરી પુજા કરાવવાની રસમને ઘણી બાહોશીથી પાર પાડતો હતો. તેનું નામ યહ્યાં બીન ઝકરીયા હતું, પરંતુ આ બાહોશ વિદ્વાને પોતાનું

એ નામ હીંદુસ્તાન બહાર છોડી દીધું હતું. અજમેર બલ્કે આખા હીંદુસ્તાનમાં પોતાનું હીંદુ નામ કૃષ્ણ મહારાજ રાખ્યું હતું, આ નામે ઘણી નામના મેળવી. ખરેખર ચહચ્યાએ પોતાની જાહેરી રીયાઝત અને નફસકશીઓથી આ નામને પબ્લીક હીંદુઓમાં ઘણી નામના મેળવી આપી હતી.

એક દિવસ ચહચ્યા ઉર્ફે નામધારી કૃષ્ણ મહારાજ મંદીરને લગતા ઠાકોરદ્વારાની એક કોટડીમાં એકલો બેઠો હતો. એકાંતમાં તે તત્વો કે જે હીંદુ પુસ્તકોમાંથી સંગ્રહ કરતો હતો, તે પર અરબ્બીમાં કોઇને કોઈ પ્રકારનો રિમાર્ક કરી લેતો હતો. એવીજ રીતે તેણે આ એકાંતનો મોકો ગનીમત જાણી ખડીઓ કલમ લઇને અરબ્બી ઇબારતમાં કંઇક લખવા લાગ્યો. થોડીક ઇબારત લખીને તેણે પૃષ્ટો સામે નાંખી દીધાં. બેઠો બેઠો મનમાં કંઇક વિચાર કરી રહ્યો હતો; એકાએક એક બ્રાહ્મણ કે જેણે તેના ચેલા તરીકેનું માન પ્રાપ્ત કીધુ હતું તે આવ્યો અને ગુરૂને કોઇ નવા પ્રકારના પુસ્તકપર વિચાર કરતાં અને લખતાં જોઇને આશ્ચર્ય થઈ પુછવા લાગ્યો. ગુરૂજી! આપ શું લખો છો? અને કઈ ભાષામાં લખો છો?

કૃષ્ણ મહારાજ—બચ્ચા! તમે નથી જાણતા, આ એક ભાષા છે કે જે દક્ષિણ દેશમાં બોલવામાં આવે છે. હું ત્યાં ઘણા દીવસો સુધી રહ્યો છું અને ત્યાંજ મેં આ ભાષા શીખી હતી.

ગુરૂને મોઢે આ વાત સાંભળી તે બ્રાહ્મણ જાહેરમાં તો ચુપ રહ્યો, પરંતુ તેના દીલમાં કંઇક શક પેદા થયો. તેજ દીવસે તેણે મંદીરના બીજા પુજારીઓમાં ખબર ફેલાવી દીધી. સર્વે લોકો આ સાંભળી ભડકયા. ચોકસ હતું કે, કૃષ્ણ મહારાજપર કોઇ આફત આવી પડે,

પણ સારૂં થયું કે, કેટલાક લોકોની તજવીજથી આ બનાવની ખબર રાજાને આપવામાં આવી. રાજા પણ મનમાં વીચારવા લાગ્યો, કે " કેવી રીતે માલુમ પડે કે, આ પંડિત કઈ ભાષામાં લખે છે અને અસલમાં કોણ છે ! " આ ભેદ જાહેર થવાને લગભગ એક અઠવાડીઉં વીતી ગયું હશે, તેટલા અરસામાં આ વાત ફેલાવા પછી ઘણાજ થોડા લોકો હશે કે જેમને આ બનાવની ખબર પડી નહોય !

શાહજાદી મોહેના કે જે અજમેર આવવા બાદ સુસ્ત અને દીલગીર રહ્યા કરતી હતી. તેને એ સીવાય આ ખોફ વધુને વધુ દીલગીર બનાવી દેતો હતો કે જેરામ તેના ગુજરેલાં કર્તવ્યોને મશહુર ન કરી દે! જો તે તેમ કરે તો તે તેને માટે ઘણી બદનામી અને બે ઇજ્જતીનું કારણ થશે. મનસુરનો ખ્યાલ મોહેનાના દીલમાં દર પળે રહેતો હતો અને તેને લીધે મોહેના પોતાની ઉપર એક બેતાબી અને વ્યાકુળતાની અસર જોતી હતી. અમે કહી ગયા છીએ કે, મોહેનાએ સીપાઇગીરીમાં જે નામના મેળવી હતી, તેથી વધુ દરજ્જે એક વિદ્વાન પંડિતની હેસીય્યતથી હાંસલ કરી લીધી હતી. મુસલમાનોની કેદથી પાછા આવ્યા પછી તેના દીલને દુન્યવી મામલા સાથે કંઇક એવી લાગણી ઉત્પન્ન થઈ કે, જેથી તેણે લશ્કરી હીલચાલ બીલકુલ છોડી દીધી; તે હવે પોતાની જીંદગી વિદ્યાજ્ઞાન પ્રાપ્ત કરવામાં ગુજારતી હતી. દરબારના સીપેહના સાલારો અને વજીરો કરતાં હવે તેને પંડીતો અને વિદ્વાન મહાત્માઓની સોબત પસંદ હતી.

આ સમાચાર તેને કાને પહોંચતાં કૃષ્ણ મહારાજને મળવાનો શોખ ઉત્પન્ન થયો, એક દહાડો રાત્રે સાદા પહેરવેશમાં કેટલાક ખાસ

લોકોને ખબર આપીને અને મોટે ભાગે સર્વેથી છુપાઈને તેણે મંદી-રનો રસ્તો લીધો કે જે મંદીરમાં તે મુસલમાન પંડીત રહેતો હતો.

રાત ઘણી વીતી ચુકી હતી. અને તારા સાફ ચળકી રહ્યા હતા, સીતારાઓએ આસમાનની પેશાનીપર ખુશનુમા દેખાવ ધરી દીધો હતો. અને ચંદ્રમા ઉગવાની ઈંતેઝારીમાં હતો. સડકોપરની બત્તાઓ ઠરતી જતી હતી, અને દુકાનદારોએ કેટલીક દુકાનો બંધ કરી દીધી હતી. હા, મંદીરોના દરવાજાપર પુજારીઓ અને બ્રાહ્મણો ફુલ સીંદુર વગેરે લઇ હજી સુધી વાટ જોઈ બેઠા હતા કે, દેવતાઓના પ્રેમીઓ તેમની પુજા માટે આવે તો તેમને સહેલાઇથી પુજા કરાવી દે. તારા-ઓની ઝળકતી રોશનીમાં ચોતરફ પર્વતોનાં શીખરો નજરે પડી રહ્યાં હતાં કે જેઓ ન્હાનકડા અજમેર શહેરને ઘેરો ઘાલી રહ્યાં છે અને જેઓએ ત્યાંના રાજ્યકર્તાઓને શહેરની મજબૂતીની વધુ ખાત્રી અપાવી છે. દક્ષિણ દિશાએ એક પહાડપર સરસ્વતીનું મોટું ચળકતું મંદીર નજરે પડે છે જેની ઉપર એક ન્હાની ધ્વજા ઉડી રહી છે. શોર બકોર અને ઘોંઘાટ ઓછો થઇ ગયો છે પરંતુ શંખ અને ઘંટા-ઓના અવાજો ચોતરફથી સંભળાય છે.

તે મંદીર, કે જેમાં કૃષ્ણ મહારાજ રહેતા હતા અને તેને લગતા મોટા આલીશાન ઠાકોદ્વારો એ બંને શહેર બહાર એક પહાડી પર આવેલાં હતાં, આ પહાડી જો કે શહેરથી બહાર હતી, પરંતુ સાથે મળેલી હતી. તેના લાંબા લાંબા ગુંબઝના કલસ પણ શહેરની આ પહોળી અને વિશાળ સડક પરથી નજરે પડતા હતા કે, જે સડકપર આપણી વાર્તાની નાયીકા શાહજાદી મોહેના જઇ રહી છે. એક સાદી રાતી સાડી તેના શરીર પર ઓઢેલી છે, માથાથી પગ સુધી આખું

શરીર હીરા જડીત ઘરેણાંથી ભરપુર છે. ચંદ્રમાં નથી તો ભલે ન હોય કંઈ પરવા નથી. ન્હાના ન્હાના તારાઓની પેઠે તેનો ચહેરો પોતાનું પુર્ણ સ્વરૂપ દેખાડી શકે છે, પરંતુ ખુદા જાણે કયા ગમ અને શરમથી તેનું માથું એટલું તો ઝુકી પડેલું છે કે, તેના નિર્મળ ચહેરા પર કોઈ બજારી પુરૂષની નજર પહોંચી શકતીજ નથી, મોહેનાના દીલને જો કે ખુદાએ બહાદુરી અને હીંમતના મરદાના જેવરથી શણગાર્યું હતું. છતાં પણ તે ઝનાના તબીઅતના જોશને લીધે દરેક આવનાર જનારથી બચીને જઇ રહી છે. તેની મસ્ત ચાલ ઘણીએ નજરોને પોતાની તરફ ખેંચી રહી છે, પરંતુ ફરી તે એટલી ચાલાકીથી દરેક નજરોને પોતાની એક-ઝબક દેખાડી નીકળી જાય છે કે, જેથી તે નજરો અજાયબીમાં પડી જાય છે. આવીજ રીતે મોહેના ચાલતાં ચાલતાં શહેર બહાર નીકળી અને તે પહાડી પર ચડવા લાગી કે, જેની ઉપર તે મંદીર અને ઠાકોરદ્વારો હતો. ઠાકોરદ્વારાના દરવાજા પર પહોંચી તેણે દરવાજો ખડખડાવ્યો, અંદરથી કોઈ પુરૂષે આવી દરવાજો ઉઘાડયો અને પૂછ્યું, "કોણ છે?"

મોહેના—મહારાજજી, કૃષ્ણ મહારાજ છે કે?

પુરૂષ—હા, શું કામ છે?

મોહેના—હું તેમને રૂબરૂ મળી કહી સંભળાવીશ, મારે તેમની સાથે ઘણું જરૂરી કામ છે.

આ સાંભળી તે પુરૂષે કહ્યું, "તો આવો અંદર." આટલું કહીને તેણે તેને જવા માટે રસ્તો છોડયો એટલે મોહેના અંદર દાખલ થઈ, પહેલાં તો તે મંદીરમાં ગઈ, અને મૂર્ત્તિની પાસે અદબથી હાથ જોડી માથું નમાવ્યું; ફરી ત્યાંથી નીકળી તે પુરૂષ કે જેણે દરવાજો

ખોલ્યો હતો અને મંદીરના દરવાજા બહાર ઉભો હતો તેને કહેવા લાગી, “ હવે મને બતાવો કે કૃષ્ણ મહારાજ ક્યાં છે ? ” તે પુરૂષ તેને કૃષ્ણ મહારાજના કમરા તરફ લઈ ચાલ્યો. કમરાનો દરવાજો ખુલ્લોજ હતો, અંદર સાદડી પાથરેલી હતી, અને ગોખમાં એક દીવો ટમમગી રહ્યો હતો; ઘણાંએ પુસ્તકો એક જગ્યાપર અનુક્રમે ગોઠવેલાં પડયાં હતાં. તે પુરૂષ કે જે ચંદ્રમુખી મોહેનાને અંદર લાવ્યો હતો, તેણે પુસ્તકો ખસેડી એક બાજુ મુક્યાં અને મોહેના તરફ જોયું.

મોહેના—( બદગુમાનીને લીધે ચમકીને ) હું કૃષ્ણ મહારાજની પાસે આવી છું, તેઓ ક્યાં છે ?

પુરૂષ—હું પોતે કૃષ્ણ મહારાજ છું, તમારે જે કંઈ પુછવું હોય તે પુછો.

આટલું સાંભળતાંજ મોહેના શુન્ય થઈ ગઈ, તે વેશધારી બ્રાહ્મણની સુરત જોવા લાગી, કેટલીકવાર પછી તે બોલી, “ અહા ! શું આપજ છો ? મેં આપને ઓળખ્યા નહીં. મહારાજ ! મેં આપનાં જ્ઞાનની ઘણીએ ખ્યાતિ સાંભળી છે, તેથી આપનાં દર્શન માટે હાજર થઇ છું. ”

કૃષ્ણ મહારાજ—બેટી ! તું દેવતાની પુજા કર, અને જા તને આ વાતોથી શું મતલબ; તું મહેલોમાં વસનારી છો. જ્ઞાનની મુસીબતો તારાથી સહન નહીં થઇ શકે.

મોહેના—મહારાજ ! મેં થોડુંક જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેને લીધે આપના દર્શનની અભિલાષા હતી તે પુરી થઇ છે. હવે હું ઇચ્છું છું કે, આપ મને પોતાના જ્ઞાનથી અભાગી ન રાખો.

આ સાંભળી બ્રાહ્મણ કેટલીકવાર સુધી વિચારમાં પડયો, પોતાનો ભેદ ખુલી જવાનો વ્હેમ તેને કેટલેક દરજ્જે ઉત્પન્ન થયો. તેને અત્યારે કાયદા વિરૂદ્ધ આવાં સુંદર ચહેરાની એક પરી સ્વરૂપ બાળાનું રાત્રીને વખતે આવવું વધુ શંકાનું કારણ થઇ પડયું. તેણે મોહેનાની તરફ ફરીને કહ્યું. સારૂ બેટી, તું કયાં રહે છે! જો તું કહીશ તો હું પોતેજ તારે ઘેર આવીને તને શીખવી જતો જઇશિ. તારે અહીં આવવાની તસ્દી લેવાની જરૂર નથી.

મોહેના—નહીં, હું આપને તસ્દી આપવા નથી ઇચ્છતી, હું પોતેજ હાજર થતી જઇશ; હું એક મુસલમાન પંડીતથી મળી હતી, તેના ખ્યાલો સાંભળી સાંભળી હું એવી સપડાઈ ગઈ કે, તેની સઘળી વાતો મને પોતાના પંડિતો કરતાં ઘણી સારી જણાઈ, આપની પાસે ફક્ત એટલા માટેંજ આવી છું કે, આપની વાતો સાંભળીને અને આપની પાસેથી જ્ઞાન મેળવીને મારા દીલમાંથી મુસલમાનોનો પ્રેમ કાઢી નાખું.

આ સાંભળતાંજ વેશધારી પંડીત શુન્ય થઇ ગયો. તેને ખાત્રી થઇ ગઇ કે, બેશક આ છોકરી પોતાના ભેદથી માહીતગાર છે. તો પણ થોડો ઘણો શક જે બાકી હતો તે દુર કરવા માટે તેને પુછવા લાગ્યો. "તેં મુસલમાનોને કયાં જોયા? કયો મુસલમાન પંડીત તારી પાસે પહોંચ્યો, અને તેં કેવી રીતે સોબત ઉઠાવી? શું કોઈ મુસલમાન અહીં અજમેરમાં પણ આવ્યો હતો કે?

મોહેના—મહારાજ! મારી વીતી આપ સાંભળો તો આપને ઘણો અચંબો થાય. હું અજમેરના મહારાજાની ફોજની સાથે લડાઈ પર ગઇ હતી અને ત્યાં મુસલમાનોના હાથોમાં કેદ પકડાઇ હતી. તેમની ભાષા પણ હું થોડી થોડી શીખી ગઇ હતી, ત્યાંજ તેમનો

એક પંડિત મને મળ્યો હતો; જે મારી સાથે કેટલીક વાર વાતો કરતો હતો અને ઇચ્છતો હતો કે હું પણ તુર્કડી બની જાઉં!

કૃષ્ણ મહારાજ જેમ જેમ આ બનાવો સાંભળતો હતો, તેમ તેમ આશ્ચર્યતામાં ડુબતો જતો હતો, છેવટે તે ઘણી અજાયબીની સાથે પુછવા લાગ્યો. "સારૂં, બેટી ! તું કોઇ મુસલમાનનું નામ જાણે છે ?

મોહેના—હા, મહારાજ ! અલતુનતાશ એ સુલતાન મહમુદ ગીઝનવીની ફોજનો એક ઘણો શુરો સિપાઇ છે. તે મારી પાસે ઘણીવાર આવ્યા કરતો હતો, અને તેણેજ મારી આબરૂ બચાવી લીધી.

અલતુનતાશનું નામ સાંભળી બ્રાહ્મણ બહુ હેરત થયો અને મોહેનાને પુછ્યું, " સારૂં, ત્યારે બતાવ તું કોણ છે ? જે આવડી મોટી લડાઇ પર ગઈ હતી ? "

મોહેના—અહીંના એક સરદારની પુત્રી છું, મહારાજ ! હમણાં હું મારૂં નામ ઠામ આપને નહીં જણાવું, હું સઘળાઓથી છુપીને આવી છું.

કૃષ્ણ મહારાજ—ત્યારે હવે હું તને શું શીખવું ?

મોહેના—જણાવો કે મુસલમાનોનો ધર્મ કેવો છે ?

આ વાકયોએ બ્રાહ્મણના ચહેરા પર ઘણી બ્હીક ઉત્પન્ન કીધી તે ગભરાઈને બોલ્યો, "હું શું જાણું કે મુસલમાનોનો ધર્મ કેવો છે?"

મોહેના—નહીં, મહારાજ ! મેં સાંભળ્યું છે કે આપ જાણો છો. ( આ સાંભળતાંજ બ્રાહ્મણનો ચહેરો ફીકકો પડી ગયો ) મહારાજ ! આપ ન ગભરાઓ, અહીં હું એકલીજ છું, બીજું કોઇ પણ નથી.

અને આપ એવી ન સમજો કે, હું આપનો ભેદ કોઇને જાહેર કરી દઇશ. આપ સાફ જણાવી દો કે, મુસલમાનોનો ધર્મ કેવો છે?

કૃષ્ણ મહારાજ પર બ્હીક એટલી બધી ફાવી ગઈ હતી કે, મોહેનાની તસલ્લીના આ શબ્દો કંઇ અસર ન કરી શકયા. તેણે ગભરાઇને મોહેનાનું મોહું જોવું શરૂ કીધું અને તે જોતોજ રહી ગયો. કેટલીક વારે પછી મોહેના ફરીથી બોલી, " આપ આટલા બધા કેમ ગભરાઓ છો? હું તે લોકો માંહેની નથી કે, જેઓ કોઇનો ભેદ છુપાવી ન શકે. "

કૃષ્ણ મહારાજ—તમને કેવી રીતે જણાયું કે હું મુસલમાન ધર્મથી વાકેફ છું?

મોહેના—આપ કોઈ દીવસે મુસલમાનોનું પુસ્તક જોતા હતા. અને આપનો એક ચેલો તે વખતે આવી ગયો હતો. (કૃષ્ણ મહારાજ પર બ્હીક પુરે પુરી છવાઇ ગઈ) બસ, તે ચેલાએજ આ ખબર સઘળાને મશહુર કરી દીધી અને તે હકીકત હવે દુનિયામાં મશહુર થઈ ગઇ છે. મહારાજા સાહેબ પણ જાણે છે અને આખા નગરમાં મશહુર છે.

કૃષ્ણ મહારાજ—ત્યારે બેટી! તેનો શું બદોબસ્ત કરવામાં આવે? હું તો આ સાંભળીને ઘણો હેરાન થઈ ગયો.

મોહેના—આપને કોઇ કંઈ કરી નથી શકતું. પરંતુ હવે મને બતાવો, બલ્કે મુસલમાનોના ધર્મના પુસ્તકો શીખવો.

કૃષ્ણ મહારાજ—બેટી હવે તને માલુમ પડી ગયું, તો હું તને

પોતાની હકીકત જણાવી દઉં છું, જે એમ ન બને કે હું જાનથી મારી જાઉં.

મોહેના—મહારાજ ! હું વાયદો કરૂં છું કે, કોઇને કાને આ ખબર નહીં જવા દઉં.

કૃષ્ણ મહારાજ—ત્યારે સાંભળ ! હું એક મુસલમાન શખ્સ છું. ફક્ત તમારા જ્ઞાનનો શોખ મને હીંદુસ્તાનમાં ખેંચી લાવ્યો. પહેલાં હું પંજાબ અને સીંધમાં રહ્યો, ફરી ત્યાથી આગળ વધી હીંદુસ્તાનમાં સર્વે મથકોએ ફરતો ફરતો અહીં આવ્યો છું અને ઘણો વખત થયાં અહીંજ વસું છું. આજ સુધી કોઇને મારે માટે કોઇ પ્રકારનો સં[illegible] નથી થયો. હવે અહીં મારી હકીકત મારા જ એક કમબખ્ત શીષ્યને જણાઇ ગઇ. અફસોસ ! બેટી ! હું તારો અહેશાનમંદ છું કે, તેં મને ધીરજ આપી.

મોહેના—તો આપ દીલગીર ન થાઓ, કોઈ આપને કાંઇ નથી કરી શકતા. હવે હું ઇચ્છું છું કે, આપ મને ફારસી શીખવ્યા કરો. મને મુસલમાનોની વિદ્યા તથા જ્ઞાન શીખવાનો ઘણો શોખ છે. જો આપ અહીંજ રહેશો તો મને મારી આ આરઝુમાં ફતેહ મળશે.

કૃષ્ણ—મુસલમાનોની વિદ્યા ફારસી નહીં પણ અરબ્બી છે. જો મુસલમાનોની વિદ્યા શીખવાનો શોખ હોય તો અરબ્બી શીખો.

મોહેના—આપ અરબ્બી જાણો છો ? તો હું તેજ ભાષા શીખીશ. આપ શીખવી દેશો ?

કૃષ્ણ—હા.

એટલામાં કોઇએ દરવાજો ખડખડાવ્યો, મોહેનાએ ગભરાઇને

પુછયું, " કોણ છે ? " બ્રાહ્મણે જવાબ દીધો. કોઇ નહી. મારા બે ચેલાઓ છે, જેઓ જોગી બની ગયા છે. ઘણું કરી તેઓજ હશે. આ વખતે હંમેશા આવ્યા કરે છે. તમે બેસી રહો, હું દરવાજો ખોલી આવું." આટલું કહી બ્રાહ્મણ ઉઠીને ગયો. તેની સાથે બે તરૂણો આવ્યા જેઓના સૌંદર્ય અને રૂપને તથા ખીલતી યુવાની જોઇને અફસોસ થતો હતો કે, નફસકશી અને જોગની મુશીબતો તેમનાપર જુલમ કરી રહી છે. બંનેના લાંબા લાંબા વાળોની લટો હીંદુ જોગીઓની પેઠે માથાપર વીંટલી હતી. ચહેરાપર ભભુત લગાડેલી હતી જે જાહેરમાં તેમના સૌંદર્યને માટીમાં મેળવી રહી હતી, પરંતુ અસલમાં તે ચહેરાના તેજને વધુ ને વધુ લઈ ઉઠતી હતી. ગેરૂઆ રંગની કફનીઓ તેમના શરીરેપર હતી. બન્ને આવીને પોતાના ગુરૂની સામે શીર ઝુકાવીને અદબથી બેશી ગયા.

મોહેના તેઓની સુરતો જોતાંજ સન્નાટામાં આવી ગઈ અને તેના દીલમાં તરેહ તરેહના વિચારો ગુજરવા લાગ્યા. બ્રાહ્મણ મહારાજે તેની તરફ ઇશારો કર્યો, કે તેઓની સામે તે પોતાની ઝબાનથી એક પણ શબ્દ ન કાઢે. વળી તેનાપર જે ચુપકીદી પથરાઈ હતી, તેમાં આ ઇશારાએ વધુ પુષ્ટિ આપી.

કૃષ્ણ મહારાજે જ્યારે જોયું કે, મોહેનાપર વધુ હેરત અને બ્હીક છવાઇ ગઇ છે, ત્યારે તેણે પોતાના ચેલાઓને કહ્યું, " હમણાં તમે બન્ને પોતાની કોટડીમાં જઇ બેસો, થોડી વાર પછી હું તમોને પોતાની મેળે બોલાવીશ.

ચેલાઓએ ગુરૂની આજ્ઞાપર અમલ કર્યો અને ઉઠતી વખતે પ્યારી મોહેનાને હેરત તથા દીલચસ્પીની નજરે જોતાં ચાલ્યા ગયા

તેમના જવા પછી બ્રાહ્મણે મોહેના તરફ ફરીને કહ્યું, " છોકરી ! તું મુસલમાનોની વિદ્યા શીખીને શું કરીશ ? તને મુસલમાનોથી શું મતલબ ? તારી જે મતલબ હોય તે સાફ સાફ જણાવ, કદાચ તારી હાજત પુરી કરવાની શક્તિ મારા હાથમાં હોય.

મોહેના—કોઈ પ્રકારે મને એટલું જણાઇ આવશે. કે સુલતાન મહમુદની ફોજ હીંદુસ્તાનમાં ફરી આવશે કે નહીં ?

કૃષ્ણ મહારાજ—સુલતાન સાથે તને શું હલાકો ! અને જો ખરેખર તેમાં તારી કાંઈ મતલબ છે, તો બતાવી દઉં છું કે, સુલતાન પોતે હીંદુસ્તાનમાં આવી ગયા, આ વખને તેમનો ઇરાદો છે કે, કનોજ જીતીને રજપુતાનામાં આવે.

મોહેના—( આનંદમાં ચોંકી પડીને ) સુલતાન આવી ગયા ? આપને કેવી રીતે માલુમ પડ્યું ?

કૃષ્ણ મહારાજ—હવે એ પણ કહી દઉં છું કે, મારા એક બે શિષ્યો પણ મુસલમાન છે, જેઓ હીંદુઓના લીબાશમાં પોતે પોતાને છુપાવી રહે છે. તેમની મારફત આવી ખબરો મને હંમેશાં મળ્યા કરે છે.

આ જવાબ સાંભળી મોહેના બ્રાહ્મણનો ચહેરો ફરી ટીકી ટીકીને જોવા લાગી, અને બોલી, " ત્યારે કદાચ આપને એ પણ ખબર હશે કે આ સફરમાં સુલતાનની સાથે કોણ કોણ સરદારો છે ? "

કૃષ્ણ મહારાજ—સઘળા સરદારો છે, જેનું પુછો તેનું બતાવી દઉં.

મોહેના—સુલતાનની ફોજમાં એક તરૂણ વયના સરદાર મનસુર છે, તેઓ પણ આવ્યા છે કે નહીં ?

બ્રાહ્મણ—હા, આવ્યા છે, કેમ ! તમારે મનસુરથી શું ગરજ ?

આટલું કહીને બ્રાહ્મણે મોહેનાનો ચહેરો ટીકી ટીકીને જોયો, અને મનમાં વિચાર કરી બોલ્યો, " બેટી! તું રાજકુંવરી મોહેના તો નથી ને ? "

આ ફકરો સાંભળતાંજ મોહેનાનો ચહેરો ઉતરી ગયો અને મોઢાપર હવાઇયો ઉડવા લાગી; પરંતુ પોતાના ઉછળતા જોશને રોકી બોલી, " મારા નસીબ એવાં ક્યાંથી કે હું મોહેના હોઉં ! મોહેના રાજાની પુત્રી છે અને હું એક રાજપુત સરદારની પુત્રી છું. મારા પિતાની સાથે હું પણ લડાઇપર ગઇ હતી, અને તેને લીધે હું મનસુરને ઓળખું છું. વધુ તો એટલા માટે કે, કેદના વખતમાં તેમણે અમારાપર મોટી મહેરબાની કરી હતી. "

કૃષ્ણ મહારાજ—હું સમજી ગયો. પરંતુ મને નવાઈ લાગે છે કે શાહજાદી થઇને તમે આવી રીતે એકલાં મારી પાસે કેમ ચાલ્યાં આવ્યા?

મોહેના આ ફકરો સાંભળી શરમાઈ ગઇ, અને બ્રાહ્મણના આ સવાલનો જવાબ ન આપી શકી, કૃષ્ણ મહારાજે આગળ ચલાવ્યું, " વારૂ તો હવે મને આપની સઘળી હકીકત માલુમ પડી ગઇ. મનસુર સંબંધે આપને દરેક વીગતો જણાવી શકું છું. મનસુર સાથે મારી મુલાકાત છે અને મારા શાગીર્દો ત્યાં બરાબર આવે જાય છે. જેમની મારફતે મારો સંદેશો મનસુરને અને તેનો સંદેશો મને મળે છે. મેં સોગંદ લીધા છે કે અહીંની ફોજ અને અજમેરનાં રાજાની હીલચાલથી મને કાંઈ સરોકાર નથી, તેમના લશ્કરની હીલચાલ અને લડાઈ સંબંધે અથવા અહીંના રાજા સંબંધે હું કોઇ પ્રકારનો પત્ર વ્યવહાર નહીં કરીશ. "

મોહેના—હું પુછું છું કે મનસુરનું નામ આવતાજ આપને મારી સઘળી હકીકત કેવી રીતે માલુમ પડી ગઈ ?

કૃષ્ણ મહારાજ—મને મારા શીષ્યો મારફતે આપની સઘળી હકીકત માલુમ થઇ ચુકી છે. હું એ પણ જાણું છું કે, મનસુરે જબરજસ્તી બલ્કે જુલમ કરીને આપને અહીં મોકલ્યાં હતા.

એ સાંભળી મોહેના શરમાઇ ગઈ, કેટલીક વાર પછી તેણે માથું ઉંચક્યું. અને કહેવા લાગી. "જનાબ! હવે તો આપને મારા સઘળા ભેદો જણાઈ ગયા. હું ચાહું છું કે, જેવી રીતે હું આપના ભેદોથી વાકેફગાર છું તેમ આપ પણ મારા ભેદના વાકેફગાર રહો અને મારી હાલતની ખબર કોઇને ન આપો. આપની મારફતે હું મનસુરની સફર અને હાલત વિશે વાકેફ થયા કરીશ અને બીજાએ ઘણાં કામો આપ પાસેથી લઇશ. જાહેરમાં આપ મારા શિક્ષક—ઉસ્તાદ બનો, અને હું આપની પાસેથી અરબ્બી પુસ્તકો શીખતી રહીશ. પણ ખાનગી રીતે એને માટે એ બંદોબસ્ત થવો જોઇએ કે, કોઈ વખત એકાંતનો મુકરર કરવો કે જેથી તે વખતે હંમેશાં હું હાજર થયા કરૂં.

કૃષ્ણ મહારાજ—હું દરેક રીતે આપની સેવા માટે હાજર છું, પરંતુ મારા બે શિષ્યો જેઓને હમણાં આપે જોયા છે, તેઓ મારા જાણુભેદુ છે. તેઓ પણ મુસલમાન છે. બલ્કે જે દહાડાઓમાં આપ મહમુદની ફોજમાં હતાં, તે દીવસોમાં તેઓ પણ ત્યાંજ હતા. તેઓને હું આપના ભેદમાં પણ સામેલ કરીશ, એટલા માટે કે, તેમની મારફતે સઘળાં કામો નીકળી શકે છે. જુઓ, હું તેમને અહીં બોલાવું છું. કદાચ આપ તેમને ઓળખતાં હોવ.

એમ કહીને કૃષ્ણ મહારાજ ઉઠીને ગયા અને તે બન્ને છોકરા-

ઓને બોલાવ્યા, તેઓ આવીને ફરી અદબથી બેસી ગયા. મોહેના ઘણીવાર સુધી તેમની સુરત તાકીને જોતી રહી અને તેઓએ પણ કોઈ કોઈ વાર નજર ઉઠાવી તેની સુરત જોઈ લીધી.

કૃષ્ણ મહારાજ—શાહજાદી સાહેબ ! આપે એમને કદી જોયા તો નથી ને ?

મોહેના—મને યાદ નથી કે, મેં કદી જોયા હોય.

આ સાંભળી બન્ને છોકરાઓ હોઠોમાંજ હસ્યા અને તેમાંના એકે પોતાના ઉસ્તાદ તરફ જોઇને કહ્યું, "હા, શાહજાદી સાહેબે અમોને નહીં જોયા હોય. પરંતુ અમોએ તેમને લડાઇના મેદાનમાં મુકાબલો કરતાં, અને ફરીથી જે વખતે તેમની સુખપાલ ત્યાંથી રવાના થઈ, ત્યારે જોયા હતા."

મોહેના આ વાતો સાંભળી પરેશાન થઈ અને મનમાં કહેવા લાગી, "શું ખુદાની કુદરત છે ! ક્યાંના માણસો ક્યાં પહોંચી જાય છે ! અમને ખબર પણ નહોતી કે, અમારા દેશમાં કોઈ તુર્ક હશે. પરંતુ હવે જોયું, તો ઘણાએ નીકળી આવ્યા."

કૃષ્ણ મહારાજ—સારૂં. તો આપ હંમેશાં જે વખતે ચાહો તે વખતે આવ્યા કરો, રાતનો વખત ઠીક થશે, કાલે પણ આજ વખતે આવશો.

મોહેના—બહુ સારૂં, હું રાત્રેજ હાજર થઈશ.

આટલું કહી મોહેના તેમનાથી વીદાઈ થઇ ચાલી ગઈ.

## બાબ ૧૧ મો. *



### મથુરાજી.

જમનાં નદીના કાંઠાપર એક પ્રાચીન શહેર આવેલું છે, જેને મથુરાજી કહે છે. આ શહેરને આ બાબતને લીધે ધાર્મિક ભાવ પ્રાપ્ત થયેલ છે કે, પાડોશમાં તે મનહરણ વન જેને વંદ્રાવન કહે છે તે આવેલું છે. અને જેને શ્રીકૃષ્ણજીનાં જન્મ સ્થાનનું માન પ્રાપ્ત થયું છે. મથુરા હમેશાં હીંદુસ્તાનના ધાર્મિક હીંદુઓનું તીર્થ સ્થળ રહ્યું પરંતુ મુસલમાનોના પહેલાં આ શહેરને વૈભવ પ્રાપ્ત થયો હતો તે ફરીને પ્રાપ્ત ન થયો. તેવા સુંદર તટમાં રમણીય બાંધણીના મંદિરો પવિત્ર જમનાને કાંઠે કાંઠે દુરદુર સુધી લંબાતા હતાં, જે મંદિરોના દર્શનનો શોખ જાત્રાળુઓને દુર દુરથી ખેંચી લાવતો હતો. તેની ઇમારતો લોકોને આશ્ચર્યતામાં નાખી દેતી હતી.

સુલતાન મહમુદ ગીઝનવીએ પોતાના પાછલા હુમલામાં આ પવિત્ર જમનાને કિનારે એક બીજાં પ્રાચીન શહેરનો નાશ કર્યો હતો, જેના ચિન્હો હવે નજરે નથી પડતાં. આ શહેરમાં પહોંચીને તેણે સાંભળ્યું કે, મથુરા અહીંથી નજીક છે, અને તે ધાર્મિક હિંદુઓનું એવું તીર્થ સ્થળ છે કે તેનાં મંદિરોમાં ઘણુંએ ધન મળવાની આશા બાંધી શકાય છે. મહમુદના દીલમાં ઇસ્લામી જોશે બે શોખ ઉત્પન્ન કરી આપ્યા હતા, એક તો એ કે મુર્તિઓને તોડી તોડી આ ખેતરમાં સવાબનો

હકદાર બની જાય. બીજો એ કે, હીંદુસ્તાનના ખજાનામાંથી ધન માલ જેટલું મળે, તે લુંટીને પોતાના શહેરના બલ્કે ધાર્મિક મુસલમાનોને ભેટ કરે. આ તર્બીઅતના મહાન વિજયી બાદશાહને માટે આવો ઈશારો બસ હતો. તુરતજ રવાનગીનો હુકમ આપવામાં આવ્યો અને તે મુબારક અને માનવંત શહેર કે જે આજ સુધી જુલમી અને ખુની રાજ્યકર્તાઓની જુલમી તલવારથી બચી ગયું હતું, તેને ઘેરી લેવામાં આવ્યું. મથુરાવાસીઓ નહોતા જાણુતા કે લડાઈ એ શું ચીજ છે અને તેનું પરિણામ શું આવે છે. મથુરા શ્રી કૃષ્ણજીનું એક વિલાસ સ્થળ હતું. જ્યાંથી એશીઆની પ્રાચિન સૌંદર્ય, પ્રેમ, અને બ્રિજની પ્રિયતમા મનહરણુતાની શરૂઆત થઈ હતી. તેમાં એટલી શક્તિ ક્યાં હતી કે મુસલમાન હુમલો કરનારાઓની તલવારો પણુ રોકી શકે? દીલ્હીનો રાજા કે જેના આશરા હેઠળ આ શહેર હતું, તેણે ખબર ન લીધી. અને મહમુદ ગીઝનવીના જવાંમરદોએ પોતાની જવાંમરદીનો જોર બ્રાહ્મણો અથવા નાજુક બાંધાની અને મધુર સ્વરની દીલરૂબા સ્ત્રીઓને દેખાડી આપ્યો.

આ તારાજીથી પરવારી સુલતાને પોતાની અજીત ફોજને પાછા ફરવાનો હુકમ આપ્યો, સુલતાની ફોજનો બહાદુર જાંનીસાર મનસુર પણ તે લોકોમાં હતો, જેઓએ લડાઈમાં પોતાની બહાદુરીઓ બતાવી હતી. ને જે દિવસ પાછા ફરવાનો દિવસ હતો અને રાત્રીના પહેલા પહોરમાં રવાના થવાનું ઠર્યું હતું, તે દિવસે મનસુર પોતાના તંબુમાં સુસ્ત અને ચિન્તાયુક્ત બેઠેલો હતો, માથું ઝુકાવેલું હતું અને ખુદા જાણે ક્યા પ્રકારના વિચારો તેના દીલમાં ગુજરી રહ્યા હતા, ચહેરાનો રંગ એક આવતો અને એક જતો હતો. તે ચિન્તામાં હતો એટલામાં

ફજી મોઅઝ્ઝને મગરેબની અઝાન પોકારી. મનસુરને લડાઇના મેદાનોથી જે ઇમાની જોશ મળ્યો હતો, તે જોશે તેના એકાએક તે સઘળા વિચારો ઉડાવી દીધા, તે એકાએક વિચાર સ્વપ્નથી ચોંકી પડયો. યાદ આવ્યું કે વઝુ તૈયાર છે, ઉઠીને મસ્જીદની તરફ રવાના થયો. ત્યાં પહોંચ્યો તો તકબીર થઇ રહી હતી. મનસુર પણ નમાઝમાં સામેલ થયો. ખુશ ઇલહાન કારીએ ઇમામત કીધી, અને ખુદાના રૂઆબ અને જલાલની સાથે દીની હીમાયતનો જોશ દરેક આમેદના દીલમાં પેદા કરી દીધો.

મતલબ કે નમાઝથી પરવારી દુઆઓ માંગી, લોકો સુન્નતો પઢવા લાગ્યાં, અને કેટલીકવાર આમ ચાલ્યા પછી લોકો પોતાની મેળે પોતપોતાના તંબુઓમાં રવાના થતા હતા. મનસુર નમાઝથી પરવારી ચાલ્યો, બે ચાર કદમ ગયો હશે, એટલામાં મસ્જીદમાંથી કોઇ બીજો પુરૂષ નીકળ્યો, જેણે દોડીને મનસુરને સલામ કીધી, અને અદબની સાથે કહેવા લાગ્યો “ મારે આપને ખાનગીમાં કંઇક અરજ કરવી છે. ”

મનસુર—ફરમાવો.

પુરૂષ—હું અહીં અરજ નથી કરી શકતો. આપ આ છાવણીમાંથી બહાર તશરીફ લઇ ચાલો તો અરજ કરૂં.

મનસુર આ સાંભળી તેની સુરત જોઇને હેરતમાં પડી પુછવા લાગ્યો, “ આપ કોણ છો ? ”

પુરૂષ—એ આપે ન પુછ્યું હોત તો સારૂં હતું. પરંતુ આપનો શક દુર કરવા માટે હું કહી દઉં છું કે, હું એક મુસલમાન ફકીર છું. મારી જીંદગી ઇબાદત—બંદગીમાં ગુજરે છે, સુલતાની ફોજની સાથેજ

હું હીંદુસ્તાનમાં આવ્યો છું, પરંતુ અહીં એક જોગી સાથે મુલાકાત થઈ, જેના રૂહાની જ્ઞાને મને હેરતમાં નાંખી દીધો છે. મને અચંબો લાગે છે કે, એક હિંદુમાં આટલું જ્ઞાન ભરેલું છે. તેનાથી જે અજાયબીઓ જાહેર થઈ છે, તેને હું કરામત કહું, ચમત્કાર કહું, કે શું કહું ? હાલ ઘડી તો મેં તેની સોબત અખત્યાર કરી લીધી છે. અને પાછા ફરવાનો ઇરાદો નથી. આપને તેજ જોગીએ બોલાવ્યા છે. ખુદા જાણે તે શું કહેશે, જાહેરમાં તો સુલતાનના બારામાં તે કોઇ ભવીષ્યવાણી કહેશે.

મનસુર—નહીં, હું આ વાતો પર યકીન નથી રાખતો એક મુશરિક અમારા બારામાં શું કહી શકે છે ? ગેબનો હાલ ખુદા સિવાય કોઈ નથી જાણતું.

પુરૂપ—તો આપને ચાલવામાં શું વાંધો છે ? હમણાંજ પાછા ચાલ્યા આવશો.

મનસુર—સારૂં, તમારા કહેવાથી ચાલું છું.

આમ કહી મનસુર તેની સાથે રવાના થયો, પોતાની ફોજના તંબુઓ, સીપાઈઓની હીલચાલ, તે જોશ કે જે સુલતાન મહમુદ ગીઝનવીના દીલથી શરૂ થઈને હરેક જીહાદીઓના દીલમાં ઉત્પન્ન થયો હતો, તે જોતો જોતો છાવણીમાંથી બહાર નીકળ્યો.

અંધારૂં થતું ચાલ્યું, તારા નીકળવા લાગ્યા. અને પક્ષીઓ ઝાડો પર પોતાના માળામાં પાછા ફરતાં હતાં. જગત પર ચુપકીદી છવાઇ જવા પહેલાંનો હંગામ શાંત થતો ચાલ્યો, રસ્તો જે નજરે પડતો હતો, તેને પણ અંધકાર પોતાના છેડામાં છુપાવવા લાગ્યો. આવે સમયે સુલતાન મહમુદની ફોજનો બહાદુર સરદાર મનસુર તે મુસલમાન દર-

વેશની સાથે ચાલ્યો જતો હતો. તે ફકીર પહેલાં તો મનસુરને એક વિશાળ હરીયાલા મેદાનમાં લઇ ગયો, જેના છેડા દરેક બાજુ ફેલાયલા હતા અને સાંજનો અંધકાર ધીમા સ્વતંત્રપણાથી અહીં તહીં છુપી શાંતિની અસર ફેલાવતો જતો હતો. આ મેદાનના છેડા પર એક જંગલ હતું. આ બન્ને પંથીઓ મેદાન ચીરી તે જંગલમાં દાખલ થયા. થોડો માગ કાપીને મનસુર પોતાના ભોમીઆ તરફ ફર્યો, અને પુછવા લાગ્યો, " હવે કેટલેક દુર છે ?"

દરવેશ—જેટલું દુર આવ્યા છીએ, તેટલુંજ દુર બીજું હશે, આ જંગલ જમના નદીના કાંઠા સુધી પહોંચેલું છે, તે જોગી નદી કાંઠે એક મઠમાં રહે છે.

મનસુર—જો મને માલુમ હોત કે આટલું દુર છે, તો હું મારા ઘોડા પર સવાર થઇ લેત અને આ પગે ચાલવાની મુસીબત નહિ ઉઠાવત.

દરવેશ—આપનું કામ ફોજકશી અને હુમલા કરવાનું છે, આપે આમ હીમ્મત હારવી ન જોઇએ. જો કોઇ સાંભળે કે તે અફસર જેણે ગીઝનીથી કુચ કરી મથુરા પર હલ્લો કર્યો, તે એ કદમ ચાલવાથી કંટાળી જતો તો શાયદ સુલતાનને માટે શરમની વાત થશે.

મનસુર—સારૂં, ખેર, માફ કરો. પરંતુ હવે પગ જલદી ઉપાડો, ચાલો.

થોડીવારમાં મનસુરે તે જંગલ પસાર કીધું અને જમના નદીને કાંઠે પહોંચ્યા, જ્યાં જમણી બાજુ થોડે અંતરે એક પહોળો ઘાટ બનેલો હતો, જેનાં પગથીઆં પાણીમાં પહોંચ્યા હતાં અને તે પગથીઆની બરાબર ઉંચાણમાં એક નકશીદાર હીંદુ બાંધણીનું પ્રાચીન મંદીર હતું. આ બને જણા તે મંદીરમાં પહોંચે તે પહેલાં થોડા તરૂણ જોગીઓએ આવીને બન્નેને ઘેરી લીધા અને કહેવા લાગ્યા. "અમારા

ગુરૂજી તમારો આ પહેરવેશ નાપસંદ કરે છે, જો તેમની પાસે જવું હોય તો તમારી તલવારને અહીંજ છોડી દો. ”

મનસુર—( ક્રોધે ભરાઈ ) હું તો જરૂર મળીશ, અને મારા આ પહેરવેશથીજ મળીશ.

તે દરવેશ કે જે મનસુરને મળ્યો હતો, તે તેના ચહેરા પર ક્રોધ અને ગુસ્સાનાં ચિન્હો જોઈ સમજાવવા લાગ્યો, “ કંઈ હરકતની વાત નથી, ફકીર લોકો દુનિયાને તજી દેનારા હોય છે, તેમની પાસે જવામાં કોઇ પ્રકારનો ખોફ નથી. આપ આપની તલવાર મને આપી દો, તે લઈને હું અહીંજ બેઠો રહીશ. સંભવિત નથી કે કોઈ બીજો શખ્સ તલવાર લઈ અહીંથી ત્યાં જઈ શકે. આપને જો કે આ હિંદુઓના દેશમાં કાળજી હશે, પરંતુ હું સાચું કહું છું કે ત્યાં જવાનો રસ્તો આ તરફથીજ છે. મારી જાણ પ્રમાણે કોઈ હથીઆરબંધ પુરૂષ ત્યાં નથી જઇ શકતો. આપની તલવાર મને આપી દો અને જોગી સાહેબથી મળી આવો.

મનસુર—હું પોતાના શોખથી અહીં નથી આવ્યો, ફરી શા માટે કોઈના અસુલની પાબંદી કરૂં! ફક્ત તમારે લીધેજ, લો, આ તલવાર તમને આપું છું, ખબરદાર! કોઈ હથીઆરબંધ હીંદુ ત્યાં જવાની ઇચ્છા કરે તો મને ખબર આપવી, હું ત્યાં બેશીસ નહીં, ફક્ત મળીને ચાલ્યો આવીશ.

આટલું કહીને મનસુરે પોતાની તલવાર તે ફકીરના હાથમાં આપી દીધી અને તે જોગીઓની સાથે મંદીર તરફ ચાલ્યો, હજુ થોડેક દુર ગયો હશે, એટલે તે દરવેશ કે જેને તે તલવાર સોંપીને

આવ્યો હતો તે અદ્રષ્ય થઇ ગયો, પરંતુ મનસુરે તે તરફ લક્ષ ન દીધું. જેવો તે મંદીરમાં દાખલ થયો તેવાજ કેટલાક હીંદુઓ તેને વળગી પડયા, તેણે હજારો કોશીશો કરી, કે તેમના હાથથી છુટકારો મેળવે, પરંતુ તે લોકોએ તેને કોઈ રીતે ન છોડયો, સર્વ મળી તેને જકડી લીધો, અને કેદીઓની પેઠે બાંધીને મઠમાં બેસાડી દીધો. મનસુર હેરતમાં પડયો કે, આ લોકો કોણ છે અને તેઓએ મને શા માટે કેદ કર્યો છે! છેવટે તે એક જોગી પ્રત્યે કહેવા લાગ્યો, કેમ! આખર મેં શું ગુનોહ કીધો છે કે જેથી તમે મને આમ દગો દઇને કેદ કરી લીધો?

એક જોગી—તમારા ગુન્હાની પણ તમને ખબર નથી પડી શકતી?

મનસુર—શું મુસલમાન હોવું મારો ગુન્હો છે? કે એ ખ્યાલથી કેદ કરવામાં આવ્યો છું, કે મેં હીંદુ રાજાઓ પર ઘણા મોટા મોટા હુમલા કર્યા છે, અને તેઓને બરબાદ કરી દીધા છે?

જોગી—નહીં, નહીં, અમો લોકોને એ બનાવો સાથે શું સંબંધ. તમોને થોડા દિવસમાં પોતાની મેળેજ જણાઈ આવશે.

મનસુર—મને સતાવવું નકામું છે, તમો લોકો શું જાણો કે, હું કઇ મુસીબતમાં ફસેલો છું! ખુદા જાણે મારી જીંદગી કેવી રીતે ગુજરી રહી છે! હાય! તમે મને ભુલથાપ આપી કેદ કર્યો છે, એ તમારી ભુલ નથી, એ ખુદ મારા કીસ્મતની કસુર છે. મેં એવા એવા લોકો પર જુલમ કર્યો છે. જેમનો જુલમ જમાનો ઉઠાવી રહ્યો છે. આહ! મેં માશુકો પર સીતમ કર્યો છે. આહ મોહેના! મેં તારા પર જુલમ કર્યો હતો. આહ! ઉઝરા! ખુદા જાણે તું મને છોડીને કેમ ચાલી

ગઇ! હાય! મેં તારી શું કસુર કીધી હતી? તારેજ માટે મેં મોહે-નાથી બેવફાઇ કીધી, તું પણ મને દગો દઇને અને મને છોડીને ચાલી ગઈ! આહ! લયલા પણ નથી! જે કદાચ ધીરજ આપતે! તેણે પણ તારેજ સાથ આપ્યો! આટલી માશુકોથી છુટીને હું આ સફર-માં આમ પોતાની જાનથી કંટાળી ગયો હતો, તે પર આ સીતમ! નહીં, (જોગી પ્રત્યે) બહેતર છે કે મને કતલ કરી નાખો, જેથી હું આ અજાબો અને આ રૂહાની બલાઓથી છુટું.

મનસુર અહીં સુધી કહી રડવા લાગ્યો.

જોગી—આપ દીલમાં રંજીદા ન થાઓ, હું ખાત્રી આપું છું કે, આપને કોઈ પ્રકારની તકલીફ નહિ થશે.

મનસુર—એજ ગમ છે, તમે મને કતલ કરી નાખો, હું તેનેજ લાયક છું, સારૂં તે મુસલમાન દરવેશ કયાં છે કે જે મને ફરેબ આપી અહીં લઇ આવ્યો હતો?

જોગી—અમે નથી જાણતા, કે તે કોણ છે? અને અમોને એ પણ નથી ખબર કે તે ક્યાં છે?

મનસુર—એ જુલમીએજ મને ભુલથાપ આપી, તે દગો દઈને મને અહીં લાવ્યો, હવે હું તો તમારા હાથોમાં કેદ છું. જો મને જણાવી દેશો, તો કંઈ હરકત નહિ થશે. આહ! તે કોણ હતો? સંભવિત નથી કે તમે તેને ન જાણતા હોવ?

જોગી—અમે નથી જાણતા, તેમ કાંઈ બતાવી શકતાં નથી.

આટલું કહીને સઘળા જોગીઓએ નવજવાન મનસુરને એક કોટડીમાં પુરીને ઉપર તાળું વાસી દીધું.



## બાબ ૧૨ મો.

### બલામાં સપડાએલાઓ.

સુલતાન મહમુદની ફોજને નવ જુવાન બહાદુર અફસર મનસુર એક અજાણ્યા સ્થળે કેદ થયો, હાલ તો અમે તેને તેની આ લાચારી અને એકાંત સમયમાં બેસીને પોતાની સ્થિતિ પર વિચાર કરવાની તક આપીએ. સુલતાની ફોજમાં દોડધામ થઇ પડી હશે, અને ખુદ ઇસ્લામી દરબારમાં જે દીલગીરી અને ગભરાટ ઉત્પન્ન થયો હશે, તે પ્રત્યે પણ દુર્લક્ષ દાખવીશું. મનસુર તે મઠમાંજ કેદ છે, અને સુલતાન મહમુદ ગીઝનવી જમના કાંઠે હીંદુસ્તાનના પવિત્ર–પુજ્ય શહેર મથુરામાં થોભેલો છે. મથુરાની તારાજીની અસર એમ તો હીંદુસ્તાનના દરેક શહેરો પર થઈ, પરંતુ બે રાજાઓને વધુ ચિન્તા પેઠી. એક તો દીલ્હીનો રાજા કે જે મથુરાનો ધણી હતો. અને જેને ધાર્મિક અપમાન સિવાય રાજ્ય સંબંધે પણ નુકશાન પહોંચ્યું હતું. બીજો અજમેરનો રાજા, જેના દીલને ગઇ વેળા થયેલી હારને લીધે ઘણો મોટા સદમો પહોંચ્યો હતો; અને બ્હીક હતી કે, એમ ન બને કે સુલતાન મહમુદ મથુરાથી પરવારી અજમેરનો ઇરાદો કરે ! તે એક શરીફ રજપુત હતો અને સાચી બહાદુરી તેની રગો અને નસોમાં ખુનની સાથે દોડી રહી હતી. પોતે પહેલ કરી આગળ વધે અને મહમુદની ફોજની સાથે દીલ ખોલીને એક પુરો મુકાબલો કરે એ તેને બીલકુલ ગમતું નહોતું; કારણ કે મહમુદે તેની પ્યારી પુત્રી મોહેનાને ઘણી ઇજ્જત

અને માનની સાથે તેની પાસે મોકલી આપી હતી, અમે તેને પણ તેની એજ ચિન્તામાં પડતો મુકી, રાજ્ય સભામાંથી નીકળી તે મંદીર તરફ વળીએ છીએ, કે જેમાં આપણા મિત્ર કૃષ્ણ મહારાજ જરા ફીકરમંદ બની બેઠા છે.

રાત્રીનો સમય છે, અને અંધકાર ચોતરફ છવાએલો છે. તે વખત છે, કે જે ઘડીમાં શ્રી કૃષ્ણજીએ દુનિયામાં જન્મ લીધો હતો. એટલે કે અર્ધ રાત્રી વીતી ચુકી હતી. અને ચંદ્રમાએ હમણાંજ પ્રકાશ પાડયો છે. મંદિરના સોનેરી કળશપર ચંદ્રના રૂપેરી કિરણો ઝગઝગી રહ્યાં છે, અને શહેર બહાર હોવાને લીધે તે દેખાવો સાફ નજરે પડે છે, જે પહાડો મંદીરની બહારથી શરૂ થાય છે, અને પહાડી પ્રદેશથી ભેટતા કોસો સુધી ચાલ્યા ગયા છે. પશ્ચિમ બાજુએ શહેરની ઇમારતોના ઉંચા કમરા અને શીવાલયોના ઉંચા શીખરો નજરની તેજીનો સાથ દેતાં આકાશના તે વાતાવરણથી મળી ગયાં છે, જ્યાં તારાઓ પોતાની તેજ આંખો ફાડી ફાડી દુનિયાના ચુપકીદી ભરેલા સીનને જોઈ રહ્યાં છે. કોઈ જાનદાર મખલુકનો પતો નથી. પક્ષીઓ જેઓ હંમેશાં સૃષ્ટી સૌંદર્યથી મસ્ત બની કલ્લોલ કરી રહ્યાં હતા તેઓ પર પણ ચુપકીદી છવાઇ ગઇ છે. તેમની હસ્તીની સાબીતીનાં કોઇ પ્રકારનાં ચિન્હો પણ નથી જણાતાં. કૃષ્ણ મહારાજની કોટડીનો દરવાજો ખુલ્લો છે, સાધારણ તેજ દીવો બળી રહ્યો છે, જે ઘણી વાર થયાં બળવાને લીધે ટમટમી રહ્યો છે, અને દીવામાંનું તેલ વધુ નીચે હોવાને લીધે વાટ બળીને કિનારા પર સુસ્ત થઇને રહી ગઈ છે, જેને લીધે કોટડીમાં થોડો અંધકાર ફેલાયો છે. ખુદ કૃષ્ણ મહારાજ પોતાની જગ્યા પર બેઠા બેઠા એક અરબ્બી કિતાબ વાંચી વાંચી તેની મતલબ સંભાળાવી રહ્યા છે અને હુરવશ ચંદ્ર સમાન મોહેના જેણે આજે ઉસ્તા-

દના દીલચસ્પ પાઠમાં નિર્મગ્ન થઇ રાત વધુ વીતી જવાના ખ્યાલને ભુલાવી દીધો હતો, તે ઉસ્તાદની વાતો સંપુર્ણ વિશ્વાસની સાથે સાંભળી રહી છે. અને મોહેનાના ગુરૂભાઈ એટલે કૃષ્ણ મહારાજના બન્ને જાણભેદુ ચેલાઓ પણ ઘણી આતુરતાથી ગુરૂનો ઉપદેશ સાંભળી રહ્યા છે. અચાનક રાજાની દેવડીમાંથી નરસંગાનો સુર સંભળાયો, જે હંમેશાં અર્ધ રાત્રીને સમયે જાહેર લોકોની જાણ માટે વગાડવામાં આવતો હતો, જે સાંભળતાંજ મોહેનાં ચોંકી પડી અને ગભરાઇને કહેવા લાગી, "મહારાજ! આજ મને ઘણીવાર લાગી, હવે હું જાઉં છું."

મહારાજ—એ તો બની નથી શકતું, કે તું ન જાય. પરંતુ હા, એ બની શકે છે કે મારા બન્ને ચેલાઓ તને પહોંચાડી આવે.

મોહેના—હા, મહારાજ! હું આજે તેમને સાથે લઈ જઇશ, જો કે તેમને તકલીફ તો થશે, પરંતુ આટલી મોડી રાત્રે હું એકલી નહીં જાઉં.

એટલામાં બહારં કંઇક પ્રકાશ જણાયો, બન્ને ચેલાઓએ ગુરૂની કોટડીમાંથી નીકળીને જોયું, હજી તો જોતાજ હતા, કે કંઇક ઘોંઘાટનો અવાજ કાને પડયો, સર્વે ફીકરમંદ બની ગયા, મોહેના ગભરાઇને કહેવા લાગી, " નથી ખબર આ લોકો અત્યારે અહીં શા માટે આવ્યા છે!"

કૃષ્ણ મહારાજ—શાયદ સ્ત્રીઓ પુજા કરવા આવી હશે.

એક ચેલો—મહારાજ! અવાજ તો પુરૂષનો છે.

કૃષ્ણ મહારાજ—હા, રાત ઘણી વીતી ગઈ છે, રક્ષણ માટે

થોડા પુરૂષો પણ આવ્યા હશે. બેટી મોહેના! સામેથી જરા આ તરફ આવી જા.

આટલું કહ્યું હતું એટલામાં કેટલાક માણસો આવી દરવાજો જોરથી ખડખડાવી કહ્યું, "દરવાજો ખોલો!"

કૃષ્ણ મહારાજ—(એક ચેલાને) બચ્ચા! તમે જઇને દરવાજો ખોલો, હું હમણાં આવું છું.

ચેલો ઉઠીને ગયો અને દરવાજો ખોલ્યો. ખુલતાંજ ઘણા માણસો હથીઆરબંધ અંદર ઘુસી આવ્યાં. સઘળાઓએ અંદર આવતાંજ પહેલાં તો શીવાલયની સામે નમી નમીને મૂર્ત્તિને સલામ કરી ત્યાર પછી સર્વે લોકો પૂછવા લાગ્યા, "કૃષ્ણ મહારાજ ક્યાં છે?"

ચેલો—હું બોલાવી લાવું છું.

એટલું કહી તે જવા માટે વળ્યો કે કોઇએ ધમકાવીને કહ્યું, "જલદી બતાવો! તે ક્યાં છે? તેમની અહીં આવવાની જરૂર નથી, બતાવો કે તે ક્યા કમરામાં છે?"

ચેલો કાંપતો કાંપતો કંઇક વિચાર કરતોજ રહી ગયો, એટલામાં તેઓમાંથી એકે આગળ વધીને કહ્યું, "અમે જાણીએ છીએ, કોઇએ બતાવવાની જરૂર નથી." તે કૃષ્ણ મહારાજના કમરા તરફ ચાલ્યો, સઘળા લોકો પણ તેની પાછળ ગયા. તેઓની સાથે કેટલીક મસાલો પણ હતી, અને તેઓ સઘળા હથીઆરબંધ હતા. જેમાં એક તરૂણ પુરૂષ પોતાના પહેરવેશથી સાફ જણાવી રહ્યો હતો કે, તે પોતે એક નામીચો સરદાર છે. સઘળા ટોળું વળી કૃષ્ણ મહારાજના કમરામાં ઘુસી ગયા. બીજો ચેલો કે જે ગુરૂની પાસે બેઠો હતો. તે બદહવાસ

બની ઉઠી ઉભો થયો અને ઉસ્તાદ તરફ બ્હીક તથા નિરાશાની નજરે જોવા લાગ્યો. પ્યારી ઝાહેદ ફરેબ મોહેના, આહ! એ ન પુછો કે તેના શું હાલ થયા! તેણે સાડી વડે પોતાનું મ્હોંઢું છુપાવી લીધું. સઘળા લોકોએ કૃષ્ણ મહારાજને પકડી જબરદસ્તીથી બહાર કાઢયા. તેઓ- માંના એકે બીજાને કહ્યું, "અહીં બાજુ કોણ છે? જે કોઈ હોય, તેને પણ બહાર લાવો!" પહેલાં લોકો તે ચેલાને લઈ ચાલ્યા, કે જે બદહવાસ ઉભો હતો.

ત્યાર પછી આમતેમ જોયું, તો કોઈ સ્ત્રી ખુણામાં લપાયેલી નજરે પડી, કેટલાક માણસોએ બુમ પાડી કહ્યું, "અહા અહીં કોઈ સ્ત્રી પણ છે."

આ અવાજ કાને પડતાંજ કેટલાક પુરૂષોએ છલાંગ મારી તે સ્ત્રીને ઘસડતા ઘસડતા બહાર લાવ્યા. અને તેને ધમકાવવા લાગ્યા. સ્ત્રી જ્યારે બહાર આવી, ત્યારે ઝુકી પડી જેથી તેની સુરત કોઈ ન જુએ. પરંતુ તેઓનો સરદાર આગળ વધ્યો, મશાલો નજીક લાવવામાં આવી અને કોઈ સીપાઇએ તે સ્ત્રીનું માથું ઉંચક્યું. તેણે ઓઢણીના છેડાથી પોતાનું મોઢું છુપાવેલું હતું. બીજા સીપાઇએ પોતાના હાથથી તેનું મોઢું ખોલ્યું, મોઢું ખુલતાં જ સૌંદર્યનો પ્રકાશ ચળકયો, જેની સાથે શાહી રૂઆબનાં કિરણો પણ હતાં. સઘળા લોકો કંપતા કંપતા પાછળ હઠી ગયા, અને કોઇએ દબેલા બ્હી ગયેલા સાદે કહ્યું, "અરે! આતો આપણી રાજકુંવરી મોહેના છે!" આ ફકરાએ કંઇક એવી અસર કીધી કે ચોતરફ ચુપકીદી છવાઈ ગઇ. સઘળાઓને પસ્તાવો થયો અને બ્હીકથી શીર ઝુકાવી લીધાં, પરંતુ સરદારે આગળ વધીને કહ્યું, "શાહજાદી સાહેબ! હું આપને અહીં ક્યાં જોઉં છું?"

મોહેના—ઝાલીમ જેરામ! તેં મારો કેડો ન છોડયો? બેશક, મને તારી એવીજ બ્હીક હતી!

જેરામ—શાહજાદી સાહેબ! મને માફ કરો. હું બીલકુલ નહોતો જાણતો કે, આપ અહીં પધારેલા હશો. શું આપે નથી સાંભળ્યું કે, આ બ્રાહ્મણ નથી પણ તુર્ક છે, આપણા મંદિરને અપવિત્ર કરવા માટે તે રૂપ બદલી અહીં અજમેર આવ્યો છે.

મોહેના—નહિ મને ભરૂંસો નથી. બેશક તું મને ઝલીલ કરવા માટે અહીં આવ્યો છે.

જેરામ—હું સોગંદ ખાઉં છું કે, આપની મને બીલકુલ ખબર નહોતી. હું આ વખતે મહારાજા સાહેબના હુકમથી અહીં આવ્યો છું. તેમનો હુકમ છે કે, આ દગાબાજને હમણાં કેદ કરીને તેમની સેવામાં લઈ જાઉં.

આટલું કહી જેરામ આગળ વધી, મોહેનાના કાનમાં નમીને કહેવા લાગ્યો, "શાહજાદી સાહેબ! કોઇને ખબર પણ નહીં પડે, આપ છાનામાના પોતાના મહેલમાં પધારો. હું ત્યાં આપની કંઈ વાત પણ નહીં કરીશ."

મોહેના—જેરામ એ નથી થઈ શકતું. કૃષ્ણ મહારાજ મારા ઉસ્તાદ છે. તેમને હું આ અપમાનની સાથે નહિ લઈ જવા દઉં.

મોહેનાની જબાનથી આ અવાજ સાંભળી જેરામ સન્નાટામાં આવી ગયો અને વિચારવા લાગ્યો કે, "શાહજાદી મોહેનાને કૃષ્ણ મહારાજ સાથે શું હમદર્દી છે?" એ વિચાર પોતાની મેળે તેના દીલમાં આવ્યો જેણે તેને પરેશાન કરી દીધો. તે એકાએક ચોંકી

ઉઠયો અને મોહેનાની સુરત ટીકી ટીકીને જોઈ રહ્યો. શું ત્યારે તેને મોહેનાની સાથે હમદર્દી હતી! અથવા હવે તે એક દુસ્મનની નજરે જોવા લાગ્યો. (દીલમાં) "બેશક! હા, કંઈ શક નથી." મોહેના પોતાના ધર્મ અને પોતાના દીનની દુસ્મન બની ગઇ છે. આ બ્રાહ્મણ જરૂર મુસલમાન છે તેની મારફત તે મુસલમાનો સુધી સલામ–સંદેશા પહોંચાડતી હશે." આ વિચારો જેમ જેમ જેરામના દીલમાં ગુજરતા જતા હતા, તેમ તેમ તેનાં ભવાં ઉંચે ચડતાં જતાં હતાં, છેવટે તેનાથી ન રહી શકાયું, તેણે મોહેનાની દીલફરેબ સુરત અને વીખરાએલી જુલ્ફો જોઇને એક આહ ખેંચી. ફરી કરૂણ સ્વરે કહેવા લાગ્યો, "સાંભળો, શાહજાદી સાહેબ! આપને યાદ છે કે આપના ધણાએ ભેદો મારા દીલમાં છુપેલા છે અને જે તકની તપાસ માટે હું આવ્યો છું તેની પણ હવે પુરતી સાબીતી મળી ચુકી."

મોહેનાએ આ ફકરો સાંભળતાંજ દુસ્મની અને ગુસ્સાની નજરે જેરામ તરફ જોઈને કહ્યું, " તું મારા ધર્મ પર તોહમત લગાવીશ? હું ફક્ત એજ ખ્યાલથી તને દરગુજર કરૂં છું કે, તું મારો મિત્ર હતો. નહિતો ઘણી સહેલાઈથી તને સજા મળી શકતી હતી. તે ભેદ તારા દીલમાંથી ઉપર ચઢી ગળા સુધી પહોંચવા નહીં પામે, તે પહેલાં મોતનો ફંદો તારૂં કામ તમામ કરશે. "

જેરામ—શાહજાદી સાહેબ! હવે જરૂરત છે, કે રાજકીય જરૂરતમાં સઘળા ભેદો મહારાજા સાહેબને જાહેર કરી દઉં.

મોહેના—તારો એ ઇરાદો છે? કંઈ પરવા નહીં. જા, મહારાજા સાહેબને કહી દે.

ત્યાર બાદ મોહેનાએ માથું ઝુકાવી લીધું અને નિરાશાની સાથે

કંઈક વીચારવા લાગી, એટલામાં લોકો કૃષ્ણ મહારાજ અને તેનાં બે ચેલાને બાંધી લઇ ચાલ્યા. મોહેનાએ પોતાના ઉસ્તાદને આમ અપમાન સાથે જતા જોઈ જેરામને કહ્યું, "સારૂં ! લઇ જા. બ્રાહ્મણની હત્યા તારાપર ઘણી જલદી પડશે."

જેરામે થોડા માણસોને કહી દીધું, "તમે અહીંજ થોભો." શાહજાદી મોહેના જ્યારે અહીંથી જાય ત્યારે તેની સાથે જવું અને તેને મહેલ સુધી ઘણી અદબની સાથે પહોંચાડી આવવું." આટલું કહી જેરામ પણ ઠાકોરદ્વારામાંથી નીકળી ચાલ્યો ગયો. મોહેના કેટલીકવાર તો કંઈક વિચાર કરતી રહી, છેવટે થાકીને પોતાની સાડી સંભાળીને ઓઢી મહેલ તરફ રવાના થઇ. ફોજી લોકો કે જેઓ થોભ્યા હતા, તેઓ પણ તેની સાથે ચાલ્યા કે ઘર સુધી પહોંચાડી આવે, મોહેના તો નિરાશાના વિચારો સાથે વાતો કરતી કરતી આ તરફ ગઈ, અને બીજી તરફ જેરામ કૃષ્ણ મહારાજ અને તેમના શિષ્યોને લઇ પોતાને ઘેર ગયો. ત્યાં જઇ તેણે ફોજી માણસોને કહ્યું, "અત્યારે તો વખત નથી, કાલે આ લોકોને મહારાજા સાહેબની સામે રજુ કરવામાં આવશે. રાત્રે એમને સંભાળપૂર્વક રાખો, સવારે જ્યારે હું હુકમ આપું કે તુરતજ મારી સાથે લઇ ચાલજો."

જેરામ તો આ વ્યવસ્થા કરીને પોતાની ખ્વાબગાહમાં ગયો, તેના દીલમાં મોહેનાની તરફથી જુદા જુદા પ્રકારના વિચારો હતા. કદી કહેતો હતો કે, "મોહેનાની અદાવત તને ઘણોએ સદમો પહોંચાડશે." અને કદી કહેતો હતો કે "મોહેના મને કંઇ નથી કરી શકતી." આ વિચાર માળામાં તેને પોતાનો જુનો પ્રેમ યાદ આવ્યો એક ઠંડો નિશ્વાસ નાખી તે કહેવા લાગ્યો, "આહ ! મોહેના કેટલી

સુંદર, કેટલી ખુબસુરત, કેટલી પ્યારી છે! અફસોસ! મારે માટે તે જુલમી બની ગઇ, નહીં તો હું તેને પોતાની પત્નિ નહીં બનાવત, બલ્કે દેવી સમજી તેની પુજા કરત. આહ! તેણે મારી મોહોબ્બતની જરાપણ કદર ન કરી.” એજ વિચારોમાં તેની આંખ લાગી ગઇ. સવારે ઉઠીને જેરામે પોતાની હીંદુ રીત પ્રમાણે સ્નાન કર્યું, ત્યાર પછી તુરત દરબારી લીબાસ પહેરી પોતાના તાબાના એક સરદારને હુકમ આપ્યો. “ કૃષ્ણ મહારાજ અને તેના સાથી કેદીઓને લાવી હાજર કરો.” તે સરદાર ગયો, અને થોડીવારમાં બીજા થોડા રજપુતોની સાથે પાછો આવ્યો. પરંતુ તેમની સુરત જોતાં તેમના ચહેરાપર હવાઈયો ઉડી રહી હતી, અને શરમીંદગીથી શીર ઝુકાવેલાં હતાં.

જેરામ—કેમ, તે કેદીઓને નહીં લાવ્યા?

સરદાર—હજુર! મોટો ગજબ થઈ ગયો!

જેરામ—ગજબ! શું થયો?

સરદાર—તે બ્રાહ્મણ તથા તેના બન્ને ચેલાઓ રાત્રે અમારી કેદમાંથી એકાએક અલોપ થઈ ગયા!

જેરામ—(ક્રોધે ભરાઇ) અલોપ! તમે લોકોએ તેઓની કેવી ચોકી કીધી, જે અલોપ થઇ ગયા?

સરદાર—હજુર! રાત્રે આવતાંજ અમોએ તેઓને જંજીરોમાં બાંધીને કેદ કર્યા, પરંતુ ભોગજોગે પહેરાવાળાઓની આંખ પાછલી રાત્રે લાગી ગઇ, અને સવારમાં તેઓ જ્યારે જાગ્યા, તો ત્રણે કેદી અલોપ થયા હતા. કંઈ સમજમાં નથી આવતું કે, તેઓ કેવી રીતે ચાલ્યા ગયા અને ક્યાં અલોપ થઇ ગયા!

જેરામ—તમારી આવી ગફલતોને લીધેજ તુર્ક લોકો તમારાપર ફતેહમંદ થયા અને થતા જાય છે. બેશક, તે શખ્સમાં કોઈ ફરેબની વાત છે. જાઓ ! અને જ્યાંથી મળે ત્યાંથી શોધી લાવો.

આટલું કહી જેરામ ચુપ રહ્યો, અને વિચારવા લાગ્યો. તેના દીલમાં ખ્યાલ આવ્યો કે, "આમાં મોહેનાની કારરવાઇ તો નથીને ? પણ મોહેના તો અર્ધી રાત્રે પોતાને ઘેર ગઇ છે, આટલી જલદી તે કારરવાઇ કરી શકતે ?" પરંતુ ફરી પણ તેનો સંદેહ મોહેનાપર જ રહ્યો. આ બાબતને તેણે જાહેરતો નહીં કરી, પરંતુ વિચારવા લાગ્યો કે, "આ કારરવાઇઓને હવે મહારાજા સાહેબપર કોઇ રીતે જાહેર કરવી જોઇએ, નહીં તો બ્હીક છે કે મોહેના રાજા સાહેબને દગો દે, આવા પ્રકારની અદના તૈયારીઓથી સંભવિત છે કે, સલતનત હાથથી જાતી રહે, અને અમારૂં રાજ તબાહ અને બરબાદ થાય. મારા વિચાર પ્રમાણે મોહેના મુસલમાનોના ફરેબમાં આવી ગઇ છે, ભલે હજાર દરજ્જે લાયક હોય, ફરી પણ તે એક ભોળી છોકરી છે, જો મુસલમાનોનું જાદુ તેનાપર ચાલ્યું, તો મહારાજા સાહેબને ખબર નહિ પડશે, બલ્કે ખુદ મોહેનાને પણ માલુમ નહીં પડે અને અજમેરપર મુસલમાનોનો કબજો થઇ જશે."

તે એજ વિચારોમાં હતો, જેરામના દીલપર આ વિચારોએ કંઇક એવી અસર કીધી કે, સ્વદેશ પ્રેમ અને ધાર્મિક જોશ મોહેનાના પ્રથમના ઇશ્કપર ગાલેબ થયો, કે જેના સૂર્યનાં થોડાં કિરણો હજીસુધી તેના દીલમાં કંઇક ગરમી પેદા કરતાં રહેતાં હતાં. છેવટે તે ઉઠયો, અને મહારાજાના દરબારમાં ગયો. અને માથું ઝુકાવી ખામોશ ઉભો રહી ગયો.

મહારાજા—જેરામ ! તું તે બ્રાહ્મણને લઇ આવ્યો ?

જેરામ—હજુર ! હું તેને રાત્રેજ કેદ કરીને લાવ્યો, અને મારા મકાનમાં રાખ્યો, પરંતુ ખુદા જાણે સવાર પડતાં પહેલાંજ કેવી રીતે તે મારા મકાનમાંથી અલોપ થઈ ગયો.

મહારાજા—( હેરત થઈ ) અલોપ થઇ ગયો ? કેવી રીતે અલોપ થઇ ગયો ? શું સારી રીતે દેખરેખ નહીં રાખવામાં આવી ?

જેરામ—દેખરેખ માટે તો દશબાર જવાન મુકરર હતા, પરંતુ તે સઘળાની આંખ લાગી ગઈ, પોતાની કસુરની ક્ષમા ઇચ્છે છે.

મહારાજા—જેરામ ! મને તારી તરફનો સંદેહ નથી થઇ શકતો, પરંતુ આઇંદાને માટે નસીહત કરૂં છું કે, મુસલમાન લોકો આફત છે. જો તારા સીપાઇઓથી આવી ગફલતો થશે, તો તે લોકોને આપણા પર જીતવાની ઘણી સારી તક મલી જશે. સારૂં, તેઓને શોધવાનો કંઇ બંદોબસ્ત કર્યો છે ?

જેરામ—મહારાજાશ્રી ! મારાથી બનતી કોશીશ તો મેં કરી, અને હજુ કરી રહ્યો છું.

મહારાજા—જેરામ ! તને કંઈ ખબર છે કે હવે મહેમુદ ક્યાં છે ? સાંભળવામાં આવ્યું છે કે તેણે મથુરાજીને લુંટી લીધું અને મંદિરોને વેરાન કરી દીધાં.

જેરામ—હજુર ! મેં પણ એમ સાંભળ્યું છે, બલ્કે મને એક માર્ગે ખબર મલ્યા છે, કે સુલતાનનો ઇરાદો અહીં આવવાનો છે.

મહારાજા—( પરેશાન થઇને ) શું તેં માતબર માર્ગે સાંભળ્યું છે?

ત્યાર બાદ રાજાની પરેશાની ગુસ્સા રૂપે બદલી જાય છે, આંખોથી ચીલગારીઓ ઉડવા લાગે છે, અને સઘળા દરબારીઓ તરફ ફરીને કહે છે, " મારા બહાદુરો ! શું મહમુદે તમોને બોદા સમજીલીધા છે ? અને તમારો મુકાબલો કરવાનો ઇરાદો કરે છે, એ સાચું છે ?

સઘળા દરબારીઓ—મહારાજ! મહેમુદ શું કરી શકે છે! તેને આવવા દો, અમે સઘળા તુર્કોને કાપી ફેંકી દેશું. તે એક જુદી વાત હતી, કે અમે સીંધમાં ચઢાઈ લઇ ગયા હતા, અને સીપાઇઓ આટલી લાંબી મુસાફરીમાં થાકી ગયા હતા. જો તે અહીં આવશે તો અસંભવિત છે કે, તે અમારા હાથમાંથી સહીસલામત નીકળી જાય.

જેરામ—જો કે તે વખતે હું કેદ થઈ પડયો હતો, પરંતુ જો અજમેરની પહાડીઓ હેઠળ લડાઈ થઈ, તો હું પોતાના ક્ષત્રી ખુનના કસમ ખાઇને કહું છું કે, જ્યાં સુધી એક રજપુત પણ જીવતો બાકી છે, ત્યાં સુધી તેને અમારા શહેરમાં કોઈ મકાનની સુરત જોવા પણ નસીબ નહીં થાય.

રાજા—પરંતુ મને આશા નથી કે મહમુદ મારા મુકાબલાનો ઇરાદો કરે. એટલા માટે કે સુલતાન મારો મિત્ર છે, તેણે મારી પુત્રી મોહિનાને ઘણા માનની સાથે પાક સાફ મારી પાસે મોકલી આપી. પરંતુ જેરામ! હું તને હુકમ આપું છું કે હવે વધુ હુશિયારીથી કામ લે. આ બ્રાહ્મણના અલોપ થઈ જવાથી મને અંદેશો થઈ ગયો કે, એ મુસલમાનોનો કોઇ જાસુસ ન હોય? તાજુબની વાત છે કે આટલા સખ્ત પહેરામાંથી તે કેવી રીતે નીકળી ગયો. અજમેરની પાસે એવું કોણ છે કે જે તેને નસાડી જવાનો ઇરાદો કરે! સારૂં, તમે જાઓ, અને હુશિયારીથી શહેરનું રક્ષણ કરો.

જેરામને મોહિનાની શીકાયત કરવાની હીમ્મત ન થઈ, મનમાં ને મનમાં વિચારતો રહી ગયો અને રાજા ઉઠીને ચાલ્યો ગયો, લોકો પોતપોતાને ઘેર જવા રવાના થયા.



# બાબ ૧૩ મો.

## લગ્નની છેડછાડ

અજમેર બહાર એક પહાડી છે, જ્યાંથી કોસો સુધી દુર હરીયાલું મેદાન આવેલું છે, કુદરતી માળીએ જુદા જુદા પ્રકારનાં ઝાડો વાવી દીધાં છે, જેની લીલી સુંદરતા આંખોને ઠંડક આપે છે, એ સિવાય માનસિક તંદુરસ્તીપર અજબ ચમત્કારિક અસર ઉત્પન્ન કરેછે. ફુલોના અવનવા નજર ફરેબ રંગ અને હવાનું સ્વતંત્રાથી ફુંકાવું, એ એવી ચીજો છે કે જે શાયદ તે સ્થળ સિવાય બીજે કોઈ સ્થળે નજરે પડશે.

આ સ્થળે એક ઘણો સુંદર મહેલ બનેલો છે, જેની ચોતરફ આ સઘળી કુદરતી હરીયાલી એક ઉત્તમ પ્રકારના સુંદર બગીચાનું કામ આપી રહી છે, તે અજમેરના મહારાજાનો મહેલ છે. અને જે ખાસ મહેલ છે જેમાં રાજ સભા ભરાય છે, અને ન્યાય ચાહનારાઓને ન્યાય મળે છે, તે તો ખાસ શહેરમાં આવેલો છે, એ સિવાય બીજા પણ કેટલાક મહેલો છે, કે જેમાં રાજ કુટુંબીઓ રહે છે. પરંતુ આ મહેલ આ મેદાનમાં રાજાની ખાસ રાણી કંવલાને માટે બનાવવામાં આવ્યો છે, જે રાજાની ખાસ મલેકા છે, અને જેની અસર ખુદ રાજ્યપર અથવા ખુદ રાજાથી વધુ નહીં તો બરાબરજ છે, પરંતુ આ રાણીના મીજાજમાં કુદરતે કંઇક એવી સાદાઇ અને શાંતતા ઉત્પન્ન કરી આપી

છે કે, તેને વજીરો કે દરબારીઓ પર હુકુમત ચલાવવાનો શોખ નથી તેમ શહેરની અંદર વધુ રહેવું પસંદ કરતી નથી. આ રાણીના રહેવા માટે આ મહેલ બાંધવામાં આવ્યો હતો, અને અત્યાર સુધી તે તેમાંજ રહે છે. ત્યાં રાજા અવારનવાર આવ્યા કરે છે, પરંતુ મંગળવારનો દહાડો મુકરર કરેલો છે, તે દીવસે રાજા શહેરમાંથી નીકળી અહીં આવે છે અને આખો દહાડો આ મહેલમાં ગાળે છે. એજ રાણી શાહજાદી મોહેનાની માતા છે, અને તેનીજ કૃપાથી આવી સુંદર નાજની, આવી વિદ્વાન, કાબેલ, અને આવી શુરવીર પુત્રી ઉત્પન્ન થઇ છે, રાણી પોતાની શાંત પ્રકૃતિ પ્રમાણે શહેરથી થોડે અંતરે રહે છે, અને આ આલીશાન મહેલને દીપાવે છે.

મોહેના પોતાની માતા પાસે રહેતી નહોતી, તેનું કારણ શાયદ એ હશે કે, તેને દરેક પ્રકારની કેળવણી પામવાની જરૂરત હોવાથી તેને પોતાની જીંદગી શહેરમાંજ ગુજારવી પડતી હતી, જ્યાં દરેક પ્રકારના પંડિતો અને દરેક હુન્નરના ઉસ્તાદો મોજુદ હતા. મોહેના આજે પોતાની માતા કંવલાને મળવા માટે આ ખુશનુમા મહેલમાં આવી છે, રાણી હજી કંઇ કામને લીધે મહેલની નીચે છે, પરંતુ મોહેના ઉંચા બુરજમાં બેઠેલી છે. અને ખુદાની કુદરતનો તમાશો જોઈ રહી છે. સૃષ્ટિ સૌંદર્ય, વિશાળ મેદાનની સામે દુર દુર પહાડીઓ પરની ખુશનુમા ચોટીઓ, પશુઓનું સ્વતંત્રતાથી ફરવું, અને પક્ષીઓનું જુદી જુદી લીલી લીલી ડાળીઓપર બેસીને ટહુકવું, એ સર્વે એવા દેખાવો છે, કે જેઓએ મોહેનાને ભાન ભુલી બનાવી દીધી. મોહેના ઘણીવાર સુધી આ સૌંદર્યને જોતી બેસી રહી હતી, કાયદો છે કે આવાસીનો દીલમાં કંઇક બેચેનીની અસર ઉત્પન્ન કરી દે છે. અને દીલના સઘળા જોશો એકાએક ઉભરાઈ આવે છે. મોહેના પોતાના દીલના તે સઘળા

વિચારો. કે જેઓએ તેને એક સમયે બેતાલ બનાવી દીધી હતી અને જે હવે કેટલેક દરજ્જે શાંત થયા હતા, તે ફરીને તાજા થયા. ઇશ્કના તીરનાં જે જખ્મો તેના સીનાપર પડ્યાં હતા, તે તુરત લીલાં થયાં. તે કાંતો બેઠી બેઠી તમાશો જોઈ રહી હતી, અને કાંતો નિસાસા નાખવા લાગી હતી. તેણે પોતાના શાએરાના ઉમંગોથી કામ લીધું, અને સ્વતંત્ર સૃષ્ટિ કે જે વિશાળ દેખાવમાં ફેલાએલી હતી, તે પ્રત્યે કહેવા લાગી, "ઓ પક્ષીઓ! ઓ પશુઓ! તમે કેવી સારી સ્થિતિમાં છો! આહ! તમારી આ સ્વતંત્રતાપર મને અદેખાઇ ઉપજે છે, કોયલ! બુલબુલ! તું પણ પોતે બેચેન થાય છે, અને મને પણ બેચેન કરી દે છે. આ ફુલ! આહ! આહ! ખીલતાં જાય છે, પણ અફસોસ! મારૂં દીલ મુઝેલું છે. આહ! શું કહું! કે આ બ્હાર જોઇને દીલમાં શું શું તરંગો આવે છે. નહીં, કદી પણ નહીં, મ્હોંથી બહાર નહી કાઢું. અફસોસ! હું કેવી થતી જાઉં છું! મને શું થઈ ગયું?"

મોહેના એજ વાતોમાં હતી, એટલામાં તેની માતા પણ આવી ગઇ. માતાએ પુત્રીની પ્યારી સુરતને મોહોબ્બતની નજરે જોઇ, અને કહેવા લાગી, "પ્યારી મોહેના! તું અત્યારે પરેશાન કેમ છો?"

મોહેના—નહીં, માતા! હું પરેશાન નથી. આ સામે જણાતી બહાર અને તેમાં પક્ષીઓને ઉડતાં અને કલ્લોલ કરતાં જોઇને તેઓની સ્વતંત્રતા પર મને અદેખાઈ આવી.

કંવલા—મોહેના! તું તો સ્વતંત્ર છે, તને કોણ કોઇ કામથી રોકે છે, ત્યાં શહેરમાં તું આપ મુખત્યારીની સાથે રહે છે, તારા મામલાઓમાં કોઇ દખલ નથી આપતું.

મોહેના—નહીં, તો હું કંઈ શીકાયત થોડીજ કરૂં છું, હું તો એ

કહું છું કે,' આ જનાવરો કેવા સ્વતંત્રતા અને બે ફીકરાઇથી સહેલ કરતાં ફરે છે. ઇનસાન હજાર ભલે હોય, તે તેમની સ્વતંત્ર રીતે રહેવાને નથી પહોંચી શકતો.

કંવલા—હા, હા, બેશક, મોહેના! તારૂં દીલ ગભરાતું હશે, અમારીજ ભુલ છે. આજ મંગલવાર છે, મહારાજા આવતા હશે, હું આજેજ તેમને કહીશ, કે હવે જેમ બને તેમ મારી મોહેનાનાં જલદી લગ્ન કરી દો. ફક્ત તારા લખવા વાંચવાના શોખને લીધે અમોએ આપણી રીત વિરૂદ્ધ વર્તી તારાં લગ્ન નહીં કર્યાં. (આ સાંભળી મોહેનાએ શરમીંદગીથી માથું ઝુકાવી લીધું ) હા, હા, હું સમજી ગઇ, તું પણ એજ ઇચ્છે છે.

એટલામાં વાજીંત્રોના અવાજો આવ્યા, જેથી જણાયું કે મહારાજા સાહેબ પધારે છે, રાણી કંવલાએ ઉઠીને રાજાની સામે જઇ તેમનો સત્કાર કર્યો, જતી વખતે તેણે પોતાની પુત્રીને કહ્યું, "મોહેના! ચાલ, તું પણ તારા પિતાની પાસે આવી બેસ. દુનિયામાં તેમને તારાથી વધુ મોહોબ્બત કોઇની સાથે નથી, તારી સુરત જોઇને તેઓ ખુશ થઇ જાય છે."

મોહેના—સારૂં, માતા! હું આવું છું.

આટલું કહી તે ઉઠી ઉભી થઇ, અને માતા તથા પુત્રી બન્ને મેડી પરથી નીચે ઉતરવા લાગી. તે કમરો કે જેમાં રાજા આવી બેસતો હતો, તે પ્રાચીન ઢબ પર ઘણી ઉમદા રીતે શણગારવામાં આવ્યો હતો, દીવાલો પર ઠેક ઠેકાણે દેવતાઓની પવિત્ર મનહરણ છબીઓ ટાંગેલી હતી, જેની મોહકતામાં મધ્ય હિંદના કુશળ કારિગરોએ પોતાની કારીગરીના જોહરની સાથે પોતાનો ધાર્મિક જોશ પણ દેખા-

ડયો હતો. રામચંદ્રજી અને સીતાજીની છબીઓ એક તરફ રાણીને વફાદારી અને રાજાને સીધી ચાલ ચાલવાનો પાઠ શીખવતા હતા. ત્યારે બીજી તરફ શ્રી કૃષ્ણ અને રાધીકાજીનો જલ્વો બન્નેના દીલમાં દરક અને મોહોબ્બતને તરક્કી આપતો હતો, ખાસ કરીને તે સમયે કે જ્યારે તે છબીઓ પર માનની નજરો પડતી, અને રોજ સવારે ઉઠીને ધાર્મિક રીતિએ તેની પાસે માથું ઝુકાવવામાં આવતું હતું. સામે સહનમાં ન્હાનું સરખું શિવાલય હતું, જેમાં મહાદેવજીની મૂર્તિ રાખવામાં આવી હતી, જેની પુજા મારફતે કોઇ દરદના આવવાને હસ્તીમો રૂઆબ દીલોમાં ઉત્પન્ન કરી લેવામાં આવતો હતો. એ સિવાય કમરામાં તેજ સઘળું પુર્વ દેશનું પ્રાચીન ફરનીચર હતું, જે હવે ગમે તેટલું અણગમતું જણાતું હોય, પરંતુ તે સાદાઇના જમાનામાં ઘણું યોગ્ય હતું, મહારાણી કંવલા, અને રાજકુંવરી મોહેના બન્ને વાટ જોઇ ઉભા હતાં, એટલામાં મહારાજા સાહેબ આવ્યા, રાણીએ પતિ વૃતાનો કાયદો દેખાડયો, અને શાહજાદીએ સઆદત મંદીની અદાઓ જાહેર કરી. પોતે રાજાને બેસાડયો, અને સામે અદબથી બેઠી. હંમેશના રિવાજ પ્રમાણે કુશળતાના સમાચાર પુછીને રાજા પોતાની પુત્રી તરફ ફરીને કહેવા લાગ્યો, “મોહેના! તું અહીં કયારે આવી?”

મોહેના—મહારાજ! મને આવવાને હમણાં થોડી વાર થઇ.

રાણી—આપ કંઇ ખબર નથી લેતા, અને મારી મોહેના ગભરાયા કરે છે.

રાજા—ગભરાવાનું શું કારણ છે? મોહેના! શું તને કોઇ વાતની ચિન્તા છે?

મોહેના—નહીં, મને કોઇ વાતની ચિન્તા નથી, આપના પ્રતાપથી મારી દરેક ઇચ્છાઓ પુર્ણ થઇ જાય છે.

રાજા—ફરી ગભરાવાનું શું કારણ?

રાણી—હું સંભળાવું છું. શું આપ ઇચ્છો છો કે, પુત્રી બેશરમ બની સાફ સાફ કહી દે?

રાણીના આ ફકરાએ મોહેનાને પરસેવામાં તરબોળ કરી દીધી, તેણે માથું ઝુકાવી લીધું અને ઓરડામાં કોઇ ચીજ તેને જોવાની નહોતી, છતાં પણ શરમ માનતી નહોતી, તે એટલા માટે કે રાજા સામે બેઠા હતા, અને પિતાની સામે માતાએ આવી શરમ ઉપજાવનારી વાત છેડી. છેવટે જ્યારે ચેન ન પડયું, ત્યારે તેવીજ શરમીંદગીની અદાથી નમાવેલે શીરે તે ઉઠી, અને તે ઓરડામાંથી નીકળી ચાલી ગઇ. મોહેના જવા બાદ રાણીએ મહારાજાને કહ્યું, " મોહેના ભરજવાનીમાં છે, ન્હાનપણમાં જ્યારે લગ્ન નહીં કર્યા, તો હવે પણ નહીં કરો?"

રાજા—હા, તે બાબતનો મને પણ ઘણોએ વિચાર રહે છે, પરંતુ શું કરૂં? મને કોઇ પુત્ર નથી, જે કોઇ છે તે એજ છે, એ તમે જાણો છો. કોઇ એવા શખ્સને મારી ગાદીપર બેસાડવા ઇચ્છુંછું કે જેના સાથે તેનાં લગ્ન થઇ જાય. મેં જેરામને પસંદ કર્યો હતો, તે બહાદુર પણ છે, લાયક પણ છે, વિદ્યા અને ગુણોમાં પણ અજમેરના લોકો તેનાં વખાણ કરે છે, પરંતુ મોહેનાને શાયદ દીલથી પસંદ નથી કે તેની પત્નિ બને.

રાણી—એ કેમ જણાયું કે મોહેના જેરામને નાપસંદ કરે છે?

એમ તો મારી મોહેનાની હીંદુસ્તાનના ઘણાએ રાજકુંવરોને અભિલાષા છે, પરંતુ હું પણ આપના મત પ્રમાણે જેરામનેજ પસંદ કરૂં છું.

રાજા—મારા અને તમારા પસંદ કરવાની સાથે શું સંબંધ! ખુદ મોહેનાને પણ મંજુર હોવું જોઇએ.

રાણી—મોહેના આપની પસંદગી વિરૂદ્ધ નહીં જશે, વળી આપને અખત્યાર છે.

રાજા—મોહેના ભણેલી ગણેલી અને હુશીઆર છે, તે તે છોકરીઓમાંની નથી, જેઓ માતા પિતાની તાબેદારી પોતાની મરજી હોય કે ન હોય તોપણ કબુલ કરી લે છે. ખરી વાત તો એ છે કે, હું પણ નથી ઇચ્છતો, કે કોઇ વાત તેની ઇચ્છા વિરૂદ્ધ થાય. તમે પોતે તેને પુછી જુઓ, જો તે રાજી હોય તો હું હાલમાંજ લગ્ન કરી આપીશ.

રાણી—કંઇ જરૂર નથી, આપ બંદોબસ્ત કરો. હું વાયદો કરૂં છું કે, તેને જરૂર રાજી કરી દઇશ.

રાજા—પરંતુ તેની મરજી વિરૂદ્ધ નહીં.

રાણી—નહીં, એમ નહીં થાય.

રાજા—સારૂં, ત્યારે હવે ત્યાં જાવ, હું પોતાના મંત્રીઓને બોલાવીશ. આજકાલ મુસલમાનોની લડાઇઓએ મને ચિન્તામાં નાખી દીધો છે. મશહુર છે કે મહમુદનો ઇરાદો અહીં આવવાનો છે, જો તે અહીં આવશે તો મોટી ખરાબી થશે. જો કે એ સંભવિત નથી કે જ્યાં સુધી હું જીવતો છું, ત્યાં સુધી તે અજમેરમાં પગ મુકી શકે, પરંતુ બીક એ વાતની છે કે મારા ઘણાએ સીપાઇઓ જાનથી માર્યા જશે.

રાણી આ સાંભળી ગભરાઇ ગઇ, અને પુછવા લાગી, " તો ફરી હવે શું કરવામાં આવશે ? "

રાજા—ગભરાવાની કંઇ વાત નથી, અમો લોકોનું એજ કામ છે. સારૂં, ત્યારે હવે તમે જાઓ, હું મારા વજીરોને બોલાવું છું.

રાણી ફરીને બેદીલીની સાથે સુસ્ત સુસ્ત પગલાં ભરતી ચાલી ગઈ, અને રાજાએ વજીરોને બોલાવી મંગાવ્યા. સઘળાઓએ હાજર થઇ ઘણી અદબથી રાજાને દંડવત કર્યા, અને પોતપોતાના હોદ્દા માફક પોતપોતાની જગ્યોએ બેસી ગયા.

રાજા—કહો, અજમેરના શા હાલ છે ?

એક વજીર—મહારાજાની દયાથી સઘળી રીતે સુલેહ શાંતિ છે. હા, મહેમુદની આવવાની ખબર જ્યારથી મશહુર થઇ છે, ત્યારથી લોકો થોડા ઘણા પરેશાન થઇ રહ્યા છે.

રાજા—તો શું એ ખબર સાચી છે કે મહેમુદ અહીં આવશે ?

વજીર—મહારાજાશ્રી ! હવે તો તદ્દન સાચી જણાય છે, એટલા માટે કે ( એક સરદાર તરફ ઇસારો કરીને કે જે થોડે દુર અદબથી બેઠો હતો ) તેઓ આજેજ મથુરાજીનાં દર્શન કરીને આવેલા છે, તેમને મ્હોડે એક નવીન સમાચાર જણાયા.

રાજા—તે શું ?

વજીર—મહારાજ ખુદ તેમને મ્હોડેજ સાંભળો.

રાજા—( તે સરદારને ) હાં, કહો.

સરદાર—( આશિર્વાદ આપી ) મહારાજ ! દીલ્હીના રાજાએ

મથુરાજીના રક્ષણુ અર્થે એક ફોજ મોકલી આપી હતી, તે ફોજ જ્યારે પહોંચી ત્યારે સુલતાન મંદિરોને ભ્રષ્ટ કરી ચુકયો હતો, પરંતુ જ્યારે ફોજ પહોંચી, ત્યારે મથુરાથી દશ કોસપર સુલતાનની ફોજ સાથે તેની એક લડાઇ થઇ.

રાજા—હું ! લડાઇ થઇ ? ફરી શું થયું ?

સરદાર—ઘણીવાર સુધી તલવારો ચાલી, દીલ્હીના રાજાના મોટા મોટા શુરવીર નરો માર્યા ગયા છે, છેવટે સુલતાનની ફતેહ થઇ. પરંતુ મશહુર છે કે, સુલતાનને તેના એક સરદારના માર્યા જવાનો એટલો તો સદમો થયો કે આ લડાઇમાં મળેલી જીતની ખુશાલી બીલકુલ ન કરી, બલ્કે તેનો ઇરાદો છે કે તે સરદારની જાનના બદલામાં હીંદુ રાજાઓનો નાશ કરે.

રાજા—( ક્રોધે ભરાઇ ) તે શું કરી શકે છે ! દીલ્હીના લોકો નાશી ગયા હશે, મારા શુરવીરો એવા નથી, કે રણમાંથી જીત મેળવ્યા વગર જીવતા પાછા ફરે. હા, પરંતુ એ સાંભળ્યું કે કયો સરદાર માર્યો ગયો ?

સરદાર—આ મુસલમાનોનાં નામો મને યાદ નથી રહેતાં, યાદ તો શું, પણ મ્હોંમાંથી નથી નીકળતાં.

રાજા—અબ્દુલ્લાહ !

સરદાર—નહીં હજુર !

રાજા—અલતુનતાશ !

સરદાર—( વિચાર કરીને ) મહારાજ ! એ પણ નહીં.

વજીર—મનસુર !

સરદાર—હા, હજુર! મનસુર! મનસુર!

રાજા—(ચોંકીને) મનસુર માર્યો ગયો? જો એમજ છે તો મહેમુદનું ઘણું નુકશાન થયું, મને યકીન નથી આવતું.

વાત અહીં સુધી પહોંચવા પામી હતી, એટલામાં અંદરથી ઓચીતો એક ચીસનો અવાજ આવ્યો જેથી દરબારમાંના સઘળા લોકો ચોંકી પડયા.

રાજા—(પરેશાન થઈ) આ અવાજ શાનો હતો?

આટલું કહેતાંજ તેને તુરત ખ્યાલ આવ્યો કે, "તે અવાજ મોહેનાનો હતો. પરંતુ મોહેનાને શું થયું કે જેથી આમ ચીસ પાડી." આ ખ્યાલે તેને એટલો બધો બેતાબ બનાવી દીધો કે તે દરબારમાંથી ઉઠી અંદર ગયો. ત્યાં જઇ જુએ છે તો, મોહેના કરમાએલે ચેહરે શક્તિહીણ બેઠેલી છે, રાણીની દાસીઓએ તેને ચોતરફથી ઘેરી લીધેલી છે, ખુદ રાણી કંવલા ઉભી છે અને વારંવાર પુછી રહી છે કે, "મોહેના તને શું થયું, કે આમ ચીસ પાડી?" પરંતુ મોહેના કોઇ રીતે જવાબ નથી આપતી. મોહેનાની પાસે રાજા ગયો, એટલે તેના માન અર્થે તે ઘણી કમજોરીની અદાથી ઉઠી ઉભી થઈ.

રાજા—મોહેના! તારા દીલપર શું સદમો ગુજર્યો. કે જેથી તું આટલી બધી બેતાબ બની ગઇ?

મોહેના પહેલાં તો ચુપ રહી, પરંતુ છેવટે રાજાના આગ્રહથી કહેવા લાગી, "મહારાજ હું મનસુરને ઓળખું છું, તેણે મારી કેદના સમયમાં મારી સાથે ઘણી હમદર્દી કીધી હતી. તે પોતાના બાદશાહનો વફાદાર અને શરીફોનો કદરદાન હતો, તેણે જેટલા શરીફ રજપુતો

કેદ થયા હતા તે સઘળાઓની સાથે ઘણી સારી વર્તણૂંક ચલાવી હતી. તેના મરવાના સમાચાર સાંભળી તેની સઘળી હમદર્દીઓ મને યાદ આવી ગઇ."

રાજા—હા, મને પણ તેના માર્યા જવાનો અફસોસ થયો, પરંતુ મોહેના! જેણે તારી સાથે સારી વર્તણુંક ચલાવી, તેનો હું હમેશાં આભારી રહીશ. પરંતુ હવે તું તારા દીલને તસલ્લી અને દીલાસો આપ.

મોહેના—હા, જેમતેમ કરી ધીરજ ધરીશ, પરંતુ આ બનાવને હું લાંબા વખત સુધી ભુલીશ નહીં.

રાજા—મોહેના! તો શું તારૂં કોઇ સ્નેહી મરણ પામત, તો શું તું ધીરજ નહિ ધરત?

મોહેના—મહારાજ! મારૂં દીલ આવા મામલાઓમાં ઘણુંજ નરમ છે, તેમજ કોઇપર જુલમ થવાનું સાંભળું છું, તો દીલ બે અખત્યાર ભરાઈ આવે છે. પરંતુ આપની આજ્ઞાથી મને ઇનકાર નથી, સબર નહીં કરૂં તો શું કરીશ!

ત્યાર બાદ રાજાએ મોહેનાની તસલ્લી અને ધીરજ માટે ઘણીએ વાતો કહી, અને પછી બહાર દરબારમાં ચાલ્યો આવ્યો. સઘળા ફોજી અફસરોએ શાહી અદબથી સલામ કરી, મહારાજા સાહેબે બેસીને ફરી મહમુદ ગીઝનવીના સમાચાર અને તેના ઇરાદાઓ વિશે વાદ-વિવાદ શરૂ કર્યો.

રાજા—હું! હવે એ ખબર તો ઠીક ઠીક જણાઇ આવી, કે મહેમુદનો ઇરાદો અહીં આવવાનો છે. આપણે આપણી ફોજને તૈયાર રાખીને શહેરના રક્ષણનો પુરતો બંદોબસ્ત કરી લેવો જોઇએ.

વજીર—મહારાજાના પ્રતાપથી સઘળો બંદોબસ્ત થઈ જશે, પરંતુ હજુર! આપે એ બંદોબસ્ત કરી આપવો જોઈએ કે ફોજ જુદે જુદે સ્થળે કાયમ કરી આપવામાં આવે. અને જે સરદારોને હજુર જે જે કામો પર મુકરર કરો, તે કામો તેઓને બતાવી દેવામાં આવે. આ વાત જાણીતી છે કે મહમુદને લુંટફાટ કરવાની ટેવ છે, તેથી નજીક છે કે તે પોતાની ટેવ પ્રમાણે આપણા શહેર પર ઓચીંતો ચડી આવે!

રાજા— હા, એ બંદોબસ્ત તો આજે હું શહેરમાં આવી કરી આપું છું, પરંતુ બેહતર તો એ છે કે, આપણી ફોજ આગળ વધીને મુકાબલો કરે. એ બાયલાપણું છે કે તેના મુકાબલામાં આપણે પોતાના શહેરમાં ઘેરાઈ ભરાઇ બેસી રહીએ. મારા યોદ્ધાઓ એવા બહાદુર છે કે, મહેમુદના સાથીઓ કરતાં વધુ હીમ્મતવાન છે.

વજીર—હજુર! જો એવીજ ગોઠવણ કરવી છે, તો અત્યારેજ શહેરમાં પધારો. અને સઘળી બાબતોનો બંદોબસ્ત કરી આપો.

રાજા—હું હમણાંજ ચાલું છું.

ત્યાર પછી રાજાની વિદાયગીરીની તૈયારી થઇ, રાજા પોતાની રાણી કંવલા તથા રાજકુંવરી મોહેનાને દીલાસો અને ધીરજ આપી, પોતે અજમેર તરફ રવાના થયો.

---

## બાબ ૧૪ મો *

---

### નવો સીન અને નવા લોકો.

---

અજમેરની ઉત્તર દિશાએ પર્વતોની જે હારો આવેલી છે, તેમાં વસતીનું નામ નિશાન મુદ્દલ નથી. જંગલી અને રાની જાતો જેઓ આગલા જમાનામાં રાક્ષસોના નામથી ઓળખાતી હતી, અને જેઓ પોતાના ધંધાની રૂયે લુંટફાટ કરતા રહેતા હતા. તેઓમાંના કેટલાક ઠેક ઠેકાણે ઘાટો અને ગુફાઓમાં નજરે પડતા હતા. તે દહાડાઓમાં તે પર્વતો ઘણા ભયાનક હતા, અને તેજ કારણે તે જમાનામાં મુસાફરી કરવી, એ ઘણું કઠણ કામ ગણાતું. પરંતુ એવો મનુષ્ય કે જેના પાસે પોતાના તુચ્છ જીવ સિવાય બીજું ધનમાલ કંઇ ન હોય, અને જેને ભટકતા પહાડી વેહશીઓ લાલચની નજરે ન જુએ, તે જો તે સ્થળે જાય તો પોતાના નચીંત મને તે સ્થળોથી ઘણોએ લાભ મેળવી શકે. તે એટલા માટે કે, કુદરતે આવાં સ્થળોમાં કે જ્યાં જુલ્મી અને જોરાવર લુંટારાઓ ઉત્પન્ન કર્યા છે, ત્યાં દરેક પુરૂષને પુરેપુરી સ્વતંત્રતા પણ આપી છે. તે લીલુંછમ મેદાન અને વહેતા પાણીના ઝરાઓ દરેક અહીં આવી ચડનારાઓ બલ્કે દરેક દુન્યવી કામોથી કંટાળેલાઓને દીલચસ્પીનો ઘણોએ સામાન પુરો પાડે છે.

આવા એક સ્થળમાં તે લોકો કે જેઓને દુનિયાએ વસ્તીથી તંગ કરીને કાઢી મુક્યા છે, તેઓ કેટલેક વખતે આવીને વસવાટ કરે

છે, અને એજ કારણ છે કે, અહીં એક પર્વતના દામનમાં એક ન્હાનું ઝુંપડું બાંધેલું છે. આ ઝુંપડીમાં થોડાંક માણસો જણાય છે, જેમની જીંદગી જાહેરમાં જંગલી કોમો જેવી નથી. તેઓ સઘળા જોગી રૂપે નજરે પડે છે, પાંચ ૭ જણા છે, જેમાં એક શખ્સ તો ઉમ્મરે પહોંચેલો અને અનુભવી જણાય છે, જ્યારે બાકીના સઘળા તરૂણ છોકરાઓ છે. પીળા રંગની કફનીઓ ગળામાં છે, અને સર્વેના વાળો રાખ ચોટેલા અને ભુરી ભુરી સુર્ખી મળેલા છે, કે જેઓને વીંટી વીંટીને તેઓએ માથાપર ઝુડા બાંધી લીધા છે, અને ભભુત કે જે જોઇતા પ્રમાણથી વધુ આખા શરીરે લગાવેલી છે, તેણે કોઇનામાં કાળા ગોરાનો ફરક રાખ્યો નથી, સઘળા ગોરા અને એકજ રંગના છે. વનવાસી જોગીઓની ઝુંપડીની આજુબાજુ ઘણે ભાગે ન્હાના સરખા બાગો જરૂર હોય છે, બાકી મોટાં મોટાં ઝાડોનાં ઝુંડ ઉત્પન્ન કરીને કોશીશ કરવામાં આવે છે કે, છુટાપણું ઇચ્છનારા અને મધુર સુરનાં પક્ષીઓ ત્યાં આવી બેસે, અને મધુર ગીતો ગાય. પરંતુ આ ઝુંપડીની આજુબાજુ આ પ્રકારનો, કંઇ સામાન નથી, મામુલી બો છે, જે પર વેહશત વરસી રહી છે, અને તેજ જંગલ છે જેમાં બીલકુલ ફાટફુટ પડી નથી, આથી અમોને તો આ ઝુંપડીમાં રહેનારાઓ પણ નજરે નથી પડતા. કેમકે તેમની જીંદગીનો મોટો ભાગ પોતાની ઝુંપડીમાંજ ગુજરી જાય છે, પરંતુ આ વખતે આ લોકોના દીલપર ખુદા જાણે આ પુર બહાર સ્થળની મનહરતાનું શું જાદુ ચાલી ગયું છે કે, તેઓ પોતાની તુટેલી મઢીમાંથી નીકળીને બહાર બેઠા છે અને કુદરતે ઇલાહીનો તમાશો જોઇ રહ્યા છે. એટલામાં તેઓમાંના એક ન્હાની વયના જોગીએ પોતાના ઉમ્મરે પહોંચેલા સાથી તરફ જોઇને કહ્યું, "ગુરૂજી! જો આજ્ઞા હોય તો એક બે તાન ઉડાવું!"

ગુરૂ—અચ્છા ! આ વનમાં બીજું કોઇ હશે, તો તારો સુર સાંભળીને દોડયો આવશે. હવે આપણને દુનિયાંદારોની સોબત સારી નથી જણાતી.

ચેલો—કોઇ આવશે, તો શું કરશે ? હું તો ગુરૂજી ! કોઇ ચીજ અલાપું છું.

ગુરૂ—જો તારૂં મન એમ ચાહતું હોય, તો ગા. હું પણ સાંભળીશ.

નવ જવાને ઘણા મધુર સુરે ગાવું શરૂ કર્યું, તેની લાંબી લાંબી તાનો તે હવામાં ગુંજવા લાગી, કે જે હવાને પક્ષીઓના સુંદર સરોદો સિવાય બીજા કોઇ પ્રકારના સરોદોને પોતાના વાતાવરણમાં મેળવી લેવાની ટેવ નહોતી, અને તેજ કારણે શાયદ તેની પહાડી હવા પર એવી અસર થઇ, કે સઘળી ગુફાઓ, ચોટીઓ, પહાડીઓ, મતલબ કે સઘળે એક ચુપકીદી ફેલાણી. આ લોકોની રીતભાત બતાવી આપતી હતી, કે તેઓ સુફી તરીકાના લોકો છે, તેમના દીલોમાં મીજાજી અને દુન્યવી ઇસ્કની અસર ઘણી ઓછી છે. હા, સાચો ઇસ્ક તેમના દીલોમાં વ્યાપી રહ્યો છે. જેને લીધે જાહેરી પ્રેમ ઉદ્દગારોમાં તેઓ પોતાના વિચારો જાહેર કરી રહ્યા છે, પરંતુ તે ઉદ્દગારોની મુળ મતલબ તે કાદરે મુતલક તરફ થાય છે, કે જેની અજાયબ કુદરતે આખી દુનિયાની હસ્તીની સાથે એક નવીન દીલચસ્પી પેદા કરી દીધી છે, આ તરૂણ જોગી જે ચીજ ગાઇ રહ્યો છે, તે તે સમયની હિંદુસ્તાની ભાષામાં હતી, જેનું વીવેચન હવે એટલા માટે નકામું છે કે, સમજવા વાળા નથી. હા, અમે એટલું બતાવી દઇએ છીએ, કે તેના એક એક શબ્દોમાંથી ઇશ્કનો તે પુર જોશ જુસ્સો જાહેર થાય છે, કે જે જંગલી અને પહાડી સ્થળોમાં યોગ્યજ છે. પુખ્ત વયના જોગીએ પ્રથમ થોડીવાર તો

તેના મધુર કંઠની તારીફ કીધી, પરંતુ થોડીક મિનિટો બાદ તેનાપર એક એવી હાલત છવાઇ ગઇ, કે તે પોતાના અખત્યારથી બહાર નીકળી ગયો.

એટલામાં સામેની ઝાડીમાંથી એક શખ્સ નીકળ્યો, નવાઇ તો એ કે તે શખ્સ પણ આ લોકોના પહેરવેશમાં છે. પીળી કફની તેના શરીર પર પણ છે, અને ભભુતનો ભુકો તેના ચહેરા પર એવી કમાલ કરી રહ્યો છે કે, તેના ચહેરા પર નજર બરાબર નથી ઠરી શકતી. આ શખ્સ કે જે શાયદ એક નવો બનેલો જોગી છે, તે તે તરૂણ જોગીનો અવાજ સાંભળતાંજ ઘણા આનંદ અને શોખની સાથે જલદી જલદી પગ ઉપાડતો, ઝડપી ચાલે અને ઉંચા નીચા તથા વાંકા ચુંકા માર્ગને લીધે ઠોકરો ખાતો આવ્યો. અને આ લોકોની પાસે એક હેરતનાક ચુપકીદીની સાથે ખામોશ ઉભો રહી ગયો.

તરૂણ જોગીએ થોડીવારમાં પોતાની તાનો બંધ કરી, અને તે નવા આવનારનું મ્હોઢું જોવા લાગ્યો. પુખ્ત વયનો જોગી પણ આ શખ્સ તરફ ફર્યો, અને કહેવા લાગ્યો, "બચ્ચા! તું મને હજુ ઘણી બાળ વયનો જણાય છે. આ જંગલમાં એકલો માર્યો માર્યો કયાં ફરે છે? જો કંઈ વાંધો ન હોય તો આવ, અને અમારી પાસે બેસ."

નવો આવનાર—સાહેબ! હું આપના ચેલાનો સુર સાંભળી અહીં ચાલ્યો આવ્યો છું. હું એક ગામડાનો રહીશ છું, અને મથુરાજીનાં દર્શન કરવા જાઉં છું.

ગુરૂ—આજકાલ તું મથુરાજીનાં દર્શન કરવા જઇશ? તેં સાંભળ્યું પણ છે કે ત્યાં તુર્કો બિરાજી રહ્યા છે, અને તેઓએ સઘળાં

મંદિરો લુંટી લીધા છે. જે હીંદુ ત્યાં આવી ચડે છે, તેને તેઓ કેદ કરીને મારી નાખે છે.

નવો આવનાર—જોગીઓને કોઈ નથી બોલતું. મને મારી નાખશે તો તેમનું શું ભલું થશે!

ગુરૂ—બતાવ! તેં આ જોગ કેમ સાધ્યો છે? અને અહીં આવ્યો છો તો, આવ, થોડી વાર અમારી પાસે બેસ.

નવો આવનાર જોગી આ વાત સાંભળી તેઓની પાસે બેસી ગયો, પરંતુ તે સર્વેથી જુદો બેઠો. અહીં જેટલા જોગીઓ બેઠેલા હતા, તેમની નજરો તેના પર ઘણી તેજીથી પડી રહી હતી, પરંતુ તેણે પોતાની આંખો નીચે ઝુકાવેલી હતી. પુખ્ત વયનો જોગી થોડી વાર તેનું મ્હોડું જોવા બાદ બોલ્યો, " તો શું બચ્ચા! તું કયાંઇ આ રસ્તામાં ઉતર્યો હતો, કે રસ્તામાં ચાલ્યો જતો હતો?"

નવો આવનાર—મેં તો ઇરાદો કરી લીધો છે કે, જ્યાં સુધી મથુરાજી નહીં પહોંચીશ, ત્યાં સુધી ક્યાંએ પણ નહીં રોકાઉં.

જોગી—ત્યારે હવે બે ત્રણ દહાડા અહીં રોકાઈ જા. મેં સાંભળ્યું છે કે તુર્કોની ફોજ અજમેર પર ચઢાઇ અર્થે આવી રહી છે, આજકાલમાંજ તે અહીં આવી જશે, અને અહીં થઇનેજ નીકળશે. જો રસ્તામાં તે લોકોએ તને જોઈ લીધો, તો કેદી બનાવીને તારી સાથે ઘણી બુરી રીતે વર્તશે;

નવો આવનાર—નહીં, હું તે લોકોથી નથી બ્હીતો. કાલે હું અજમેરમાં હતો, ત્યાં પણ મોટી મોટી તૈયારીઓ થઇ રહી છે, દરવાજાઓ પર ચોતરફ પહેરા છે, અને લોકોની આવજાવ તદ્દન બંધ

થઇ ગઈ છે. નથી ખબર, શું કારણ છે કે, ત્યાં જોગીઓ તથા ફકીરોને ઘણી રોકટોક છે. આ દેશમાં લડાઇઓ હમેશાં થઇ, અને મોટા મોટા ફિસાદ પણ થયા, પરંતુ ફકીરો પર આવી સખ્તી નથી થઇ, કે જેવી હાલમાં કરવામાં આવે છે.

જોગી—હં બચ્ચા! તું ત્યાં થઇ આવ્યો? લડાઇ માટે તેઓ સંપુર્ણ તૈયાર છે કે નહીં?

નવો આવનાર—હા, તેઓ લડાઈ માટે સારી પેઠે તૈયાર છે, ફોજો પણ તૈયાર છે. જોવું જોઇએ કે, લડાઇનું પરિણામ શું આવે છે?

જોગી—પરંતુ મને એ સાંભળી નવાઈ લાગે છે કે, અજમેરમાં હવે જોગી તથા ફકીરોને પણ રોકવામાં આવે છે!

નવો આવનાર—મેં તો સાંભળ્યું છે કે, કોઈ મુસલમાન જોગીના વેશમાં ત્યાં આવ્યો હતો, કે જે કોઇ મંદિરમાં ઘણા દહાડા સુધી રહ્યો, અને લોકોને ફરેબ આપી અહીંની ખબરો તુર્કોને લખતો હતો.

જોગી—હં! શાયદ એમજ થયું હશે, પરંતુ દરેક જોગીને રોકવો, એ ધર્મથી વિરૂદ્ધ છે.

નવો આવનાર—સારૂં, ત્યારે ગુરૂજી હવે આપના ચેલાને આજ્ઞા આપો કે, ફરી કોઇ ચીજ ગાય, હું ફક્ત તેનો સુર સાંભળીને અહીં નીકળી આવ્યો, નહીતો મને અહીં આવવાનું શું પ્રયોજન! મેંતો હવે દુનિયાંની સર્વે વાતો છોડી દીધી છે, અને ઇચ્છું છું કે, મથુરાજી થઇને પ્રયાગ તથા કાશીજીનાં દર્શન કરી લઉં, ત્યાં સુધી કંઈ કામ ન કરૂં.

જોગી—બચ્ચા! જો તને ગાયન સાંભળવાનો એવોજ શોખ છે, તો બે ત્રણ દહાડા આ ઝુંપડીમાં રોકાઈ જા, અમારી સોબતમાં તને

કંઈ તકલીફ નહિ થશે. મારા આ ચેલાઓ તારી સેવા કરશે, અને જ્યારે તું કહેશે ત્યારે તને ગાયન સંભળાવશે.

નવો આવનાર—નહીં, હું અહીં નથી રોકાઇ શકતો. મને બ્હીક છે, કે તુર્ક લોકો અજમેરને ઘેરી લેશે, ત્યારે તેમના સીપાઇઓને લીધે અહીં શાંતિથી રહેવું મુસ્કેલ થઈ પડશે. પકડીને મારી નાખે, તેની મને બીલકુલ બ્હીક નથી. હા, બ્હીક છે તે એ વાતની કે તેમને લીધે શાંતિ અને સ્વતંત્રતામાં ફરક પડી જશે.

જોગી—જો એવોજ વિચાર છે તો જ્યારે તુર્કો આવે ત્યારે ચાલ્યો જજે.

નવો આવનાર—નહીં, હું વધુ નથી રોકાઇ શકતો, હવે હું સીધો મથુરાજી જઇશ, પરંતુ બેહતર છે કે મારી ઇચ્છા મુજબ આપ આપના ચેલાને ગાવાની આજ્ઞા આપો.

આ સાંભળીને જોગીએ ઇશારો કર્યો, અને તરૂણ જોગી જે પ્રથમ પોતાના ઘણાજ નાજુક કંઠે અને સુરીલા સાદે ગાઈ રહ્યો હતો, તે ફરીને ગાવા લાગ્યો. આ વેળા જો કે તેને ટેકો મળવા બાદ અને ફત્તેહમંદી પ્રાપ્ત કરવા પછી તેણે ગાવાનું શરૂ કર્યું હતું, એ સિવાય તેના સુરમાં કંઇક જુદીજ અસર હતી. અવાજ ખુલ્લા મેદાનમાં ઘણે દુર સુધી જતો હતો, અને આમ તેમ પહાડીઓથી ટકરો ખાઈ ખાઇ ગુંજી ઉઠતો હતો. પુખ્ત વયનો જોગી, તેના સઘળા ચેલાઓ, અને મુખ્યત્વે તે નવા આવનાર તરૂણ જગત્ ત્યાગી જવાન પર એક અજબ ખુદરફતગી છવાએલી હતી, તે થોડીકવાર તો ધીરજ ધરી બેસી રહ્યો, પરંતુ તેનાથી ધીરજ ન ધરી શકાઇ, તે ઝારઝાર રોવા લાગ્યો, આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં, છેવટે તે એક ચીસ પાડી

ઉઠી ઉભો થયો. આ અવાજ સાંભળી સર્વે ચોંકી પડયા, અને તેના તરફ આશ્ચર્યથી જોવા લાગ્યા, તેણે તે તરફ ધ્યાન પણ ન દીધું, સીધો રવાના થયો, અને જંગલનો માર્ગ લીધો. ગાવાવાળે પણ પોતાનો સુર રોકયો, અને ગભરાઇને જોવા લાગ્યો, કે તેના સુરે શું ખોપ જાહેર કીધો. પુષ્પ વચનો જોગી પણ હવે સાવધ થયો, તે ઉઠીને દોડયો, અને તે વેહશતઝદા મેહમાનને રોકવા લાગ્યો. પરંતુ તેણે કંઇ ન માન્યું, ઝટકા દઇ દઇને હાથ છોડવી લીધો, અને છલંગ મારી પહાડીઓની ઝાડીમાં ચાલ્યો ગયો, અને થોડીક મિનિટમાં નજરથી અલોપ થઈ ગયો. આ ઝુંપડીના રહેનારાઓ બધાએ એક સન્નાટામાં હતા. તેઓ વિચારી રહ્યા હતા કે, આ કોણ શખ્સ હતો, કેમ આવ્યો, અને કેમ આટલો બેચેન બની ગયો. કંઇકિ વિચાર કરીને પુષ્પ વચનો જોગી બોલ્યો, "તેની આ ચીસ સાંભળી આપણા કલેજાં ફાટી ગયાં, અને આપણા દીલોમાં છિદ્ર પડયાં. નથી ખબર કયા દુઃખે અને કીસ્મતે સતાવેલ છે.

એક તરૂણ જોગી—ગુરૂજી ! તે હજી બીલકુલ બાળક છે, કોઇ અમીરનો છોકરો છે. ઇશ્વિર જાણે કે તેના ઉપર શું આફત આવી હશે, કે જેથી જોગી વેશ ધારણ કરી ઘર છોડી દીધું.

અહીં આ લોકો વાતો કરી રહ્યા હતા, એટલામાં લસ્કરી વાજીંત્રોના સુર સંભળાયા. બ્યુગલનો ગંભીર સુર અને નગારાંનો રૂઆબદાર અવાજ આખી પહાડીઓમાં ગુંજી ઉઠયો. આ અવાજ સાંભળતાંજ સઘળા જોગીઓ પોતાની ઝુંપડીમાં પેસી ગયા. અંદર જઇ ગુરૂએ કહ્યુ, "ખેર ! જે કંઈ હોય, તેનો હાલ જલદી ખુલી જશે કે, એ કોની ફોજ છે, "બચ્ચા ! કંઇક ખાવાનું તો લાવો."

જંગલની શાકભાજી, કે જે જગત્ ત્યાગી ફકીરોનો સાધારણ ખોરાક છે, તે એક ચેલાએ લાવી સામે ધરી, ગુરૂએ પોતાના ચેલાઓ તરફ ફરીને કહ્યું, "પરંતુ લાવો, આપણા મેહમાનને તો ખવાડી લઇએ, ત્યાર પછી આપણે બધા ખાઇશું."

ચેલો—જી, હા. ગુરૂજી! અમે પણ એમજ ઇચ્છીએ છીએ.

એક તરૂણ જોગી ઉઠીને ઝુંપડીના ખુણામાં ગયો, ત્યાં એક મોટી પેટી પડેલી હતી, અને તેને એક મોટું તાળું વાસેલું હતું, તે તેની પાસે ગયો, અને પોતાની કફનીના ગજવામાંથી ચાવી કાઢીને તાળું ખોલ્યું, અને પુખ્ત વયના જોગી તરફ ફરીને કહ્યું, "હું ગુરૂજીની આજ્ઞાને અમલમાં લાવું છું."

ગુરૂ—હા, હા, ખોલો.

જોગીઓએ તે પેટીને ઘેરી લીધી. ત્યાર પછી તેણે સાંકળ ખોલીને પેટીની ઉપરનું ઢાંકણું ઉપાડયું અને કહ્યું, "સાહેબ! ઉઠો. કંઇક ખોરાક ખાઇ લો."

પેટીમાંથી એક પુરૂષે પ્રથમ માથું કાઢ્યું, ફરી ઉઠી ઉભો થઇ બહાર આવ્યો. તે એક તરૂણ પુરૂષ હતો, અને ઘણો અશક્ત થઈ ગયો હતો. સર્વેની તાકીદથી તે પેટીમાંથી બહાર નીકળ્યો, અને ખાવા માટે જે વસ્તુઓ તેની સામે રાખવામાં આવી હતી, તેને તેણે ખુદાના શુકર બજાવીને ખાધી, પરંતુ ખાતો જતો હતો, અને આંખોમાંથી આંસુ વહેતાં હતાં. એક બાળવયના જોગીએ તેની તરફ જોઇને કહ્યું, આપે આમ રડવું ન જોઇએ, હા, આપ કેદી છો, પરંતુ આપને સ્વતંત્રતા ન હોવા સિવાય બીજા કોઈ પ્રકારની તકલીફ નથી આપવામાં આવતી. વધુ રંજ ન કરો."

પુરૂષ—નહીં, હવે તો હું કોઈ દીલી સદમાને લીધે નથી રડતો, આ જીલ્લતોમાં રહેતાં રહેતાં કંઈક રડવાની ટેવ પડી ગઇ છે. હવે મારૂં રડવું અને હંસવું બન્ને બરાબર છે.

ગુરૂ—તો હવે ખાઇને ઝટ પરવારો, ફોજો અહીં આજુ બાજુમાં ઉતરેલી છે, માટે ખાઇને તાકીદે પાછા તમારી પેટીમાં ચાલ્યા જાઓ.

પુરૂષ—સારૂં, આપનો જે હુકમ હશે, તે હું તરત બજાવીશ.

ગુરૂ—( પોતાના ચેલાઓને ) મેહમાનને માટે પાણી તો લાવો! આટલું કહેવા પામ્યો હતો, એટલામાં ઝુંપડીનો દરવાજો કોઇએ જોરથી ઉઘાડયો. સઘળા જોગી પોતાની મેળે કંપી ઉઠયા, અને ગભરાતા તે તરફ જોવા લાગ્યા, તો શું જોયું? તેજ તરૂણ ખુબસુરત જોગી જે હમણાંજ ચીસ નાખી ચાલ્યો ગયો હતો તે બદહવાસ અને ભયભીત થયેલો આવ્યો, ગુરૂજીના પગપર પડ્યો. અને ઘણા બ્હી ગયેલા સાદે બોલ્યો. “ગુરૂજી! મને બચાવી લો!” ગુરૂએ તેને ઉઠાડીને બેસાડયો, અને પૂછ્યું, “કેમ! કોની બ્હીક છે?”

નવો આવનાર ઉઠીને બેઠો, તેની નજર તે પુરૂષ પર પડી કે, જે પેટીની પાસે બેસી ખાઇ રહ્યો હતો, તેને જોતાંજ તે બદહવાસ બની ગયો, અને ગભરાતો ગભરાતો ટીકી ટીકીને તેનો ચહેરો જોવા લાગ્યો. જો કે તે પુરૂષ પણ ખાવાનું ભુલી ગયો હતો, અને ઘણી આતુરતાથી ઝુંપડીના નવીન મહેમાનની સુરત જોઇ રહ્યો હતો, પરંતુ તેની ઉપર આટલી બધી આશ્ચર્યતા છવાઈ નહોતી. અહીં આ બન્ને જણાની આવી સ્થિતિ હતી, અને ત્યાં જોગીઓએ પોતાના નવીન મેહમાનને આમ ભયભીત બની આશ્રય માગતો જોયો, ત્યારે તેઓ ગભરાયા, અને ફીકરમંદ બન્યા, કે કોઈ શખ્સે તેના ઉપર જુલમ

ગુજાર્યો હશે, અને કોઇની બ્હીકથી તે અહીં નાસી આવ્યો છે, તેમના કેદી અને આશ્રય માગનાર નવા જુવાનની આંખોમાં ને આંખોમાં જે વાતો થઇ ગઇ, તે પ્રત્યે તેમનું ધ્યાન મુદલ નહોતું; ગુરૂએ વળી પાછો તેને સવાલ કર્યો, " બચ્ચા ! તારી ઉપર કયા પાપીએ જુલમ ગુજાર્યો ? " આ સવાલ કરતાંની સાથેજ ઝુંપડી બહાર કંઇક ગડબડ જણાઈ, તેણે પોતાના ચેલાઓને હુકમ આપ્યો કે, " કેદીને જલદી પેટીમાં પુરો. " અને ઝુંપડી બહાર નીકળ્યો.

ત્યાં જુએ છે તો કેટલાક મુસલમાન સીપાઇઓ હથીઆર બંધ ઉભા છે અને કહી રહ્યા છે કે, " હમણાં જે જોગી તમારી ઝુંપડીમાં આવ્યો છે, તે અમને સોંપો, નહીં તો અમે પોતે અંદર પેસીને પકડીશું. "

જોગી—શું તમારા ધર્મમાં જોગીઓને સતાવવાની મના નથી ?

એક સીપાઇ—જોગીજી ! અમે કોઈને સતાવવા નથી ચાહતા, પરંતુ જ્યારે કોઇ શખ્સ પોતેજ અમારી વિરૂદ્ધતા કરે છે, ત્યારે અમે તેના દુશ્મન બની જઇએ છીએ. હવે યોગ્ય તો એ છે કે તે શખ્સને કે જે તમારી ઝુંપડીમાં છુપાઇ બેઠો છે, તેને કાઢી મુકો.

જોગી—તે મારો એક ચેલો છે, અને મારી પાસે હમેશાં રહે છે. તમારૂં તેણે શું બગાડયું છે કે જેથી તેને કેદ કરો છો ?

સીપાઇ—અમારા સરદારે તેને દુરથી જોયો અને અમોને હુકમ આપ્યો કે તેને પકડી લાવો. પછી અમોને પોતાની તરફ આવતા જોઇને તે તમારે ત્યાં આવી ભરાઇ બેઠો.

જોગી—સારૂં, ત્યારે તમે તેને બદલે મને લઈ ચાલો, જો તમારા સરદારનું કંઇ કામ હશે, તો તે તેના કરતાં મારાથી વધુ નીકળશે,

આ સાંભળી તે મુસલમાન સીપાઇઓ આપસમાં સલાહ કરવા

લાગ્યા, અને છેવટે એજ ઠરાવ કીધો કે આ વૃદ્ધ જોગીને પોતાના સરદાર પાસે લઈ જવો. જોગી ઝુંપડામાં જઇને કોઇને કંઈ કહે, ને પહેલાંજ રવાના થયો, તે સ્વારોએ તેને લઇ જઇને સુલતાન મહમદ ગીઝનવીની ફોજને વચ્ચે ઉભો કીધો કે, જે ફોજ મથુરાથી દક્ષીણ તરફ લુટતી મારતી ચાલી આવતી હતી. સુલતાની દરબારનો એક મેમ્બર અને જંગી સરદાર કે જે ઘણું કરીને મોટો હુદ્દો ધરાવતો હશે, અને જેણે વફાદારીથી સુલતાનની સાથે કેટલીક વાર હીંદુસ્તાનની મુસાફરી કરી હતી, તથા આ દેશની ભાષાથી પણ કેટલેક દરજ્જે વાકેફ થઇ ગયો હતો, તે જોગીની તરફ ફર્યો, અને તુટી ફુટી હીંદી ભાષામાં કહેવા લાગ્યો, " તમે અહીં પહાડીઓમાં કેમ માર્યાં માર્યાં ફરો છો ? "

જોગી—અમે લોકો ફકીર અને જોગી છીએ, વસ્તીમાં અમારૂં ગુજર નથી થતું અને અમે ત્યાં પુરી રીતે અમારો જોગ સાધી શકતા નથી, તેજ કારણે અમોએ શહેરો છોડીને જંગલ અને પહાડોમાં રહેવાનું શરૂ કીધું છે.

અફસર—( આશ્ચર્યતાથી ) તમે અહીંજ રહો છો ? અહીં તો ફાડી ખાનારાં વેહશી જાનવરોનું રહેઠાણ છે !

જોગી—આ જાનવરોમાંજ અમારૂં ગુજર બહુ સારૂં થાય છે.

અફસર—સારૂં, એ બતાવો કે, કદી અજમેરમાં પણ જાઓ છો ?

જોગી—અમોને બસ આટલુંજ જણાયું કે, હવે ત્યાં જોગીઓ પણ નથી જવા પામતા. જ્યારથી તુર્કીના આવવાની ખબર પહોંચી છે, ત્યારથી સર્વેની આવજાવ મહારાજા સાહેબે બંધ કરી દીધી છે.

અફસર—તેની તમને કેવી રીતે ખબર પડી !

આટલું કહી અફસરે જોગીનું મ્હોડું સારી પેઠે જોયું, પછી પોતાના

સીપાઈ તરફ ફરી કહેવા લાગ્યો, " મેં જેને બોલાવ્યો હતો, તેજ આ શખ્સ છે કે ? તે તો છોકરા સરખો હતો અને આતો વૃદ્ધ છે. "

તે સ્વારે સર્વે હકીકત સાફ સાફ કહી સંભળાવી અને કહ્યું, " અમે આને એટલા માટે લાવ્યા કે, તેણે કહ્યું કે " તે મારો ચેલો છે, તેનાથી કંઇ કામ નહીં નીકળે, અને હું તેના કરતાં વધુ હકીકત બતાવી શકીશ. " ફરી અફસર તે જોગી તરફ ફર્યો અને કહેવા લાગ્યો " તમને કંઈ ખબર છે કે સુલતાની ફોજનો એક બહાદુર પુરૂષ કેદ પકડાયો છે, અને તે ક્યાં છે ? "

જોગી—હું જંગલમાં રહેનાર મને આવી વાતોથી શું મતલબ! કોઈ રાજાને પણ હું નથી જાણતો.

અફસર—નહીં, મેં સાંભળ્યું છે કે, કેટલાક જોગી આ પ્રકારની હકીકત વિશે માહીતી ધરાવે છે.

જોગી—હા, ધરાવે છે, પરંતુ તે જોગીઓ કે જેઓ અહીં તહીં ફરતા ફરે છે. હું તથા મારા ચેલાઓ હંમેશાં અહીં જંગલમાં રહીએ છીએ, અમોને શું હકીકત માલુમ પડી શકે ?

આટલું કહીને જોગી તે અફસરને ત્યાંથી જુદી જગ્યા પર લઇ ગયો, અને એકાંતમાં તેની સાથે વાતો કરવા લાગ્યો. સર્વે સીપાઈઓને નવાઇ લાગી કે, અફસર જોગીની સાથે શું વાતો કરી રહ્યો છે. થોડીવારમાં જણાયું, કે અફસર તે જોગી પર ઘણો ખુશી થયો છે, તેણે જોગીને સ્વતંત્રતા અને અમન અમાનનો એક પરવાનો લખી આપ્યો, ત્યાર પછી જોગી ત્યાંથી વિદાય થયો, જતી વખતે તેણે ફરી એકવાર અફસર તરફ જોઈને કહ્યું, " જો જો, ભુલી ન જતા ! "

અફસર—નહીં. નહીં, કદી પણ નહીં. એતો મારી ખાસ ફરજ છે.
આ સાંભળી જોગી ચાલ્યો ગયો.



# બાબ ૧૫ મો. *



## લડાઇ.



અજમેરના મહારાજાએ શહેરના રક્ષણ માટે પુરતો બંદોબસ્ત કરી લીધો હતો, જો કે યોગ્ય તો એજ હતું કે, તે શહેરની અંદર-થીજ લડે, પરંતુ લડાઈના આ કાયદામાં તેને કંઈક હીચકારાપણું જણાયું, તેણે પોતાના સઘળા સરદારોને બોલાવી તેમને લડાઇ માટે હીમ્મતવાન બનાવ્યા, અને તૈયાર કર્યા. તેણે પોતાના સૈનિકોને હિમ્મત આપતાં કહ્યું. " મહમુદજ તે પુરૂષ છે, કે જેની સામે આપણે હીમ્મતની પરીક્ષા આપવી છે, પ્રથમ તો એટલા માટે કે તે હીંદુસ્તા-નના કેટલાક રાજાઓ સાથે લડી ચુકયો છે, અને બીજું કારણ એ કે, કેટલીક ફોજોના હારી જવાને લીધે મહમુદના દીલમાં પોતાની સીપાઇગીરીપર ઘણું અભિમાન ઉત્પન્ન થઇ ગયું છે, પરંતુ મારા બહાદુરોની મને સંપુર્ણ ખાત્રી છે કે, તેઓ મહેમુદને કંઇ વિસાદમાં નથી ગણતા. જો મહેમુદને પોતાની બહાદુરીનો દાવો છે, તો મારા દરેક સીપાઇને દાવો છે કે મહેમુદની સઘળી ફોજોને કાપી ફેંકી દે. બેહતર તો એજ છે કે શહેરને યોગ્ય રક્ષણ હેઠણ છોડીને આપણે આપણા લશ્કરોની સાથે બહાર જઇએ, અને દશ બાર મૈલ પર મહે-મુદનો મુકાબલો કરીએ. " એ ત્રણ દરબારી પંડિતો કે જેઓ અ મોકાપર છાના બેઠા હતા, તેઓ સિવાય સર્વેએ ઘણા આનંદ અને જોશની સાથે કહ્યું, " ચાલો ! અમે મહારાજાના ચર્ણોની સાથે

છીએ, અને રાજા પર અમારા પ્રાણનું બળીદાન આપવામાં મગરૂરી સમજીએ છીએ. હજુર! જ્યારે અમારી સાથે હશો, ત્યારે અમોને તુર્કોની કંઇ બ્હીક નથી."

મતલબ કે અજમેરનું લશ્કર, રાજા પોતે, તથા તેના સઘળા શુરવીર અને બહાદુર સરદારો શહેર બહાર નીકળ્યા, અને તે સ્થળ કે જ્યાં જોગીઓની ઝુંપડી હતી, તેની પાસેજ મુસલમાનો સાથે મુકાબલો થયો. મુસલમાનો તો પ્રથમથીજ ત્યાં આવી પહોંચ્યા હતા, પરંતુ અજમેરનું લશ્કર કંઇકવાર પછી સાંજે પહોંચ્યું. તે દહાડે સુર્ય આથમી ચુક્યો હતો, તેથી લડાઈ બીજા દહાડા માટે મુલતવી રાખવામાં આવી, મહારાજા અને તેના નામવર સરદાર જેરામે પોતાના લશ્કરને ઘટતા બંદોબસ્તની સાથે અહીં તહીં પહાડીઓપર તથા તેના છેડાઓમાં ઉતાર્યું, કે જેથી હરીફ હુમલો કરીને જ્યાં હીંદુ ફોજો ઉતરે ત્યાં જુદી જુદી જગ્યાઓ સુધી તેઓનો સંહાર કરવા પહોંચી ન શકે. રાત્રીએ બન્ને બાજુના સરદારોને ઘણી ઉમદા રીતે ગોઠવણ કરવાની તક આપી હતી. પોત પોતાની તરફ બન્ને હુમલો કરનારાઓએ યોગ્ય વ્યવસ્થા કરી લીધી. મોરચાઓ ઘણી મજબુતીથી કાયમ કરવામાં આવ્યા, લડવૈયાઓને એક ટુકડી બીજી ટુકડીને જોઇતી વેળા મદદ આપી શકે એવી ઘણી શાંતીથી ગોઠવણ કરવામાં આવી, જો કે આ લડાઇના કાયદાઓ તે સમય સુધી યોજવામાં આવ્યા નહોતા, પરંતુ હુશીઆર અને અનુભવી સરદારો પોતાના ડહાપણથી એજ કાયદાઓથી મળતાં પરિણામો ઉત્પન્ન કરી લેતા હતા. મતલબ કે અજમેરના લાયક સરદારોએ તે કાર્યને થોડું ઘણું પુર્ણ કરી લીધું. પરંતુ હા, મહમુદની ફોજમાં આ પ્રકારની કંઇ ગોઠવણ નહોતી, તેના સઘળા

સીપાઇઓ પ્રાચીન અરબ્બી રૂઢી પ્રમાણે જમણા, ડાબા, આગલા, અને વચલા ભાગોમાં ગોઠવાઇ ગયા હતા. ઇસ્લામી ફોજોની આ એક સાધારણ શાન હતી, જેને લીધે તેઓએ રૂશીઅનોનો મુકાબલો કર્યો અને તેજ યુક્તિથી તેઓએ સ્પેન પર હુમલો કર્યો, એજ ગોઠવણે મીસરનો નાશ કર્યો, અને એજ ભયે તેઓને આફ્રિકાનાં રણો પર કબ્જો અપાવ્યો. ઇરાન પર જ્યારે ઇસ્લામી તલવારો રૂપી આફત અને મુસીબત આવી હતી, ત્યારે ત્યાં પણ એજ વ્યવસ્થા નજરે પડતી હતી. આ રૂઢીમાં કંઇક ફેરફાર શાયદ થયો હશે, નહીં તો તુર્કો તથા તાર્તરીઓએ પણ પોતાની ફોજોને એજ યુક્તિથી કેલવી. મતલબ કે સુલતાન મહેમુદની ફોજ ઘાટો તથા પહાડોઓ પર વહેંચાએલી નહોતી, બલ્કે સઘળા મુસલમાનો એક વિશાળ મેદાનમાં હતા, અને રાત્રીના અંધકારમાં તેઓએ જે તૈયારીઓ કરી, તે એજ હતી કે, ફોજોને મજકુર ભાગોમાં વહેંચીને પોતપોતાની જગ્યાએ કાયમ કરી. બન્ને તરફના બહાદુરોના દીલોમાં જે વિચારો હતા, તે જો કે બહાદુરી અને મુલ્કી શહાદત તરફ વધુ ઢળેલા હતા, પરંતુ મનુષ્ય પ્રકૃતિ મુજબ તેમાં આશાની સાથે નિરાશા પણ જરૂર મળેલી હતી. ખાસ કરીને અજમેરના મહારાજાની ફોજના સીપાઇઓને જો કે પોતાની બહાદુરીનો મુસલમાનો કરતાં વધુ દાવો હતો, અને કેટલેક વખતે શુરવીરતાના જોશમાં તેઓને મહેમુદના સીપાઇઓ કરતાં વધુ અભિલાષા હતી, તો પણ મહેમુદના લડવૈયાઓએ જે પરિણામો હીંદુસ્તાનમાં પબ્લીકને દેખાડી આપ્યાં હતાં, તેની ખબરો સાંભળી સાંભળી કેટલેક વખતે તેમના વિચારોપર બ્હીકની સાથે નિરાશા વધુ છવાઇ જતી હતી, આ વિચારો અજમેરના મહારાજાના પોતાના નહોતા, તે પુરો બહાદુર અને શુરવીર હતો, તેણે પણ ઇસ્લામી ફોજોની ફતેહમંદીની વાતો સાંભળી

હતી, પરંતુ તે વાતોને તે લોકોનું હીચકારાપણું ગણતો હતો, કે જેઓની હાર થઇ હતી.

મતલબ કે આવા સમયમાં રાત્રે ઉંઘ કોને આવે ? આવા ને આવા વિચારોમાંજ સવાર પડી, મુસલમાનોએ પહો ફાટતાંજ વધુ મકબુલીય્યતના વખતમાં ફજરની નમાઝ અદા કરી, અને હીંદુઓએ ઘણા ભાવ તથા શ્રદ્ધાથી દેવતાઓની પુજા કરી, અને તેમના પાસે શીર ઝુકાવી આરઝુમંદ થયા કે, તેમનો દેશ આ મુસલમાનોના હાથથી પવિત્ર રહે, ધાર્મિક ક્રિયાઓ પુર્ણ થતાંજ બન્ને ફોજો લડવા તૈયાર થઇ. સુર્યની સાથે તેના કિરણો પણ પુર્વમાં છુપાએલાં હતાં, અને પક્ષીઓની હીમ્મત હજુ સુધી માળામાંથી બહાર નીકળવાની થઇ નહોતી, તારાઓ પણ હજી કોઈ કોઈ જાગ્રત હતા, અને પાછી ફરતી નજરોવડે દુનિયાના આ ભયંકર સીનને જોઈ આંખો બંધ કરતા જતા હતા. એટલામાં બન્ને તરફના વાવટાઓ પરોઢીઆની તે હવામાં ફરકવા લાગ્યા, કે જે હવા આ કાર્ય કરતાં કલીઓને ખીલવવા અને શુશોભિત બાગના પેહલુમાં વા વા ને વધુ યોગ્ય હતી. આ વાવટાઓ હેઠળ બન્ને તરફના શુરવીરો ઘણી ધીરજ અને શાંતિથી ઉભા હતા, અને અંધકારનો પડદો જેમ જેમ ઉઠતો જતો હતો તેમ તેમ તેઓ પોતાના હરીફોનાં મ્હોડાં નવાઈ તથા આશ્ચર્યની નજરે વધુ ટીકી ટીકીને જોતા હતા. હવે અજવાળું વધુ થયું, અને લશ્કરી વાજીંત્રો વધુ જોરશોરથી વાગવા લાગ્યાં, જે જણાવી રહ્યાં હતાં કે, લડાઇ શરૂ થવાને હવે થોડીકજ વાર રહી છે, આ અવાજો સાંભળી તે લોકો કે જેઓના દીલોમાં થોડી ઘણી બ્હીક હતી, તે બ્હીકે તેમને વધુને વધુ થરથરાવી દીધા, પરંતુ સાથીઓની ગેરતે તેમને લડાઇના

મેદાનમાંથી પાછા પગ હઠાવવાની હીમ્મત થવા દીધી નહીં, તેથી પોતાના મનના ઉભરાઓને મનમાંજ દબાવી બહાદુરીની સુરત બનાવી ઉભા રહ્યા. સુલતાની ફોજનો નામીચો લડવૈયો સરદાર અલતુનતાશ કે જે ઘણું કરી મેદાનમાં સૌથી આગળ પડતો હતો, તે પોતે સુલતાનની આજ્ઞા લઇને પોતાના ચાર હજાર માણસોની ફોજ લઈ આગળ વધતો જોઇ અજમેરના રાજાએ ઘણો અફસોસ કર્યો અને બોલ્યો, "આપણા શહેરમાંથી નીકળી આપણું અહીં આવવું નકામું થયું, કારણ કે જ્યારે આપણે આટલે છેટે ચાલીને આવ્યા, ત્યારે આપણી તરફથીજ પહેલ થવી જોઇતી હતી. સારૂં, હવે મારા બહાદુરોમાંથી આ મુસલમાનના મુકાબલામાં કોણ જાય છે?"

અજમેરનો એક નામીચો બહાદુર કે જેણે હીંદુ રાજાઓની માંહોમાંહેની લડાઇઓમાં ઘણી મામના મેળવી હતી, તે આગળ વધ્યો, અને રાજાના પગનું ચુંબન કરી કહેવા લાગ્યો, "મહારાજ! હું જાઉં છું, અને આ મુસલમાનોને હજુરના પ્રતાપથી બતાવી આપીશ કે, જે વીરનરો અજમેરમાં રહે છે, તેઓ મુસલમાનોને કેટલા તુચ્છ ગણે છે."

રાજા—હા, હા, પ્રતાપસિંહ! (આ તે સરદારનું નામ હતું.) આ કામ તમારાથીજ બનશે, તમે થોડીક ફોજ પોતાની સાથે લઇને જાઓ, અને મુકાબલો કરો,

પ્રતાપસિંહ પણ ચારજ હજાર રજપુતોને પોતાની સાથે લઇ નીકળ્યો. અજાણી અને જુદી જુદી કોમોની લડાઇઓમાં હમેશાં આ ખરાબી હોય છે, કે બન્નેને માટે એકબીજાની ભાષા નવી હોવાથી અજ્ઞાનપણુંજ હોય છે, તેથી એકના વિચારો બીજા પર જાહેર નથી કરી શકાતા, અને લડાઇમાં આનંદ નથી મળતો. પ્રતાપસિંહના સા-

થીઓએ પોતાનાં ટોળાંથી જુદા પડતાંજ તીર તથા કમાન હાથમાં લીધાં, અને તીર બાજી કરતા કરતા આગળ વધ્યા, જેના જવાબમાં અલતુનતાશે પોતાના માણસોને હુકમ આપ્યો કે, "તમે પણ તીરબાજી કરતા કરતા આગળ વધો, અને તમારા ઘોડાઓને ઘણી તેજીથી આગળ કરો, કે જેથી આ તીરની લડાઇ પળવારમાં બંધ થઈ જાય, અને દુશ્મનોને આપણે તલવાર તથા ભાલાનો સ્વાદ ચખાડીએ."

મુસલમાનોએ પોતાના અફસરના કહેવા પર અમલ કર્યો, અને જો કે તેઓ પોતાની ફોજથી દુર થતા જતા હતા, તોપણ તેમણે સખ્ત હુમલો કરી દીધો.

બન્ને ફોજો મળી ગઈ, અને મળતાંજ એક ફોજી જોશ નજરે પડ્યો, જેથી ધારી શકાતું હતું કે શાયદ આ લડાઇનો ફેંસલો ઘણી જલદી થઈ જશે, પરંતુ થોડીજ વારમાં તે જોશ એક હાલત પર રોકાઇ ગયો, નજરોને તે જોવાની કંઇક તો ટેવ પડી ગઈ, અને લશ્કરીઆઓના હુમલાઓમાં પણ કંઇક ફેરફાર થયો હતો. અલતુનતાશે પોતાના સીપાઇઓને લડાઇની ઘણીજ ઉમદા તાલીમ આપી હતી, તેથી તેઓ હુમલો કરતી વેળા તીરબાજી કરતા આવી રહ્યા હતા, પરંતુ હીંદુ જવાંમરદોની પાસે આવી પહોંચતાંજ તેઓએ એટલી ત્વરાથી કમાનો ખંભા પર નાખી દઇ ભાલાં નમાવી લીધાં કે, જેથી તેમના દુશ્મનો પણ આશ્ચર્યચકિત થઈ ગયા. રજપુતો હજી સુધી તીરબાજી કરી રહ્યા હતા, અને અલતુનતાશના સાથીઓએ તેઓના શીર પર પહોંચીને તેમને ભાલાઓથી વિંધવા શરૂ કર્યા, આ જોઇને રજપુતોને પણ ગુસ્સો આવી ગયો, તેઓ એટલા તો ગુસ્સાથી કમાનોને ખંભાપર નાખવા ગયા કે, તેમાંની કેટલીક તો તુટી ગઇ, મત-

લબ કે તેઓએ પણ તીર કમાન મુકી દીધાં, અને તલવારો હાથમાં લીધી. જ્યાં સુધી મુસલમાનોના તીરોએ તેમને દુર રાખ્યા, ત્યાં સુધી બેશક તેઓ નુકસાની ઉપાડી રહ્યા હતા, પરંતુ છેવટે તેઓ જેમતેમ કરીને તલવારો લઇ મુસલમાનોના શીરપર પહોંચી ગયા, બન્ને બાજુના જવાંમરદો તલવાર બાજીનું પાણી બતાવી રહ્યા હતા, અને મોતનો ફરિસ્તો ગભરાઇ ગભરાઇને દોડતો હતો કે, કોને કોને દુનિયામાંથી વિદાય કરે. શરૂઆતના જોશમાં હીંદુઓએ તલવાર બાજીના કળાથી મુસલમાનોને દબાવી લીધા, પરંતુ છેવટે આ મોકા પર પણ બન્ને પક્ષોની એક સરખી સ્થિતિ થઇ ગઇ. જ્યારે ખુનરેજીનું જોર સારી પેઠે જામી ચુક્યું, સુર્યે પુર્વ બણી આવેલી પર્વતોની હારમાંથી ડોકું કાઢ્યું, અને પોતાનાં સવારનાં તેજદાર કિરણો વડે તે લોહીમાં ચળકાટ ઉત્પન્ન કરવા લાગ્યો, કે જે લોહી મેદાનના કેટલાક ભાગો પર છવાએલું હતું. તલવારો શાયદ સુર્યના પ્રકાશમાં સારી પેઠે ચમકતી હતી, પરંતુ તે બધી લોહીથી ખરડાઇ ચુકી હતી, અને તેના ઉપર તાપનાં કિરણો પોતે રાતા રંગમાં રંગાઇ ઝગમગતાં હતાં. આ જાંબાઝો વચ્ચે લડાઈ બરાબર ચાલી રહી હતી, અને તેમની મદદગાર અને દુઆગીર ફોજો એક ચુપકીદીના આલમમાં બન્ને તરફ ઉભી ઉભી પોતપોતાના કોમના મદદગારોનાં બાહુબળનો તમાશો જોઇ રહી હતી. લડતાં લડતાં પ્રતાપસિંહે એક તેજ હુમલો કર્યો, અને તે મુસલમાન સ્વારોમાં ઘુસતો ચાલ્યો ગયો, અને પોતાની ભાષામાં પોકારી પોકારી કહેવા લાગ્યો, "તુર્કોનો સરદાર ક્યાં છે? જો પુરૂષ હોય તો મારા મુકાબલામાં આવે!" અલતુનતાશને પોતાના કોઈ સીપાઈ મારફતે તેની મતલબ જણાઇ આવી, તે જાણતાંજ તે તુરત ઘોડો આગળ વધારી પ્રતાપસિંહનો માર્ગ રોકી ઉભો રહ્યો. તેના મ્હોડા અને રીત-

વાતથી પ્રતાપસિંહ સમજી ગયો કે, બેશક તે મુસલમાનોનો સરદાર છે, આટલું ધારતાંજ તેણે આગળ વધીને અલતુનતાશ પર તલવારનો એક ઘા કર્યો, પરંતુ અલતુનતાશે ઘણી ચાલાકીથી ખાલી જવા દીધો, પ્રતાપસિંહની તલવાર હજી પોતાના જોરમાંજ ચાલી જતી હતી, અને તે થોભવા પામે તે પહેલાં અલતુનતાશે પોતાની તલવાર ઉગામીને પ્રતાપસિંહના શીર પર એટલા જોરથી ચલાવી કે જો તે ઝુકી ન ગયો હોત, તો બેશક તેનું માથું ક્યારનું ઉડી ગયું હોત. અલતુનતાશને પ્રતાપસિંહની આ હુશીઆરી જોઇ અચંબો થયો, અને તેનું મ્હોડું જોવા લાગ્યો, ત્યાર પછી બન્ને જણા હુશીઆરીથી લડાઈ કરવા તૈયાર થયા, હવે બન્ને પક્ષોમાં અનુક્રમ વિના ઘણી સખ્તીથી ઘા પર ઘા થવા લાગ્યા, તુર્કી અફસર બહાદુર રજપુતને તથા બહાદુર રજપુત તુર્કી અફસરને વચમાં લાવવા મથતા હતા, પરંતુ કોઇની ઇચ્છા પુર્ણ થતી નહોતી. લડતાં લડતાં બન્ને થાકી ગયા, આટલી વારમાં ફક્ત એટલું જ થયું કે, અલતુનતાશની તલવારનો એક ન્હાનો જખ્મ પ્રતાપસિંહના બાજુપર લાગ્યો, પરંતુ તેનું પરિણામ એ આવ્યું કે તે તલવાર પ્રતાપસિંહના બખ્તરમાં પેસીને અટકી ગઇ, અને પાછી ખેંચતાં અલતુનતાશના હાથે કંઇક એવી ઉતાવળ થઇ કે તલવાર વળીને તુટી ગઇ. પ્રતાપસિંહને આ તક ઘણી ઉમદા મળી હતી, અને તે એવો બિન અનુભવી નહોતો કે આ તકને હાથથી જવા દે, તેણે તુરત તલવારનો ઘા કર્યો, અલતુનતાશે તેનો ઘા તો ઢાલપર ઝીલી લીધો, અને બીજા હાથથી ભાલું આગળ કરી પ્રતાપસિંહની છાતીમાં માર્યું, હીંદુ બહાદુરે પણ જમણી બાજુ નમીને તેનો ઘા ખાલી જવા દીધો, અને તાબડતોબ બીજા હાથે તલવારના ઘા કરવા લાગ્યો. બેશક, અલતુનતાશને માટે આ ઘણી કસોટીનો વખત હતો, તેના હાથમાં

કંઈ હથીઆર નહોતું. અને તે ફક્ત પોતાના બચાવની તજવીજ કરી રહ્યો હતો. આ સ્થિતિ જોઇને એ ચાર મુસલમાન સ્વારો પોતાના સરદારને એક તલવાર આપવા આગળ વધ્યા, પરંતુ હીંદુ ફોજના સીપાઇઓ તેને અન્યાય ગણતા હતા, તેથી તેઓએ પણ એક સાથે મળીને હુમલો કરી દીધો, કે જેથી મુસલમાનોની મદદ આવી પહોંચવા પહેલાં મુસલમાન સરદારનું કામ પુર્ણ કરે. હીંદુઓને આમ ખુલ્લી રીતે હરકત કરતા જોઇને મુસલમાનોએ પણ હુમલો કરી દીધો, જે વખતે અલતુનતાશ અને પ્રતાપસિંહમાં લડાઈ શરૂ થઈ હતી, તે વખતે બન્ને તરફના સવારો આ બાહુબળનો મનપસંદ તમાશો જોવા રોકાઈ ગયા હતા, અને હવે હુમલો પણ તેઓએજ કર્યો, મુળ ફોજો કે જે મહારાજા અજમેર અને સુલતાન મહેમુદના વાવટા હેઠળ હતી, તે હમણાં પણ તેવીજ ચુપકીદીની સાથે છાનીમાની ઉભી હતી. લડાઇમાં ફરી તેજી આવી. એજ સ્વારો કે જેઓ પ્રથમ લડી રહ્યા હતા, તે હાલ પણ લડી રહ્યા છે. પરંતુ આશાએશ લઈ, ખુદા જાણે તેઓ કેવા તાજા બની ગયા છે, કે ઘણી સખ્તીની સાથે લડી રહ્યા છે અને ઘણા જોરશોરથી પોતાના દુશ્મનોનું લોહી રેડી રહ્યા છે, સરદારો લડવા પહેલાં પણ એચાર કલાક તેઓ લડી ચુક્યા હતા, હવે બીજી વાર પણ લડતાં લડતાં ચાર પાંચ કલાક વીતી ચુકી છે, પરંતુ દરેક સીપાઈમાં એવો જોશ ઉત્પન્ન થઈ ગયો છે, કે થાકનું અને પોતાની જગ્યાથી પગ ખસેડવાનું નામ નથી લેતા, હવે સીપાઇઓને હુમલા બાજીમાં કંટાળો અને સુસ્તી પેદા થઈ, અને પોતાના થાકેલા બાજુથી તેઓ ઘાવ કરી રહ્યા હતા. સાંજ પડવા આવી, અને લડાઈ એવાજ જોરશોરથી થઇ રહી છે, બન્ને પક્ષના લોકો રહી રહીને કોશીશ કરે છે કે હરીફને મેદાનમાંથી નસાડી મુકે, પરંતુ તે સઘળી કોશીશો

નકામી થતી જતી હતી, આજે કોઇ પ્રકારનો ફેંસલો થાય, તેની આશા નહોતી, કેમકે અંધકાર વધુ છવાઈ ગયો હતો, અને લડાઇમાં કોઇ તરફ સુસ્તી કે બેદીલી જાહેર થઈ નહીં, ત્યારે સુલતાન મહમુદે પાછા ફરવાનું યોગ્ય ધારી લડાઇ બંધ કરવાનાં વાજીંત્રો વગડાવ્યાં, જે સાંભળી સઘળા સીપાઇઓ જુદા થઈ ગયા, અને લડાઇ બીજા દહાડા પર મુલતવી રાખવામાં આવી.

આ લડાઇમાં આશરે અઢીથી ત્રણ હજાર માણસોનું નુકસાન બન્ને પક્ષોને થયું, તેનું કારણ એ હતું કે બન્ને ચુંટી કાઢેલા અનુભવી અને કેળવાયલા સીપાઇઓ હતા, જેઓ હુમલાની સાથે પોતાની હીમાયતની પણ તજવીજ કરતા જતા હતા. રાત્રી ઘણીજ જોશ અને લાંબી લાંબી આશાઓમાં વીતી, હીંદુ બ્રાહ્મણો તથા કેટલાક ભાવિક રજપુતોએ આખી રાત મુર્ત્તિયો તથા દેવતાઓ પાસે સીજદામાં પડી, ઘણીજ નમ્રતા, આજીજી, અને કાકલુદીની સાથે રડી રડી આર્યાવ્રતને મુસલમાનોથી પવિત્ર રાખવાની દુઆઓ માગી, આખી રાત બરાબર શંખ તથા ઘંટાઓના અવાજો સંભળાતા રહ્યા, શ્રદ્ધાળુ અને શીયળવંતી ચંદ્ર સ્વરૂપ બાળાઓ દેવતાઓની સ્તુતિનાં ભજન અને પોતાના વડવાઓની શુરવીરતાનાં ગીતો ગાઇ રહી હતી, અને તેમાંજ તેઓની રાત વીતી. આ તરફ ઇસ્લામી છાવણીમાં શુદ્ધ અંતઃકરણનો નમુનો કંઇક વિશેષ જણાતો હતો. જો કે ત્યાં દેવતાઓની સ્તુતિનાં ભજન ગવાતાં ન હતાં, કે તેમની સોસાયટીમાં આવી જાતની આજીજી અને દેહદમનને માટે સમય ન હતો, પરંતુ પોતાની દુઆઓ માંગવાની જે રીત તેઓએ ધારણ કરી હતી, તે આ હતી કે, ખુદાએ વાહેદ ઝુલજલાલ વાલા કરમ આગળ દરેક શખ્સનું શીર ઝુકેલું હતું, કોજી

તંબુઓની મસ્જીદો આબાદ હતી, તહજ્જુદની નમાઝ ખુશઇલહાનથી અદા કરવામાં આવતી હતી, કુરઆન ખ્વાનીના અવાજો આ વનમાં ગુંજી રહ્યા હતા, કે જ્યાં હીંસક અને ફાડી ખાનારાં પ્રાણીઓની બુમો સિવાય બીજા કોઇ પ્રકારના અવાજો નહીં સંભળાયા હોય, સવાર પડતાંજ તેઓમાં અઝાનોના પોકારો બુલંદ થયા, અને ત્યાં હીંદુ ફોજોમાંથી શંખ તથા ઘંટના અવાજો વધુ જોરશોરથી આવવા લાગ્યા.

પ્હો ફાટતાંજ બન્ને પક્ષના લોકો જલદી જલદી પોતાની બંદગીથી ફારેગ થઇ લડવા–મરવા તૈયાર થયા, લડાઈ માટે લાઇનો ગોઠવવામાં આવી, બંદગી વેળા જે વાજાંઓના અવાજો આવતા હતા, તે મોકુફ થયા અને તેની જગ્યોએ લડાઇનાં વાજીંત્રો વાગવા લાગ્યાં, અજમેરના મહારાજાની તરફ બ્યુગલ ફુંકાઇ રહ્યાં છે, ઘંટ વાગી રહ્યા છે, અને આવા પ્રકારનાં વાજીંત્રોના અવાજો દરેક જણના કાનોમાં પહોંચે છે. મહેમુદના લશ્કરમાં એક તરફ આરબોએ પોતાના ન્હાનકડાં નગારાં વગાડી વગાડી બદ્દુઓના દીલમાં હીંમત રેડવી શરૂ કરી, બીજી તરફ તુર્કી તથા મુગલોનાં ટોળામાંથી મોટાં નગારાં અને બ્યુગલના ગંભીર અવાજો બુલંદ થયા. જેણે કેટલાક સાંભળનારાઓનાં રૂવાં ઉભાં કરી દીધાં, આ અવાજ ઘણા રૂઆબ અને ભપકાથી આ વનની શીતળ હવાને જીતતો જીતતો આગળ વધ્યો, અને સીપાઇઓની પહેલી બહાદુરી દેખાડવાની સાબીતી રૂપે આજુ બાજુની પહાડીઓ સાથે ટક્કરો ખાવા લાગ્યો. આજે હીંદુઓએ વધુ હીમ્મત અને દ્રઢતાથી કામ લીધું, પ્રથમ જે પુરૂષ મેદાનમાં આવ્યો, તે અજમેરના રાજાનો બાહુબળ અને અજમેરના રાજ્યનો સ્તંભ તથા રાજનો જાંનીસાર રણજીતસિંહ હતો, આ પુરૂષ રાજાના ભાઇબંધો

માંહેનો હતો, અને દરેક મારકાઓમાં તેણે પોતાની બહાદુરીની કંઇને કંઇ યાદગીરી જરૂર મુકી હતી, તેના હાથ હેઠળ દશ હજાર સીપાઇઓનું લશ્કર હતું, જેમાંનો દરેક જણ મેદાનમાં પોતાના માલીકપર પ્રાણ અર્પણ કરવા તૈયાર રહેતો હતો. રણજીતસિંહના શીરપર એક મોટી પાઘડી હતી, જેમાં કેટલાક હીરાઓ લાગેલા હતા, અને કલગી પવનમાં નાજુક લહેરો લઇ લઇ તેનાં ગૌરવ અને દરજ્જાની સાબીતી આપી રહી હતી, મુલ્યવાન મીરઝાઇ કલગીમાં હતી, અને પોતાના દેશની ફેશન પ્રમાણે ઘણી ઉમદા ધોતી પહેરી હતી. એક હીંદુસ્તાની સબ્જ ઘોડો રાન હેઠળ હતો, હથીઆરો પણ તે સમયની જરૂરત કરતાં વધુ અને કીંમતી હતાં, તલવાર મ્યાનમાં અને ઢાલ પીઠપર હતી, ખેર, બીજાં બધાં હથીઆરો તો હતાંજ, પરંતુ તીર કમાન હાથમાં લીધેલાં હતાં, કારણ કે તેના મુકાબલામાં હજી સુધી કોઈ પુરૂષ નીકળ્યો નહોતો, તેથી તે તીર કમાનથીજ કામ લેવા ઇચ્છતો હતો, કે જેની મારફતે છેટેના દુશ્મન સુધી મોતનો સંદેશો પહોંચાડી શકાય, રણજીતસિંહ જો કે ફારસી ભાષા નહોતો જાણતો, છતાં પણ તેણે કંઇક એવા રૂઆબદાર અવાજે પોકાર કર્યો કે, તે પોતાના મુકાબલા માટે કોને બોલાવે છે, તે સર્વે લોકો સમજી ગયા.

અલતુનતાશ મુકાબલા માટે લાઇનમાંથી નીકળ્યો હતો, પરંતુ સુલતાને તેને પાછો બોલાવી લીધો, અને ઘણીજ મોહોબ્બત અને માયાથી કહ્યું, “ કાલે તમે મુકાબલામાં ઘણી મહેનત ઉઠાવી ચુકયા છો, આ રજપુતના મુકાબલામાં કોઇ બીજા જણે જવું જોઇએ. ”

અલતુનતાશે ફરી રજા માગીને અરજ કરી, “ સુલતાને આલમ! મારે કોઇ એવી મહેનત નથી કરવી પડી, અને આતો જિહાદ છે,

તેમાં જેટલી વધુ સર ગરમી દેખાડીશ, તેટલાજ વધુ સવાબનો હક-દાર થઇશ. ”

સુલતાન મહેમુદને ઘણી અજાયબી ઉત્પન્ન થઇ કે, આમ કહેવા છતાં હજી સુધી કોઇ બહાદુરે મેદાનમાં નીકળવાનું નામ પણ નથી લીધું, આ વિચાર તેણે મનમાંજ રાખ્યો, અને અલતુનતાશને કહ્યું, અલતુનતાશ! આજે ફરી તમને લડાઇમાં મોકલવા એ જુલમ છે, કસમ છે તે પાક પરવરદિગારની કે, આ જુલમનો ગુજારનાર બનવા કરતાં એ મને મંજુર છે કે હું પોતે આ રજપુતોના મુકાબલામાં જાઉં. અને હા, તમારી પેઠે મારી ઉપર પણ જિહાદ ફરજ છે. સારૂં, તમે સર્વે થોભો. હુંજ આ રજપુતને તેના શિર્કની સજા આપવા જાઉંછું.”

બાદશાહને મોઢે આ શબ્દો સાંભળતાંજ દરેક જણના દીલમાં જોશ પેદા થઇ ગયો, અને કેટલાક સરદારોએ આગળ વધી અરજ કરી. “ હજુર! જ્યાં સુધી અમે લોકો મોજુદ છીએ, ત્યાં સુધી એ નથી બની શકતું કે અમારા સુલતાનને આવી તકલીફ સહેવી પડે, અમે જાંનીસારો તે દહાડે જીવતા નહીં હોઇએ, કે જે દહાડે હજુર લડાઇના મેદાનમાં એકલા પગ મુકશે. ”

ત્યાર પછી દાવુદતાઇએ હાજર થઇ અરજ કરી, “ હજુર! હું જવાની આજ્ઞા માગું છું, જો ખુદાએ ઇચ્છયું તો આ બુત પરસ્તને મારે હાથે સજા મળશે. ”

સુલતાને દાવુદની આ દરખાસ્ત મંજુર કરી, અને જો કે તે સાદા લીબાસમાં હતો, પરંતુ તે ઠીકઠાક કરીને ઘણી દ્રઢતાની સાથે મુકાબલામાં નીકળ્યો. જ્યાં સુધી દાવુદ લડાઇના મેદાનમાં આવ્યો ન-હોતો. ત્યાં સુધી બહાદુર રજપુત રણજીતસિંહે કેટલીક વાર મુસલમા-

નોને પોતાના મુકાબલામાં બોલાવ્યા, મુસલમાનોના તરફથી આ સુસ્તી જોઇને તેણે ખ્યાલ કરી લીધો, કે મુસલમાનો મારી સાથે મુકાબલો કરતાં ડરે છે, પરંતુ જ્યારે દાવુદ તેના મુકાબલામાં આવ્યો, ત્યારે તેણે પ્રથમ તો ખુબ ટીકીટીકીને તેનું મ્હોડું જોયું, કે બ્હીક અને ગભરાટનાં ચિન્હો તો નથી જણાતાંને! પરંતુ આ પ્રકારની કોઈ નિ-શાની નહીં જણાતાં પોતે આશ્ચર્ય થયો, અને લડાઈ માટે તૈયાર થયો કે જો દાવુદે પોતાના ગભરાટને છુપાવ્યો હશે, તો તે જાહેર થઇ જશે, પરંતુ દાવુદની તરફથી તેના પોતાના કરતાં વધુ તેજી અને ચાલાકી જાહેર થઇ. બન્ને એકબીજાની ભાષાથી નાવાકેફ હતા, જેને લીધે કંઈ પણ વાતચીત કે મ્હોડેથી એક પણ શબ્દ બોલ્યા સિવાય લડાઈ શરૂ કરી દીધી.

તલવારો શરૂઆતમાં તો ચમકી, કે જ્યારે ખેંચીને સપાટામાં થોભી ગઇ હતી, ફરી કંઇ જોવામાં ન આવ્યું, કે તલવારો ક્યાં જાય છે, અને ફરી ક્યાં આવે છે. સર્વેની નજરો ઘણીવાર સુધી બન્ને લડવૈયાઓને હેરતની નજરે જોઇ રહી હતી, કંઇક વાર પછી તલવા-રોની નહીં થોભનારી ચમકમાં એક સીપાઈ આવ્યો, આશ્ચર્યની નજરે જોનારાઓને થોડીવાર પછી જણાયું, કે તે સીપાઈ નહીં, પરંતુ દાવુદ તાઇની ઢાલ હતી, તેની તલવાર એક ઘામાં કંઇક એવી વધી, કે તડાક કરતી તુટીને બે ટુકડા થઇ ગઈ, રણજીતસિંહને આ તક ઘણી ઉમ્દા મળી હતી, તેણે તલવારના ઘા બરાબર કરવા શરૂ કરી દીધા, પરંતુ મુકાબલામાં જેવો તેવો સાધારણ સીપાઈ નહોતો, કે પોતાની તલવાર તુટી જવા પર પણ ભુલાવામાં પડી જાય, તેણે એટલી ઝડ-પથી હાથમાં ઢાલ લઈ લીધી, કે ઘણી વાર સુધી જોનારાઓને તેની ઢાલ

એક નવાઇની ચીજ જણાતી રહી. આ લડાઇએ એક અજબ રોનક પેદા કરી આપી હતી, જેઓના દીલમાં વધુ ગભરાટ સમાએલો હતો, તેમનું દીલ પણ બહેલી ગયું હતું, અને આ બન્ને જાંબાઝોની લડાઇને ઘણા આનંદની સાથે જોઇ રહ્યા હતા, દાવુદે છેવટે પોતાનો ભાલો હાથમાં લીધો. ભાલાની લડાઇમાં અરબ લોકોને અસાધારણ મહાવરો હોય છે. અને જાણે તે હથીઆરને તે ભુમીવાસીઓએ પોતાનું કરી લીધું છે. દાવુદે ભાલાના ઘા એટલી ઝડપ અને એટલા જલદી જલદી કર્યા, કે રણજીતસિંહને જરા પાછળ હટી જવું પડયું, એટલા માટે કે તેની પાસે ભાલો નહોતો, થોડીવાર તેણે પોતાનો બચાવ કર્યો, પરંતુ છેવટે કંઇક વિચાર કરી, તીરકમાન હાથમાં લઇ, દાવુદ પર તીર વરસાવવા લાગ્યો, દાવુદે તેનો ખ્યાલ પણ ન કર્યો, કેમકે તીરની લડાઇમાં માણસ તે ઝડપ નથી બતાવી શકતો, કે જે ભાલા અને તલવાર મારફતે દેખાડી શકે છે, આમ લાચારીથી રણજીતસિંહને ઘણુંજ પાછળ હટી જવું પડયું, કે જેથી દાવુદનાં ભાલાથી બચી શકે. દાવુદ હુમલો કરીને ઘોડો તેની તરફ દોડાવ્યો, હીંદુ જાંબાઝને વળી વધુ હટવું પડયું, મતલબ કે મનમાં ગમે તેમ હોય, પરંતુ લડાઇનો જાહેરી રંગ તો એજ બતાવી રહ્યો હતો કે, રણજીતસિંહ હાર્યો, અને દાવુદ તેની પુંઠ પકડતો ચાલ્યો જાય છે, આ દેખાવે બન્ને તરફની ફોજોને અધીરી બનાવી દીધી, હીંદુઓએ વિચાર્યું કે પોતાના સરદારને બચાવે. અને તેની મદદ કરે. મુસલમાનોને બ્હીક લાગી, કે ક્યાંક એમ ન બને કે દાવુદ પોતાની ફોજથી વધુ દુર જઇ હીંદુઓનાં ટોળાંમાં ઘેરાઇ જાય! આ ખ્યાલ હકીકતમાં કયામત મચાવી રહ્યો હતો, બન્ને ફોજો આગળ વધી, અને એક આમ હુમલો થઇ ગયો, લડાઇનાં વાજીંત્રો પહાડીઓ તથા સઘળી ચીજોને ખબર આપવા લાગ્યાં, કે કયામત

આવી ગઇ, ખુદ સુલતાન મહેમુદ અને ખુદ અજમેરના રાજાના ઘોડાઓ પણ પોતાનું ગૌરવ દેખાડવા લાગ્યા, બન્ને ફોજો મળી ગઇ, અને લડાઇનો ખુનરેજ તમાશો દરેક દીલોપર ભયની છાપ પાડવા લાગ્યો. સુલતાન મહેમુદે લડાઇના મેદાનમાં પહોંચીને પોતાના સીપાઇઓ તથા સરદારો પ્રત્યે આ વાક્યો કહ્યાં,

" ઓ ઇસ્લામી બહાદુરો ! ઓ તુર્કી અને અરબી જાંબાઝો ! માથું વેચવાનો વખત આવી ગયો ! જન્નતના દરવાજા ખુલી ગયા. જિહાતના શોખમાં સર્વે આગળ વધો. સાંભળો ! જાણે મારા કાનમાં અવાજ આવી રહ્યો છે, કે હુરો તમોને પોકારી પોકારીને બોલાવી રહી છે, ખુદાવંદે આલમ તમારી જાંબાઝીઓની કદર અને બદલો દેવાની નજરે તમોને જોઇ રહ્યો છે, તેનું જાહેરી કલામ તમારા દીલોમાં છે, તેને પોતાની શોભા બનાવો, તે ખુદા પાસે ફતેહના અભિલાષી રહો, અને જે કોઈ આ નેક કાર્યમાં હરકત કરે તેને કાપી નાખો. તમે ખુદાનું કામ કરી રહ્યા છો, તેથી તેજ ખુદાવંદે આલમ તમોને મદદ કરશે. અને તમારી તલવારોમાં એવડી અસર ઉત્પન્ન કરશે, આ ભુમિમાં તમે કોઇના છુપાવ્યા છુપી નથી શકતા, તમોને કોઈ મદદગાર દોસ્ત નથી મળી શકતો, તમારી તવહીદની માન્યતાને ભલું બુરૂં કહેનારા દરેક જગ્યાએ મોટી સંખ્યામાં મોજુદ છે, ફક્ત બુતપરસ્તો, મુશરેકો, અને ( મઆજ અલ્લાહ ) ખુદાની ખુદાઇમાં બટ્ટો લગાડનારાઓથી આબાદ છે, એવા સ્થળમાં તમે ફક્ત પોતાની હીમ્મત ( નહીં, નહીં, તોબા. ) ફક્ત ખુદાના ફજલો કરમ પર ભરોંસો રાખી શકો છો, માટે ઓ મુસલમાનો ! વધો, ઇસ્લામને આ સરજમીનમાં ફેલાવો, બુતોની હુકુમત તોડી પાડી ફક્ત તે ખાલિકે આલમની હુકુ-

મત સ્થાપો, અને તેને સીકકો દરેક દીલો પર જમાવો, કે જેને જલાલ તમારી તલવારો બલ્કે તમારા દરેક હુમલાઓથી પ્રગટ થાય છે.”

આટલું કહીને સુલતાને પોતાનો ઘોડો લડાઇના મેદાનમાં વધુ વધાર્યો, આ સંભાષણ સાંભળતાંજ મુસલમાનોના હોંસલા વધુ વધી ગયા, અને તેમનો જોશ તાજો થઇ ગયો, સઘળાઓએ એક સાથે હુમલો કરી દીધો. ગઇ કાલની પેઠે આજે થોડી થોડી ફોજો મુકાબલામાં નહોતી ઉતરી, બલ્કે આજે તો આખી ઇસ્લામી ફોજે હલ્લો કરી દીધો, મુસલમાનોનો જોશ જોઇને હીંદુઓના બહાદુર રાજ્યકર્તા અજમેરના મહારાજાએ પોતાના સ્વારોના હોંસલા વધારી દીધા. અને પોતે પોતાના શુરવીર અફસરો તથા સરદારોની સાથે મેદાનમાં નીકળ્યો, તેનું સંભાષણ પણ ઘણુંજ અસરકારક હતું, દરેક હીંદુ સીપાઈ પોતાના મનમાં સારી પેઠે સમજી ચુક્યો હતો, કે મુસલમાનો કેટલા બધા જુલમી છે, રાજાએ આ વાત સર્વેના દીલોમાં ઠસાવી દીધી હતી કે, મુસલમાનો હદથી જયાદા જુલમી છે, તેમની મતલબ આ ભુમિપર રાજ્ય કરવાની નથી કે, જેથી કદાચ તેમનાથી કદી અદલ ઈન્સાફની આશા રાખી શકાય, બલ્કે તેઓ ફક્ત હીંદુ ધર્મને ઝલીલ કરીને, મુર્તીઓનું અપમાન કરીને, પોતાનું દીલ શાંત કરવા અને લુંટફાટ કરીને તથા હીંદુ રમણીઓ અને શીયળવંતી અબળાઓનાં ઘરેણાં, શાહી ખજાનામાંનું ઝવેરાત સર્વે લુંટી પોતાની મુઠીઓ ગરમ કરીને ચાલ્યા જવાના છે, તેઓ લુટારા છે, ફક્ત લુટફાટ અને ધાડ પાડવી એ તેમનું કામ છે, જો કે શાહીબળ તેમની સાથે છે, પરંતુ અસલમાં તેઓ તેજ લુંટારા અને ડાકુ છે.

મતલબ કે બન્ને તરફની ફોજોમાં પુરતો જોશ હતો, સઘળા

સીપાઇ લડાઇના મેદાનમાં કુદી પડયા, અને લડાઇ એટલી સખ્તીથી થવા લાગી, અને મેદાનમાં એવો ગંભીર દેખાવ થઈ રહ્યો કે, જોનારાઓનાં દીલ કંપી ઉઠતાં હતાં, બહાદુરો તો એજ હતા કે, જેઓ રણમાં પોતાના મુકાબલામાંના લોકો સાથે લડવામાં મશગુલ હતા, અને કોઇ બાજુ આંખો ઉઠાવી જોતા પણ નહોતા. પરંતુ આયુષ્યોની સમાપ્તિનો સમય આવી પહોંચ્યો હતો. આહ ! આવા આવા નવ જુવાન, આવા કોમી પહેલવાન અને તંદુરસ્ત, આવા આવા ખુશરૂ અને પરી સ્વરૂપો દુનિયામાંથી વિદાય થઈ રહ્યા હતા, તે પણ એવા નિરાધાર અને લાચાર સ્થિતિમાં કે તેમને ન કોઇ ઉઠાડનાર હતો કે, ન શીરપર બેસી રડનાર નજરે પડતો. તેમની વફાદાર પત્નિઓ તેમની સાથે જીવતી બળીને રાખ થઈ જવું આનંદની સાથે સહન કરી લેતી હતી, તેઓ પણ ઘરોમાં દુઃખી હૃદયને હાથોમાં દબાવી બેઠી હતી. લાસોના દુશ્મન મુરદાખોર જાનવરોને પણ લડાઇની ગડબડમાં એટલી તક મળતી નહોતી કે, જેથી લાસોના શરીર પર બેસી પોતાનું પેટ ભરે, અને ઘોડાઓને એવી કોઇ તક મળતી નહોતી કે, જેથી પોતાની પીઠપરથી પડી જનારા બીલકુલ નિર્જીવ થઇને પડયા છે કે તેમનામાં હજુ કંઈ દમ બાકી છે, તે જુએ. ભલે તેઓ ગમે તે સ્થિતિમાં હોય પરંતુ લડતા સીપાઇઓ તેમને કચરતા કચરતા ચાલ્યા જાય છે, અને તેજ ચાલના ઘોડાઓ તેમને ચગદતા જાય છે. મતલબ કે જો જીવતા હોય તો પણ આ સંકટ અને મુસીબતમાં ફસાઇને દમભરમાં દુનિયામાંથી વિદાય થઇ જાય છે.

લડાઇ ઘણી લંબાઈ, તેની પહેલાં દાવુદતાઈ અને રણજીસિંહની લડાઇમાંજ દશ અગિયાર વાગી ગયા હતા, હવે બન્ને તરફના લડવૈયાઓએ આટલી વાર સુધી એક સરખી બહાદુરીથી કામ લીધું. ત્રણ

વાગી ગયા છે, અને લડાઈ તેવીજ સાધારણ ઝડપે અને જોરશોરની સાથે ચાલુ છે, કોઈ શખ્સ રણમાંથી હટવાનું નામ નથી લેતો, અને હટે કેમ ? દરેક જણે પોતાના મનમાં એજ મનસુબો કરી લીધો છે કે કાંતો જીત થશે, અને નહીં તો અહીં મરીને જઈશું. હીંદુ ફોજના બહાદુર સરદાર જેરામે આ તકે એક છેવટની કોશીશ કરી, તે એ કે. તેણે પોતાના સાથી લડવૈયાઓની ફોજમાંથી દશ હજાર સ્વારો ચુંટી ને જુદા કરી લીધા, અને પાછળ હટીને પહાડીઓના દામનમાં છુપાઇ ગયો, ફરી છુપી રીતે ચક્કરખાઇ પહાડીઓના દામન ચીરી તે ડાબી બાજુથી ઓચિંતો નીકળ્યો, અને આ બાજુ એકાએક હુમલો કરી લડાઇના મેદાનમાં એવી રીતે કુદી પડયો કે, જાણે કોઇ નવી ફોજ હીંદુઓની કુમકમાં આવી ગઇ, આ બહાદુરો હુમલો કરતી વેળા જોરથી "અજમેરના મહારાજાની જય" ના પોકાર કર્યો અને લડાઇના મેદાનમાં પોતાના ઘોડાની તેજી દેખાડવા લાગ્યે. જેરામના આ હુમલાએ મુસલમાનોપર ઘણી ભારે અસર કીધી, બેશક તેમનાં દીલ ન્હાનાં થઇ ગયાં હતાં, અને તેમના પગ ઢીલા થવા લાગ્યા હતા, પરંતુ એક તરફથી અલતુનતાશે, બીજી તરફથી દાવુદતાઇએ, અને વચમાંથી ખુદ સુલતાન મહેમુદે પોતાના સ્વારો અને લોકોને લલકારી જોશમાં લાવી એકાએક હુમલો કરી દીધો. અને એવો હુમલો કર્યો, કે સઘળા મુસલમાનોએ પણ એકાએકા ચોંકીને પોતાના દુશ્મનોપર એક જોરનો હુમલો કર્યો, અને "અલ્લાહો અકબર" ના પોકારો ઘણા જોરથી બુલંદ થયા, અને લડાઈની અગ્નીથી જોનારાઓને અગ્નિની ચીંગારીઓ ઉડતી નજરે પડવા લાગી.

સુલતાને એક બીજી યુક્તિ રચી, જે વધુ કારગર પુરવાર થઈ,

ઇસ્લામી લશ્કરમાંના ચાર હજાર તીર અંદાજો કે જેઓ આની પહેલાં પોતાની તલવારોનું તેજ બતાવી રહ્યા હતા, તેઓને લડવૈયાઓથી છુટા પાડી એક પહાડની દામનૂમાં હારબંધ જુદા ગોઠવ્યા, તેઓ કેટલુંક ચક્કર ખાઇને તીરબાજી કરતા કરતા આગળ વધ્યા, તેઓએ એક એવી જગ્યા શોધી કાઢી કે, જ્યાંથી તેઓ પોતાનાં તીરોનાં નિશાન ફક્ત હીંદુઓનેજ બનાવી શકે, આ લોકોનાં તીરોએ ખરેખર મોટી અસર કીધી, જેઓ મુસલમાન લડવૈયાઓની સામે લડાઇમાં મશગુલ થવા ચાહતા હતા, તેમાંના કેટલાકને તો આ લોકો તીર મારી મારીને પાડી નાખતા હતા, અને જેઓ જીવતા બચી જતા હતા, તેમને હટી જવા અથવા નાશી જવા સિવાય બીજો કોઈ માર્ગ નહોતો. આ તીરોમાં હીંદુઓએ ઘણી ધીરજ અને દ્રઢતાની સાથે કામ લીધું, પરંતુ અણદીઠ આલમગીર જમદુતની સાથે તેમનો શું ઇલાજ હોય? તેઓ ઘણાજ પરેશાન હતા, અને આમ તેમ ગભરાતા ફરતા હતા, ખુદ અજમેરનો મહારાજા અને તેનો બહાદુર નવ જુવાન સરદાર જેરામ એ બન્ને ચિંતામાં હતા કે, હવે શું કરવું, દરેક પ્રકારની પરેશાની હોવા છતાં પણ બન્ને ઘણાજ બહાદુરીથી મુકાબલો કરતા હતા, અને બરાબર લડવાને ફોજને ઉશ્કેરતા હતા, હવે સુર્ય અસ્ત થવા આવ્યો હતો, પક્ષીઓ કે જેઓ લડાઇના હંગામને જોઈ ઉડી ગયા હતાં, અને આમ તેમ પહાડીઓની ટેકરીઓપર, છુપા બેસી રહ્યાં હતાં તેઓ હવે સાંજ પડી જોઇને પોતાનાં રહેઠાણો અને માળાઓ તરફ ફરવાના ઇરાદાથી ઉડી ઉડીને આવતાં હતાં, અને ક્યાંએ થોભવાની જગ્યા ન પામતાં લડાઇના મેદાનની હવામાં આમ તેમ ઉડવા લાગતાં હતાં, આ તીરબાજીની મુસીબતની સાથે હીંદુઓ પર છેવટ વખતે વધુ મુસીબત નાખી, મુસલમાનોનો દુર અંદેશ અફસર દાવુદતાઇ કે જે પ્રથમ લડા-

ઢમાં ઉતર્યો હતો, તે હીંદુઓની આ સ્થિતિને સારી પેઠે સમજી ગયો, અને તેમની નિષ્ફળતાની બીના તેમના ચહેરા પરથી તેણે વાંચી લીધી. તેણે પોતાના સવારોને એકાએક ઉશ્કેર્યા, અને "અલ્લાહો અકબર" ના પોકારો પોકારી એક જોરથી આખરી હુમલો કરી દીધો. આ હુમલાએ હીંદુઓના પગ ઉખેડી નાખ્યા, અને સઘળાં ટોળાં તો જામીને લડી રહ્યાં હતાં, પરંતુ એ રસાલા કે જે ડાંબી બાજુ ઘણી વારથી બદહવાસ થઈ રહ્યા હતા અને દાઉદના સ્વારોનું વધુ દબાણ તેમના પરજ પડતું હતું, તેમનાથી થોભી ન શકાયું, તુરત નાશી છુટયા, બહાદુર જેરામના સાથી કે જેઓએ ફોજના વચલા ભાગને વધુ મજબુત બનાવી રાખ્યો હતો, તેના પણ પગ ઉખડી ગયા, બીજા અફસરો તેમને રોકવા અને થોભાવવાની તદબીરોમાં હતા, ત્યાં તો ફોજનો બાકી રહેલો ભાગ જે અત્યાર સુધી મુકાબલો કરી રહ્યો હતો તેણે પણ નાશવું શરૂ કર્યું. મતલબ કે ફોજ કંઇક એવી રીતે નિરાશ અને બેદીલ થઈને નાશી, કે અજમેરના મહારાજા અને તેના વફાદાર અફસરોએ હજારો યુક્તિઓ કરી, પરંતુ કંઇ ન થઇ શક્યું, જો કે મુસલમાનોને મોકો મળી ગયો હતો, કે જેથી પુંઠ પકડીને પોતાના દુશ્મનોનું કામ આજેજ પૂર્ણ કરી દે, પરંતુ તેઓએ ખુદા જાણે થાકી જવાને લીધે અથવા નહીં માલુમ શું કારણે બીલકુલ પુંઠ નહીં પકડી, બલ્કે કોઈ કોઇ અફસરોએ ઇરાદો પણ કર્યો, તો ખુદ સુલતાન તથા તેના સાથીઓએ રોકી દીધા, હીંદુઓએ જ્યારે જોયું કે મુસલમાનો બીલકુલ પુંઠે નથી પડયા, ત્યારે પોતાની છાવણીમાં જઈ થોભી ગયા, જેના તંબુઓની હારો સુલતાનની છાવણીની પાસેજ હતી, અને છેટે સુધી ફેલાતી ચાલી ગઇ હતી. સુલતાન મહેમુદ જ્યારે પોતના તંબુ તરફ ચાલ્યો, ત્યારે તેની સાથે બીજા બધા સરદારો સાથે અલતુનતાશ પણ હતો, સુલ-

તાને તેની તરફ ફરીને કહ્યું, " અલતુનતાશ! આજ લડાઈ જોઇ? હું હીંદુઓની કેટલીક ફોજો સાથે લડયો, પરંતુ આવા શુરવીર અને જંબાઝ સીપાઈઓ સાથે લડવાની તક આજ સુધી મળી નહોતી. "

અલતુનતાશ—હજુર ! બહાદુર તો જરૂર છે, પરંતુ બહાદુર મુસલમાનોની ધીરજ અને દ્રઢતાએ તેમના હોશ ઉડાવી દીધા.

મહેમુદ—બેશક ! પરંતુ અફસોસ મનસુરનો પતો નથી, જો આજે તે હોત, તો તેના હુમલાઓની સામે હિંદુઓ આટલી વાર પણ ન થોભી શકત.

અલતુનતાશ—વ્યાજબી છે, સઘળી વાતોથી નજર ફેરવતાં મનસુરના ગમે અમારા જવાંમરદોને વધુ સુસ્ત બનાવી દીધા છે.

મહેમુદ—નહીં માલુમ, મનસુરને શું થયું, અથવા તે કયાં અલોપ થઇ ગયો !

અલતુનતાશ—સુલતાની તાબેદારો આ લડાઇથી પરવારી લે, તો મનસુરની શોધમાં સરગરમાંથી કોશીશ કરવામાં આવે, મારા ધારવા પ્રમાણે આ લડાઇનું છેવટ કાલેજ આવી જશે,

મહેમુદ—ઈન્શા અલ્લાહ.

આમ વાતો કરતા કરતા પોતાની ફોજની સાથે છાવણી તરફ રવાના થયા.



## બાબ ૧૬ મો.

### અજમેરી કેમ્પ.



જો કે હીંદુઓએ લડાઇમાં ઘણી બહાદુરી દેખાડી હતી, તેમાં ખાસ કરીને સરદારોએ તો પોતાની કોમી લાગણીનો અનહદ જોશ દેખાડી આપ્યો હતો, પરંતુ લડાઇનું પરિણામ એવું નઠારૂં આવ્યું, કે રાજા તથા સઘળા દરબારી અમીર ઉમરાવો અને અફસરો જ્યારે પોતાના રહેઠાણે પહોંચ્યા, ત્યારે ઘણાજ સુસ્ત અને અનહદ દીલગીર હતા, રાજાની એવી સ્થિતિ હતી, કે તે ગુસ્સા અને સદમાને લીધે પોતાના કાબુથી બહાર નીકળી જતો હતો, તેણે પોતાના શાહી તંબુમાં દાખલ થઇ થોડીવાર વાટ જોઇ, અને પછી સર્વે ફોજી અફસરોને પોતાની હજુરમાં બોલાવ્યા. દરબાર હમેશના રિવાજ મુજબ દબદબાની સાથે ભરવામાં આવ્યો, અને સઘળા રાજદ્વારી પુરૂષો પોત પોતાના દરજ્જા પ્રમાણે યોગ્ય જગ્યોએ બેસી ગયા, જ્યારે સઘળા હાજર થઇ ચુકયા, ત્યારે રાજાએ સર્વેને સંબોધીને બોલવું શરૂ કર્યું.

" ઓ અજમેરવાસીઓ! તમારી બહાદુરી કયાં ગઇ! તમારી હીમ્મતને શું થયું? પોતાના દેશને બચાવવા જે મોટા મોટા અને લાંબા પહોળા દાવા કરી રહ્યા હતા, તે કયાં છે? હાર! અને તે ખાસ પોતાના દેશ, પોતાના ઘરના દરવાજાપર! એ તો સારૂં થયું કે મુસલમાનો આખા દહાડાના થાકેલા હતા, નહીંતર તમારી પુંઠ પક-

હત તો બતાવો કે તમારૂં શું થતે ? તમે નાશી છુટયા ! જીલ્લત અને બે ઇજ્જતીની સાથે ! પોતાની સ્ત્રીઓ, પોતાનાં બાળકોને કોનાપર છોડી ચાલ્યા હતા ? મુસલમાનોની ટેવને શું તમે નથી જાણતા કે તેઓ પોતાના દુશ્મનોની વહુ દીકરીઓને પોતાની લોંડીઓ બનાવે છે ! અને છોકરાઓને પકડીને પોતાના દેશમાં લઈ જઈ વેચી નાખે છે, જેમની જીંદગી ગુલામી અને તુર્કોના જોડા સીધા કરવામાં ગુજારે છે. એટલા માટે પોતાના કુટુંબને મુસલમાનોને હવાલે કરતા મરી જાવું સારૂં છે, પરંતુ આ જીલ્લત સારી નથી. પરંતુ એ વિચાર શરીફ બહાદુર દીલોમાં હોય છે, તમને પરમેશ્વરે બે ઇજ્જત બનાવી દીધા, કે તમે આવી બે ઇજ્જતી ધારણ કરી લીધી ! મારૂં રાજ્ય કોઇ હીંદુ રાજાના હાથમાં જતે, તો મને બીલકુલ અફસોસ ન થતે, એટલા માટે કે તે ધર્મની કદર કરત, અને સ્ત્રીઓ તથા બાળકોની બે ઇજ્જતી તેના હાથેથી ન થાત, અફસોસ તો એજ છે કે તમે તે લોકોની પાસે બોદા સાબીત થયા, કે જેઓના દીલમાં શરાફતની કદર નથી. કે કોઇની અસમતનો ખ્યાલ નથી. તેઓ સઘળાને પોતાના જેવાજ સમજે છે. તમે પોતાની સ્ત્રીઓ તથા બાળકોને આવા જુલમીઓને હવાલે કરી જશો ? ”

રાજાના પુરજોશ અને, નિરાશા યુકત વાકયો સાંભળીને સઘળાઓએ શરમીંદગીથી માથાં નમાવી લીધાં. ઘણીવાર સુધી દરબારમાં ચુપકીદી પથરાઇ ગઇ, છેવટે એક લાયક બ્રાહ્મણ કે જે દરબારમાં ગુરૂનો ઉચ્ચ દરજજો ધરાવતો હતો તે ઉઠયો અને રાજા પ્રત્યે બોલ્યો, “ મહારાજા શ્રી ! અમારાથી ઘણી મોટી ગફલત થઇ, અને અમો પોતાના નામથી બીલકુલ વિરૂદ્ધ વર્ત્યા, મહારાજની ના

રાજાથી તેમના દીલોમાં ઘણી લજ્જા ઉત્પન્ન થઈ ગઇ છે, અને હવે તેઓ કદી પણ એમ નહીં કરે કે, વિધર્મી મુસલમાન દુશ્મનોની સામેથી નાશી જાય. તેમની પાસેથી કાલને માટે તેમના ધર્મ અને મુક્તિયોના સોગંદ લો, અને જુઓ કે કાલે તેઓ કેવું શૌર્ય દેખાડે છે!"

રાજા—તેઓ શું દેખાડશે! અફસોસ! મારી પુત્રી, મારી પ્યારી અને નાઝનીન બહાદુર પુત્રી મોહેના આજે મોજુદ હોત તો મને કોઇ વાતની પરવા ન હોત. જે દીવસથી તેનો પત્તો નથી, તે દીવસથી અને ખાત્રી થઈ ગઇ કે હવે અજમેરના નસીબ ઉલટી ગયાં, અને ઘણો જલદી તે સમય આવનાર છે કે, જેમાં જુલમી, નિર્દય, લાગણી વિનાના, અને શરીફની કદર નહીં જાણનારા તુર્કો આવીને આખા દેશના સઘળા હીંદુઓને ભ્રષ્ટ કરી નાખશે. આહ! મોહેના ગઈ, અને મને આ મુસીબતોમાં નાખી ગઈ, પરંતુ હું સાચું કહું છું કે, ઓ અજમેરના સીપાઈઓ! આટલું જાણી લો કે, જે જીલ્લતને તમે ધારણ કીધી છે, અને જે તબાહીમાં તમે અજમેરને નાખવા ઇચ્છો છો, તે જીલ્લત અને તે તબાહી તમે જુઓ, અને શોખથી જુઓ, પરંતુ મારાથી કદી પણ નહીં જોઇ શકાશે. બદનસીબી અને નિરાશાની ઘડીઓની પહેલાંજ હું દુનિયાંને છોડી દઈશ, જો દુનિયાં મને નહીં છોડે, તો હું પોતે દામન ઝટકીને તેને પોતાથી જુદી કરી દઇશ. હું પોતે લડાઈ અને ખુનરેજીના દરિયામાં કુદીશ, અને હું દુસ્મનોને કતલ કરતાં કરતાં જ પોતાની જાન આપી દઇશ. અફસોસ! અજમેરના નાશનો સમય આવી પહોંચ્યો, અને તે બીજા કોઈ કારણોને લીધે નહીં, પરંતુ એજ કારણોને લીધે કે, તેના મિત્રોના દીલથી તેની મોહોબ્બત જતી રહી."

આટલું કહીને રાજા બેહદ દીલગીર થઈ ગયો, બહાદુર અને

લજ્જાયુક્ત રાજાની આ નિરાશાયુક્ત વાણી અને છેવટ આ ખેદ જોઇને લોકોથી રહી ન શકાયું, તેઓ સર્વે રાજાને પગે પડ્યા, અને અરજ કરવા લાગ્યા, મહારાજા ! આપ આટલા બધા દીલગીર અને નિરાશ ન થાઓ, અમો લોકોમાંથી એક શખ્સનો જીવ જ્યાં સુધી બાકી છે, ત્યાં સુધી સંભવિત નથી કે, એક પણ મુસલમાન અજમેરના બારણાપર પગ સુદ્ધાં મુકી શકે. જો અમારા આ વાયદાપર હજુરને ભરોંસો ન હોય, તો તેની સાબીતી અમે બીજી રીતે આપી શકીએ છીએ છેવટ સ્થિતિમાં જે કારરવાઈ એક હીંદુ બહાદુરે કરવી જોઇએ તે કરવા અમે તૈયાર છીએ. સંભવિત છે કે, અમે સઘળા અમારી સ્ત્રીઓને ચીતામાં બેસાડી બાળી ખાખ કરી દેશું, દુનિયાંના મોહને આમ હીમ્મતથી વીદાય કરી તલવારો હાથોમાં લઇ નીકળી પડશું, જો ઇશ્વરે મદદ કરી, તો અજમેરનું રાજ્ય આપને માટે હશે, અને અમે સર્વે હજુરની સામે હજુરના પગ નીચે કપાઇ મરી જશું. જે દહાડે અજમેર પર જુલમીઓનું રાજ્ય થશે, તે દીવસે અમારામાંનો એક પણ જીવતો નહીં રહે. ”

રાજા—મારા મત પ્રમાણે હમણાં આ કારરવાઇઓની જરૂરત નથી, આ વાતો તે દીવસને માટે રાખી મુકવી જોઈએ કે, જે દીવસે આપણે અજમેરમાં ભરાઈને ફતેહથી નિરાશ થઈશું, હાલ તો આપણી પાસે પુરતું લશ્કર મોજુદ છે, અને મન દઈએ તો પુરતી હીમ્મતથી મુકાબલો કરી શકીએ છીએ. અફસોસની વાત તો એ છે કે, આ વેળા તમે નાશી ગયા, અને તમે દુશ્મનોને પોતાની ઉપર ફતેહમંદ કરી દીધા. કાલની લડાઈ પર સઘળો આધાર છે, તમે તેઓને અજમેરના બુરજ અને તેના દેવલોનાં ઘુમટ નજરે પડવા દેતા પહેલાં મારી નસાડી દેશો.

ફોજી અફસરો—મહારાજા ! કાલે અમો બતાવીશું કે, હજુરના આ વાક્યોએ અમારી ઉપર શું અસર કીધી, અને હવે અમારાં દીલ કેવાં બની ગયાં છે ! મહારાજા ! આ અપરાધ ક્ષમા કરો, અને કાલે અમારી બહાદુરી અને અમારી તકદીરની પરીક્ષા લો.

રાજા—મને આજે મારી મોહેના યાદ આવે છે, તે શરીફ અને બહાદુર હતી. જો તે હોત, તો હું આમ લડાઇથી નિરાશ ન થાત, તેની બહાદુરી અને સીપાઇગીરીની ઘણે છેટે સુધી ખ્યાતિ હતી, અને કદાચ તેને લીધે મુસલમાનો મારી સાથે સુલેહ પણ કરી શકત. માલુમ નથી કે, તેને શું સદમો પહોંચ્યો કે જેથી ચાલી ગઈ, અને ઇશ્વર જાણે ક્યાં ગઇ. તેને મારી સાથે ઘણી મોહોબ્બત હતી, કંઈ સમજમાં નથી આવતું કે, તેણે મને શા માટે છોડી દીધો ! (ત્યાર પછી રાજા પોતાના વજીર પુત્ર જેરામને ઉદ્દેશી કહેવા લાગ્યો.) જેરામ ! કાલની લડાઇમાં મેં તને જોયો, કે તું ઘણી બહાદુરીથી લડી રહ્યો હતો, અને છેવટ સુધી ઘણી બહાદુરીથી તેઓને રોકી રહ્યો, અને મુકાબલા માટે ઉશ્કેરતો રહ્યો; પરંતુ જ્યારે સઘળા સીપાઈઓએ મેદાન છોડી દીધું, ત્યારે તું એકલો શું કરી શકે ! રણજીતસિંહે પણ પુરી બહાદુરી દેખાડી, અને તુર્કોના મનમાં ઠસાવી દીધું કે, અમારા દેશમાં પણ મોટા મોટા શુરવીર નરો અને બહાદુર સીપાઈઓ મોજુદ છે. હવે કાલની લડાઇનો સઘળો બંદોબસ્ત કરવાનું તમો બન્ને અફસરોને હવાલે છે.

આટલું કહી રાજાએ પોતાના સઘળા સરદારોને વિદાય કર્યા, અને પોતે પોતાના તંબુમાં ચાલ્યો ગયો.

જે વિચારો અજમેરના રાજાએ પોતાના સરદારો સામે જાહેર

कर्या हता, तेज विचारो दरेक सरदारोए सीपाहीओनी सामे वर्णन कर्या. सीपाहीओ पोतानी हारथी शरमाया हता, अने पोतानी ए वखतनी तबीअतने धिक्कारी गुस्सो करता हता के, शुं वात हती ! परंतु खुद तेमनी समजमां नहोतुं आवतुं के, तेमने हरीफना मुकाब-लामां हार केम खावी पडी ! पोताना नाम, पोताना देश, अने धर्मनी हीमायत माटे जीव आपी देवो, ए दरेक शख्सना साधारण विचा-रोज नहोता, परंतु दरेक शख्से तेने पोतानी फरज समजी लीधी हती.

आ रात्री हींदुओनी फोजमां अजब रात्री हती, एक धार्मिक अने जातिय जोश हतो, के तेनी सुरत नजरे आवी रही हती, लोको सुवानुं-आराम करवानुं अने खावानुं सुद्धां भुली गया, अने आखी रात आवाज जोशमां वीती, कंई अफसरो परज आधार नहोतो, परंतु दरेक सीपाई एक बीजाने गेरत अपावतो, अने समजावतो, के स्वतंत्रता अने जातिय हीमायत ए बन्ने केटली बधी जरुरी अने फरजीयात चीजो छे. ए सिवाय एक कुदरती बनाव बनी गयो, ते ए के, खास अजमेरमां आ हारना समाचार पहोंच्या, त्यारे जेटलां घरो हतां, ते सघळामां एक कहेर मची गयो, उच्च कुटुंबनी स्त्रीओ अने खास करीने शरीफ क्षत्रीओनी वफादार स्त्रीओ शहेरमांथी नीकळी छावणीमां आवी, जेओए पुरुषोने गेरत देवडावी, अने पोताना अपुर्व जोशमां बळेलां दीले हदथी ज्यादा धिक्कार-फीटकार आपवा लागी. छेवटे तेओए आ जोशीलां वाक्यो कह्यां, " जो तमाराथी हवे मुका-बलो नथी थई शकतो, देश अने धर्म तो त्यां रह्यां, परंतु जो तमे तमारां बालबच्चांओने नथी बचावी शकतां, तो घरमां बेसो, अमे मुसलमानोने अमारी भुमीमांथी काढी मुकशुं. "

આ સઘળી બાબતો એવી બની કે જેથી જો કે હીંદુઓનાં દીલ સુસ્ત થઇ ગયાં હતાં, અને તેમનામાં હવે મુકાબલો કરવાની શક્તિ નહોતી રહી, પરંતુ તેઓનાં દીલ વધી ગયાં, અને પુરતી શક્તિથી મુકાબલો કરવા તૈયાર થઇ ગયા. મુસલમાનો હજી સુધી એમજ ધારતા હશે કે, "અમોએ હીંદુઓને સખ્ત હાર ખવાડી, અને ફરી તેમનાંમાં મુકાબલો કરવાની શક્તિ નહીં હોય કાલે અમે અજમેરપર ફતેહનો વાવટો ઉડાડીશું." જેઓ લુટફાટના વધુ દીવાના હતા, તેઓને ખુશી હતી કે, "કાલે અજમેરના ખજાના અને મંદીરોને લુટવાની ઘણી સારી તક મળશે." પરંતુ તેમના વિચારો હવે ફક્ત તેમના દીલોમાંજ છે, અસલમાં હીંદુઓ જાણે તે હારી ગયેલા હીંદુઓજ નથી, હવે સવારે છેવટનો દાવ રમશે, અને દેખાડી આપશે કે તેઓ પોતાના ઇરાદાઓમાં કેટલા બધા મજબુત છે.

ખરેખર, આ રાત્રીની તૈયારીઓ જોવા લાયક હતી, ચાંદની ઝુકેલી હતી, જેનો ધીમો શાંત પ્રકાશ ચોમેર પસરી રહ્યો હતો, તારાઓ તો ઘણાખરા ચંદ્રની નુરાની ચાદરમાં સંતાઇ ગયા હતા, અને પોતાની ઝીણી તીક્ષણ આંખો ખુલ્લી રાખી હતી, તેમની ચાલપર રાત્રીના વીતવાનો અંદાજ કાઢવામાં આવતો હતો, ધાર્મિક જોશમાં મસ્ત થ-એલી ફોજોના સીપાઇઓ વારંવાર આંખો ઉઠાવી આ તારાઓની સુરત જોઈ લેતા હતા, કે ધાર્મિક ફરજો અદા કરવાનો સમય થયો કે નહીં. હીંદુઓને એવીજ રીતે દેવતાઓની પુજાની ઇંતેજારી હતી કે, જેવી રીતે મુસલમાનોને ફજરની નમાઝના શરૂ અને મકબુલીયતના વખતની ઇંતેજારી હતી. કેટલાકોને તો શુરવીરતાનો જુસ્સો એટલો બધો વધી પડયો હતો કે, તેઓ બીજી બધી ચીજોને ભુલી જઈ ફક્ત એ

બાબતની વાટ જોવામાં બેચેન હતા કે, ક્યારે સવાર પડે કે, જેથી ફરીને બહાદુરી તથા શુરવીરતાનો તમાશો જોવાની અને બતાવવાની તક મળે. આવી જોશીલી અને શોખીલી કોમો પર, પત્થરાઓવાલા ખડકો, ધાટો તથા કેટલીક ઝાડીઓ પર આ નુરાની રાત્રીની ચાંદનીનાં કિરણો પડી રહ્યાં છે, જે દેખાવો જોવા લાયક છે. જેના જોશમાં તે જોગીઓ કે જેઓ એક સાંકડી અને તુચ્છ મઢીમાં વસતા હતા, તેઓ પોતાના મોહક અને સુરીલા કંઠે હવાની ઠંડી લહેરીઓમાં વધુ અસર ઉત્પન્ન કરતા હતા. ખરેખર આ સમયની સુંદરતામાં તેમની તાનોએ એક નવી રૂહ ફુંકી આપી હતી, એટલે હીંસક પ્રાણીઓની બુમો જંગલથી આવવી બંધ થઇ હતી, બન્ને લશ્કરોમાં જે સાધારણ શોર-બકોર હતો, તે પણ શાંત થતો ગયો, અને સર્વે તેમની ગઝલો ઘ-ણાજ આનંદ અને શોખની સાથે સાંભળી સાભળી બેચેન થવા લાગ્યા. જેવી રીતે અરબસ્તાનનાં રેતીનાં રણોમાં રાત્રે ઉંટોની તેજ ચાલ મધુર સુંદર સરોદોથી વધતી જાય છે, તેવીજ રીતે અહીં જોગીઓના મધુર સ્વરોથી લશ્કરીઓના હોંસલાઓની તેજી દર પળે વધુ તરક્કી કરતી જાય છે.

સુલતાન મહેમુદ ગીઝનવીએ પણ પોતાના લશ્કરમાં આવી લશ્ક-રીઓને થોડી વાર તો આરામ લેવાનો વખત આપ્યો, ત્યાર પછી એક દરબાર ભર્યો. આ દરબાર ઇશાની નમાઝ બાદ ભરાણો. થોડાક નજુ-મીઓ પણ સાથે હતા, કે જેઓએ લડાઈ વિષે કંઇક વર્તારા કાઢ્યા હતા, જો કે તે વર્તારા સુલતાની ફોજના હકમાં લાભ કર્તા હતા, પરંતુ મહેમુદ ગીઝનવીના વિચારો દીની તાલીમને એવા લગતા હતા, કે તેણે નજુમીઓને ઘણી સખ્ત સજાઓ આપી, આ એજ વાતો છે,

કે જે બીનાને લીધે કેટલાક ઇતિહાસકારો મહેમુદ ગીઝનવી પર સખ્ત તોહમત મુકે છે, અને ખરેખર તે દીનદાર બાદશાહના વિચારો આવા જાદુઈ ઢોંગસોંગને ઘણા ધિક્કારની નજરે જોતા હતા. મહેમુદે દરબારમાં પોતાના અફસરોને મુબારકબાદી આપી, અને ખુશખબરી આપી કે, "કાલે હવે લડાઇનો વખત નહીં આવે, અને આપણા ઇસ્લામી વાવટાઓ અજમેરના ઉંચા ઘુમટો, શાહીમહેલો અને કિલ્લાના ઉંચા બુરજો પર ફરકી રહ્યા હશે. કાલે દુનિયા આપણો ઇસ્તકબાલ કરશે, અને આપણે આપણી આનંદદાયક આશાઓને પામીશું. હુરો આપણી આરઝુમંદ થશે, જન્નતના દરવાજા શહીદો માટે ઉઘડી જશે, અને આપણે તેના વારસ બનીને તે દોલતથી દીનનાં ઉમ્દા કામો લેશું, કે જે દોલત ખુદાના તરફથી આપણને ભેટ તરીકે મળશે, અને આપણી તલવારોના જોરનું અને બાહુબળનું મુલ્ય હશે."

સુલતાનના આ સંભાષણ અને તેના આ વિચારોથી દરેક મુસલમાનોના દીલમાં તે લાગણી અને ઇસ્લામી જુસ્સો તાજો થઇ ગયો; કે જેણે ઘણી વેળા મેદાનોમાં મુસલમાનોને ફક્ત મોતના શોખમાં કપાવી નાખ્યા. દરબારમાં હાજર રહેલા સઘળાઓએ સુલતાનને સંપૂર્ણ ખાત્રી અપાવી કે, ગમે તેમ થાય, તોપણ તેઓ જ્યાં સુધી પોતાની ઇચ્છા પુર્ણ નહીં થાય. ત્યાં સુધી મેદાનમાંથી હટશે નહીં. કાંતો ફતેહ અને શહાદત તથા મોત આ એક ખ્યાલ છે, જે અમારા જીગર પર ઘણો ઉંડો કોતરાએલ છે." સુલતાને છેવટે એ પણ કહ્યું કે, "તુર્કોની બહાદુરી તથા હીમ્મત પર મને પુરતો ભરોસો છે, પરંતુ મને વધુ બ્હીક આ બાબતની છે, કે કદાચ એમ ન બને કે તમે પોતાની ફતેહમંદી અને જીતના ભુલાવામાં રહો, અને તકદીર તમોને ભુલથાપ ખવાડે. કેટલાક બહાદુર અને ફતેહમંદ લોકોને જોયા છે, કે તેઓ

પોતાની ફત્તેહના ભુલાવામાં રહ્યા, અને દુશ્મનોએ તેમને એવી ગફ્લતમાં નાખીને પોતે જીત મેળવવાની અને તકદીરના પાસા પલટી દેવાની તક મેળવી, બહાદુરો! ફતેહ મેળવવી મુશ્કેલ નથી, તે ફત્તેહને સંભાળીને છેવટ સુધી ફત્તેહમંદ રહેવું મુશ્કેલ છે. ઓ ઇસ્લામીઓ! અને ઓ મારા ફત્તેહમંદ અફસરો! તમોને તાકીદ કરીને અને ખુદા તથા તેના રસુલ સલ૦ નો વાસ્તો દેવડાવીને કહું છું કે, જે દીલથી તમે આજે સવારે લડાઇના મેદાનમાં ગયા હતા, બીલકુલ તેવાજ જોશીલા શોખીલા અને તેવાજ જાંબાઝીના ખ્યાલ અને ઇરાદાથી કાલે સવારે તમે મેદાનમાં નીકળજો."

મતલબ કે સુલતાન મહેમુદ ગીઝનવીએ પણ પોતાના સીપાઇઓના દીલોમાં તે શબ્દોથી તાજો જોશ ઉત્પન્ન કરી દીધો, બન્ને બાદશાહોની યુક્તિઓ અને બન્ને હરીફોની સંપુર્ણ તૈયારીઓ જોઇને અમારા વાંચકો અંદાજ કાઢી શકશે કે બીજે દહાડે કેવડી મોટી ક્યામત મચવાની બ્હીક હશે. બન્ને હરીફ પક્ષોને જોશ અને ઉમંગોએ જરા આરામ પણ લેવા નહોતો દીધો. કે સવાર થયું, જેની સાથેજ એક તરફથી ફજરની અઝાનનો અવાજ આવ્યો અને બીજી તરફથી શંખ અને ઘંટોના સુર સંભળાયા.



## બાબ ૧૭ મો.



### લડાઇ તથા સઘળા બનાવોનું પરિણામ.



સવાર પડી, ફક્ત મુસલમાનો અને હીંદુઓજ પોતાની ધાર્મિક ભક્તિમાં નહોતા ગુંથાયા, બલ્કે પક્ષીઓએ પણ તે મહાન કારીગરની મહાન બક્ષિસો તથા મહાન કુદરતનાં વખાણ પોતાના કલ્લોલ અને મધુર ગીતોમાં ગાવા શરૂ કર્યા. નમાઝ અને ભક્તિથી પરવારી સઘળા હથીઆર અને પોશાકમાં સજ્જ થવા લાગ્યા. જગતની છાની છુપી વસ્તુઓ પરથી અંધકાર રૂપી પડદો ઉપડવા લાગ્યો, અને સર્વેને લડાઈ માટે તૈયાર થવાનો મોકો મળવા લાગ્યો.

અચાનક બન્ને તરફથી ફોજને તૈયાર થઈ રહેવાની આજ્ઞા સુચવતાં વાજીંત્રો વાગવા લાગ્યાં. દરેક જણ પોતે બહાદુર હોય કે બીકણ પરંતુ શીરપર આવી પહોંચનારા દીવસના પુરા પ્રોગ્રામનો વિચાર કરી કંપી ઉઠયા. બન્ને હરીફ રાજકર્તાઓએ એક નિરાશા અને વહેમની નજરે તે છેવટ રાત્રીના આકાશ તથા તે વિદાય થતા ઉતરેલી સુરત વાળા તારાઓના ચ્હેરા જોયા, કે કદાચ ભવિષ્ય બાબતનું ચિત્ર નજરે પડે. જો કે વિચારોમાં આટલી બ્હીક હતી, છતાં પણ જાહેરમાં તથા હીલચાલમાં દરેક જણ બેહદ હીમ્મતનો નમુનો દેખાડી રહ્યાં છે.

બન્ને પક્ષના વાવટાઓ ઉંચા કરવામાં આવ્યા, અને જોશ તથા ઉમંગના પોકારો પોકરાવા લાગ્યા. છાવણી અને તંબુઓની પાસે જે

મેદાન આવેલું હતું, તેમાં બન્ને પક્ષોના લડવૈયાઓને હારબંધ ગોઠવવા લાગ્યા, દરેક સરદારની એવીજ ઇચ્છા હતી, કે જેમ બની શકે તેમ પ્રથમ અમેજ યોગ્ય વ્યવસ્થા અને ગોઠવણથી પરવારી જઇએ, સરદારો હારોની આગળ આગળ ઘોડાઓ દોડાવી દોડાવી જુસ્સાદાર વાક્યો જોરથી પોકારી પોકારી પોતાના સાથીઓનાં દીલોને ઉશ્કેરવા લાગ્યા.

હીંદુઓનું લશ્કર હજુ પુરતી રીતે લડવાને તૈયાર થઇ ચુક્યું નહોતું, એટલામાં તો જીત મેળવવા કરતાં મોતની વધુ અભિલાષાએ અજમેરનો રાજા લડાઇના મેદાનમાં આવ્યો. નાગી તલવાર તેના હાથમાં હતી, જે વડે ઇશારો કરી તે પોતાના દરેક સીપાઇઓનાં દીલો દ્રઢ કરી રહ્યો હતો. તેણે પોતાના દરેક જણને ખાત્રી આપી, કે જો જીત થઇ, તોજ તેમનો રાજા જીવતો રહેશે, અને જો અજમેરના સીપાઇઓ બદનામ થઈ જીલ્લતની સાથે પોતાનાં ઘરોમાં પાછા જવા ઇચ્છશે, તો સઘળાઓ ખાત્રીથી માની લે કે, રાજાને તેઓ પોતાના શહેરમાં ફરી જોવા નહીં પામે. આ વિચારોએ સર્વેની હીમ્મતને દ્રઢ કીધી, એટલુંજ નહીં, બલ્કે દરેકને મોતના આરઝુમંદ બનાવી દીધા.

આ બાજુ સુલતાન મહેમુદ ગીઝનવી ઘોડો વધારતો આગળ આવ્યો, અને પોતાના સીપાઇઓની હારો આગળ પોતાનો ભાલો જમીનમાં ખોસી ઉભો રહ્યો; ફરી પોતાના સિપાઈઓ તરફ ફરીને કહેવા લાગ્યો, " ઓ મુસલમાનો! તમે સમજો કે મેં આ ભાલો શા માટે ખોસ્યો છે? સાંભળો! આ અરબની સુન્નત છે, તે અરબો કે જેઓ આપણા મુબારક અને બરગુઝીદા ઇસ્લામ દીનના સ્થંભ છે. હું તમોને ખાત્રી અપાવું છું કે હું આ લડાઇને ફક્ત જિહાદ સમજું છું, મારી મતલબ આ ચઢાઇથી રાજ્ય વધારવાની કે દુન્યવી જાહો

જલાલીની હરગીજ નથી. જે મતલબ એક જિહાદીની જિહાદથી હોય છે, મારી પણ આ લડાઈમાં તેજ મતલબ છે, હું મૂર્તિઓને તોડવા, અધર્મીનો નાશ કરવા, અને અલ્લાહનો કલમો બુલંદ કરવા ઇચ્છું છું. હું લડાઇમાં તમારો બાદશાહ બનીને તમારાપર હુકમ નહીં ચલાવું, બલ્કે હું તમારો ભાઈ બનીને લડાઈ રૂપી સમુદ્રમાં કુદીશ, અને જિહાદમાં જેટલો ભાગ તમે લેવા ઇચ્છો છો, તેટલો ભાગ હું પણ લઇશ. ”

આ વાક્યોએ ઇસ્લામી ફોજમાં એક અવનવો જુસ્સો ઉત્પન્ન કરી દીધો, અને દરેક જણ મારવા યા મરવા તૈયાર થઈ ગયા, પ્રથમ અજમેરના રાજા તરફથી લડાઇનું રણ સીંગડું ફુંકાયું, જેમાં આ ઇશારો હતો કે, તેની ફોજમાં સંપૂર્ણ તૈયારી થઇ ચુકી હતી, માટે લડાઈ શરૂ કરવામાં આવે. મુસલમાનો જાણે વાટજ જોતા હતા, એટલે તેમની તરફથી પણ લડાઇનાં વાજીંત્રો વાગવા લાગ્યાં, બન્ને પક્ષની ફોજો એક ચુપકીદીની સાથે આગળ વધવા લાગી. સીપાઇઓ માટે આ સમય બીજા સમય કરતાં ઘણો બારીક હતો, કદાચ લડાઈ શરૂ થઈ ચુકયા પછી તેટલી બ્હીક અને ગભરાટ તેઓના દીલોમાં નહીં હોય, કે જે અત્યારે હતો, દરેક જણ વારંવાર વ્યાકુળ થઇ પોતાના મનને આ સવાલ કરતો હતો, કે હવે શું થશે? પરંતુ તકદીર કંઈ જવાબ આપતું નહોતું. આનો જવાબ નહીં મલવાથી જે બેચેની મનમાં ઉત્પન્ન થઈ રહી હતી, તે જેમ જેમ બન્ને પક્ષો સામ સામે પાસે પાસે આવતા જતા હતા, તેમ તેમ બેચેની વધતી જતી હતી અને મનમાં અંધારાઈની અસર વધતી જતી હતી. આ એ સમય હતો, કે જે સમયે મોટા મોટા જવાંમરદો પણ દીલ હારી ચુકે છે, અને

લડાઇ શરૂ થઈ ચુક્યા પછી તો ફરી દીલ મજબુત થઇ જાય છે, અને એક પ્રકારની નચીંતાઇ પણ થઇ જાય છે, જેવી રીતે કોઇ માણસ એક ઉંચી ટેકરી પરથી ગબડી પડતાં એક અજબ પ્રકારની બ્હીક અને ગભરાટમાં પડી જાય છે, એટલે સુધી કે નીચે જમીન પર પહોંચે અને પછી જે કંઈ ગુજરે છે તેને દ્રઢ મને જેમ તેમ કરી સહન કરે છે. ખેર. બન્ને ફાજોનો મુકાબલો થયો, પહેલાં તીર, ભાલા અને છેવટે તલવારો ચાલી, લડાઇનો આરંભ હીંદુઓએ ઘણી શુરવીરતાથી કર્યો, અને સ્વદેશ પ્રેમનો જુસ્સો તેમના દીલોમાં કેટલો બધો ઉછાળા મારી રહ્યો હતો તેની સાબીતી આપી. તેઓએ પોતાના પહેલા હુમલામાં કંઇક એવી સખ્તી અને દ્રઢતાથી મુસલમાનો પર તલવારો ચલાવી કે, મુસલમાનોની ફોજ દુર સુધી પાછળ હટી ગઇ, પરંતુ તેમના સરદારોએ તેઓને સંભાળ્યા. ફક્ત સંભળાવ્યા એટલુંજ નહીં, બલ્કે પોતે મુકાબલો કરીને હીંદુઓને ધસી આવતા અટકાવવા લાગ્યા. ખુદા જાણે સુલતાન મહેમુદ પણ શા માટે ગઇ કાલ કરતાં વધુ ઝુંમી રહ્યો હતો! તે બરાબર પોતાની ફાજેની આગળ આગળ ઘોડો કુદાવતો જતો હતો, અને તલવાર બાજીનું શૌર્ય દેખાડી રહ્યો હતો.

મુસલમાનોની એક ટુકડીએ આ વેળા ભારે કમાલ કીધી, દાઉદ તાઈ કે જે ઘોડેસ્વાર લશ્કરનો સરદાર હતો, તેણે આ ટુકડીની સાથે હીંદુ ફાજના તે ભાગપર સખ્ત હુમલો કર્યો, કે જે ભાગને તેઓ કોઇ પ્રકારે રોકી શક્યા નહોતા. બલ્કે મુસલમાનોને પહેલાં જેટલા પાછળ હઠાવ્યા હતા તેથી વધુ પોતેજ હટી ગયા. પોતાનાં લોકોને બહુએ રોક્યા, પરંતુ તેમની સ્થિતિ એવી હતી કે, મન દ્રઢ કરીને યોભતા હતા પરંતુ નહિ માલુમ કે કેવી રીતે તેઓ જેતાજ રહ્યા અને મુસલમાન સ્વારો

આગળ વધી આવ્યા. જેને લીધે લાચાર બની કેટલુંક પાછળ હઠી જવુંજ પડતું હતું. રણજીતસિંહે પોતાના સ્વારોની સાથે આ મુસલમાન સ્વારો પર હુમલો કર્યો અને ઘણી સખ્ત લડાઇ થવા લાગી. આ બન્ને પક્ષોના સ્વારોની લડાઈએ પળવારમાં હજારો માણસોને મોતને શરણે કર્યા, અને હજારો માણસો તે આલમમાં સીધાવ્યા કે, જે આલમને તેઓ પોત પોતાના ધાર્મિક મત પ્રમાણે પોતાની આ શુરવીરતાનું ઇનામી સ્થળ સમજતા હતા.

જે વેળા લડાઇ જોર શોર પર હતી, અને હીંદુ મુસલમાનોમાંથી કોઈને પોતાના કે પારકાની શુદ્ધિ નહોતી, તે સમયે અજમેરના બહાદુર નવ જુવાન યોદ્ધા જેરામે ગઇ કાલની પેઠે કેટલીક ફોજ પોતાની સાથે લીધી, અને લોકોની નજરો બચાવીને આ ભયાનક સીનમાંથી અલોપ થઇ ગયો. અમારા વાંચકો એમ સમજશે કે, તે નાશી ગયો, પરંતુ નહીં. તેણે તો જીત મેળવવાની આ યુક્તિ શોધી કહાડી, કે થોડી ફોજ લઇને પાછલા ભાગમાં આવેલી ડુંગરીઓમાં તે ગયો, અને ત્યાંથી ભરાતો છુપાતો એક લાંબું ચક્કર ફરી તે ડુંગરીમાં ને ડુંગરીઓમાં જતાં જતાં તે સ્થળે પહોંચી ગયો, કે જ્યાં તે જોગીઓનું ઝુંપડું હતું. આ ઝુંપડીની પાસે એક ડુંગરની ખોમાં ઉભા રહીને તેણે પોતાના સ્વારોને ત્રણ ભાગમાં વહેંચી નાખ્યા. એક ભાગને તેણે ઉતર દિશા તરફ વધુ આગળ વધવા દીધો કે, જેથી તેઓ મુસલમાનોની પાછળથી નીકળી આવે, અને એક ભાગને પહેલા અને ત્રીજા ભાગની વચમાં રાખ્યો, અને વિચાર કીધો કે, આ ત્રણે ટોળાં એકી વેળા મુસલમાનો પર તુટી પડે કે, જેથી મુસલમાનોમાં એકાએક ભય ઉત્પન્ન થતાં તેઓના પગો ઉખડી જાય. ફોજના દરેક ભાગમાં એક

એક શંખ ફુંકનાર સાથે હતો, અને શંખનો સુર હુમલો કરવાની નિશાની ઠેરવી, કે જેથી એક ટોળાંના હુમલાની બીજાં ટોળાંને સત્વર ખબર મળે. જેરામે આ ગોઠવણ કરીને ફોજોને પોત પોતાની જગ્યાએ રવાના કરી અને હુકમ આપ્યો કે કોઇ છુપી જગ્યોએ બેસી રહે; તે એટલે સુધી છુપી રહે કે જ્યાં સુધી જેરામની તરફથી શંખનો સુર ન સાંભળે. બન્ને ટોળાં પોતાને માટે મુકરર થયેલી જગ્યોએ રવાના થયાં. જેરામ અસલમાં ઘણો બહાદુર પુરૂષ હતો, અને તેના વિચારો અજમેરના રક્ષણ માટેના બીજા સઘળા બહાદુરો કરતાં વધુ જોશીલા હતા. તેણે પોતાના સ્વારોને એક જગ્યાપર થોભાવ્યા, અને પોતે એકલો રવાના થયો, કે જેથી કોઈ સ્થળે છુપીને લડાઇની સ્થિતિ જુએ, અને અનુમાન બાંધે કે સીપાઇઓ લડાઇ કેમ લડી રહ્યા છે, અને મુસલમાનોમાં દ્રઢતા કેવીક છે. આમાં તેની એ મતલબ પણ હતી, કે પોતે પોતાનો હુમલો કરવાનો યોગ્ય સમય અને યોગ્ય તક મુકરર કરે. તેના સ્વારો ધીરજથી ડુંગરીઓ અને ઝાડીઓમાં છાનામાના ઉભા છે, અને જેરામ ધીમે ધીમે ચાલ્યો જાય છે.

સુલતાન મહેમુદના સીપાઇઓથી જો કે આ પ્રપંચ બીલકુલ છાનો રાખવામાં આવ્યો હતો, પરંતુ આ પ્રકારનો હુમલો કે જે ગઇ કાલની લડાઈમાં જેરામની તરફથી કરવામાં આવ્યો હતો, તેનો ભેદ જોકે પ્રથમ જણાયો નહોતો, પરંતુ જ્યારે રાત્રે મુસલમાન લડવૈયાઓ પોતાના તંબુઓમાં પાછા ફર્યા, ત્યારે તેમને કોઇ જાસુસો તથા બે ચાર હીંદુ કેદીઓ મારફતે જણાયો કે, જેરામ કેટલો બહાદુર અને હુશિયાર સીપાઈ છે, તથા તેણે જીત મેળવવા માટે કેટલી ચુપકીદીની સાથે ફોજથી જુદા થઇને પહાડીઓમાંથી નીકળી કેવો ઓચિંતો હુમલો

કરી દીધો, જેથી આજે લડાઈની શરૂઆતથીજ મુસલમાનોના હુશીઆર સરદારો જેરામની હીલચાલ જોઇ રહ્યા હતા. જ્યારે તે પોતાની ફોજથી જુદો થયો, ત્યારે જો કે મુસલમાનોએ એ બાબતની સાબીતી નથી આપી કે તેઓ જેરામ ચાલ્યા જવાની વાતને સમજી ગયા, અને તેઓએ તેને હીંદુ ફોજમાંથી છુટો પડતો જોયો; પરંતુ હકીકતમાં તેઓ આ બનાવને સારી પેઠે જાણતા હતા. મુસલમાનોએ છાની માની એવી યુક્તિ કરી લીધી, કે જેથી જેરામને ગઇ કાલની પેઠે ફતેહમંદ ન થવા દે, તેમનો બહાદુર સરદાર અલતુનતાશ પણ હીંદુઓની સાથેજ પોતાની ફોજથી દશ હજાર સ્વારોને લઇ જુદો થઇ ગયો, અને તે પણ જે બાજુ જેરામ ગયો હતો તેજ બાજુ રવાના થયો. અને લોકોની નજરો એવી રીતે બચાવી કે જેથી હીંદુઓને ખબર પણ ન પડી. અ પણી નજરો તેને નથી જોઇ રહી, પરંતુ આપણે ખાત્રી પૂર્વક માની લેવું, કે તે પણ જેરામના સીપાઇઓની પાસેજ ક્યાંક છુપાઇ બેઠો હશે, અને કોઈ એવા મોકાપર નીકળી આવશે કે, જેથી જેરામની બધી હુશીઆરી અને સઘળી યુક્તિઓ નકામી થઈ પડશે. વધુ દીલગીરી તો આ બાબતની છે, કે જેરામે પોતાની ફોજને ત્રણ ભાગમાં વહેંચી દઈ એકજ ભાગ પોતાની સાથે રાખ્યો છે. બાકીના બે ભાગો છેટે છેટે રાખ્યા છે, અને પોતાની સાથે એટલી થોડી ફોજ રાખી છે કે જે અલતુનતાશની ફોજનો મુકાબલો કોઇ પ્રકારે નથી કરી શકતી.

ખેર, હવે જુઓ કે જેરામ એકલો લડાઈની હાલત જોતા ચાલ્યો જાય છે, તે ઘણી હીમ્મત અને ધીરજથી આવી રહ્યો છે, કદી નીચે આવી જાય છે અને કદી ઉંચે, આ ટેકરીથી પેલી ટેકરી

પર જાય છે, આ વનમાં થઇ પેલાં વન પસાર કરે છે. આ ટેકરીઓમાં સંતાતો ઝાડીમાંથી નીકળી ખુલ્લા મેદાનમાં આવી જાય છે, અને છલાંગ મારી બીજી ઝાડીમાં છુપી જાય છે, તેણે તે જગ્યા પણ પસાર કીધી, કે જ્યાં આ ફકીરો અને જોગીઓનું ઝુંપડું છે, વચો વૃદ્ધ જોગી પોતાના ઝુંપડીમાંથી નીકળીને તેની પાસે આવે છે, અને કહે છે, “બચ્ચા ! તું લડાઇનું મેદાન છોડીને અહીં કેમ આવ્યો ?”

જેરામ—આપને આ પહાડી જગ્યાઓની હકીકત સારી પેઠે માલુમ હશે ? કોઈ એવી જગ્યા બતાવો કે, જ્યાંથી હું છુપી રીતે બેસીને લડાઈનો તમાશો જોઈ શકું.

જોગી—( પુર્વ દિશાએ આવેલી એક પહાડી તરફ ઇશારો કરીને ) જુઓ, આ પહાડીની વચમાં જે મોટી ઝાડી દેખાય છે, તેની વચમાં બેસીને કોઇ જુએ તો લડાઈનું આખું મેદાન નજરે પડે.

જેરામ—ત્યારે હું જાઉં છું, ત્યાંથી જઇને જોઇશ.

ત્યાર પછી જોગી પોતાના ઝુંપડામાં ચાલ્યો ગયો અને જેરામ આગળ વધ્યો. ધીમે ધીમે સંભાળથી થોભી થોભીને માર્ગ કાપતો હતો, અને તેનો શોખ તેને ઘણી તેજીથી લઈ જતો હતો; પરંતુ માર્ગ એવો ખરાબ હતો, કે ઘોડાને જવામાં ઘણી મુસ્કેલીઓ પડતી હતી, અને તે કોઇ રીતે ટળતી નહોતી. છેવટે જતાં જતાં એક સ્થળે એટલો લાચાર થયો કે, ઘોડાપરથી ઉતરી પડયો. તેણે ઘોડાને એક ઝાડ સાથે બાંધી દીધો, અને પોતે આગળ વધ્યો. જેરામ રવાના થતી વેળા ઘણી ભારે હુશીયારી વાપરતો ગયો હતો, તે એ કે તેણે પોતાના

સ્વારોમાંથી કેટલાક સ્વારોને એટલી ઉંચી જગ્યા પર રાખ્યા હતા, કે જ્યાંથી તેઓ તેની હાલતને દર વખતે જોઇ શકતા હતા.

જેરામે જે વખતે ઘોડો છોડી દીધો, તે વખતે તેના સાથીઓને જરૂરત જણાઇ કે બીજા પણ થોડા સ્વારો જાય કે જેઓ જેરામની સાથે રહે. જેથી આ છુપા સ્વારોમાંથી બીજા દશ સ્વારો રવાના થયા, અને ઘોડા દોડાવવા લાગ્યા કે જેથી જલદી જલદી તે સ્થળે પહોંચી જાય કે જ્યાં જેરામે ઘોડો છોડી દીધો હતો, ત્યાં પોતાના ઘોડા પણ છોડી નાખે અને તેની પાસે પહોંચે. જેરામ બરાબર ચાલ્યો જતો હતો, રસ્તાની ખરાબીઓ અને મુસ્કેલીઓમાં એટલો બધો હેરાન હતો કે, બીજી કોઈ બાજુ નજર કરવાની તક નહોતી મળતી. તેણે આ લોકોને પણ ન જોયા કે જેઓ તેની હમદર્દી માટે ચાલ્યા આવતા હતા, અને હજી તેનાથી ઘણા દુર હતા. એટલામાં ઓચીંતા તેની ગરદન પર તલવારનો એક સખ્ત ઘા પડયો, અને તેની સાથેજ અવાજ સંભળાયો કે, "તેં મુસલમાનોના ઉપકાર ભુલવી દીધા, અને ફરી તે લોકોનેજ ફરેબ દેવા જાય છે, જેઓએ તને કેદ કરી, પોતાનો ગુલામ બનાવી છોડી દીધો હતો."

જેરામને આ સાંભળતાં ગુસ્સો આવ્યો, તેણે પણ કોઇ પ્રકારનો વિચાર કર્યા સિવાય પોતાપર હુમલો કરનાર દુશ્મનને પાછળ ફરીને જોયો, અને તે સાથેજ પોતાની તલવારનો ઘા કર્યો. આ તલવાર તે શખ્સના ખંભાપર લાગી, અને કાપતી કાપતી છાતી સુધી ઉતરી ગઇ; પરંતુ તેની તલવારનો ઘા પણ એવો સખ્ત લાગ્યો હતો, કે જેરામે જોશમાં આવી ઘા તો કરી લીધો, પરંતુ હજી તેની તલવાર હરીફની છાતીમાં પોતાની જીવલેણ ચાલ પુરી કરવા પામી નહોતી, એટલામાં

તો જેરામ ચક્કર ખાઇને પડ્યો, અને પડતાંજ બેભાન થઇ ગયો. બન્ને જણ પડયા પડયા તડપી રહ્યા હતા, ફકત ફેર એટલોજ હતો કે, જેરામ જીવતો હતો, અને તેનો હરીફ બેચાર વાર પાસા બદલી મરણ પામ્યો.

એટલામાં પેલા વયોવૃદ્ધ જોગીના બે નવજુવાન શિષ્યો કે જેઓ શાયદ કોઈ તરફ છુપી રહ્યા હશે, તેઓ ખુદા જાણે કઈ બાજુથી તુરતજ ઓચિંતા આ ભયાનક સાનમાં પ્રગટ થયા, બન્ને શોરબકોર કરતા અને ચીસો પાડી પાડી રડતા રડતા આવ્યા, તેઓએ આવતાં જ પોતાની કફનીઓમાંથી તલવારો કાઢી અને પડયા પડયા તડપી રહેલા જવાનીની મનહરણ મંઝલો પસાર કરી રહેલા અજમેરના જાંનીસાર તખ્ત અને તાજના વફાદાર સેવક જેરામને કાપી ટુકડે ટુકડા કરી નાખ્યો. જો કે તેઓની તલવારો ઘણે ભાગે અટકી અટકી ને પડતી હતી, પરંતુ તેઓ પોતાના નિશ્ચયે ગયેલા ઘાનો બદલો વાળી લેતા હતા, તે એટલે સુધી કે જેરામની લાશને તેઓએ બીલકુલ કાપી ફેંકી દીધી.

આ નવજુવાનો હજી તો પોતાના જુલમી કામમાં મશગુલ હતા, એટલામાં આ કોમી શહીદ જેરામના હમદર્દ અને વફાદાર સાથીઓ કે જેઓ સહાય માટે આવતા હતા, તેઓ આવી પહોંચ્યા, તેમની આંખોમાં દુનિયા અંધકાર રૂપ થઈ ગઈ, તેઓને ઘણીજ નિરાશા, ક્રોધ અને ગુસ્સાની આંખોમાં સમજાઈ ગયું કે, તેઓના માલીક, તેઓના અફસર, તેઓનાં શહેર અને કોમના ઘણાજ ખુબસુરત ફુલ અને સર્વેના ઘણાજ વ્હાલા વજીરજાદાને બે દેશી જોગી પોતાની તલવારો વડે કાપી રહ્યા છે. તેઓએ ક્રોધે ભરાએલા દીલે હુમલો

કર્યો, અને ત્રણ ચાર ઘાજ આ નવજુવાનોનું કામ ખલાસ કર્યું. અને તે એટલી ત્વરાથી, એટલી સફાઈથી અને એવા ન રોકી શકાનારા ઘાથી કે તેઓ ઝબાનથી એક પણ શબ્દ કાઢે તે પહેલાં બન્નેના પ્રાણ નીકળી ગયા. આહ! ગજબ! આ અંધેર! આવું ખોફનાક! આવો જુલ્મી દેખાવ! અને બીલકુલ નહીં માલુમ કે કેમ! અને શા માટે!

અજમેરના નિરાશાવશ થયેલા સ્વારોએ જો કે પોતાના દુશ્મનોનો ફેંસલો કરી નાખ્યો હતો, પરંતુ તેમના મનની વેદના કેવી રીતે નીકળી શકતી હતી! પોતાના સરદારને કતલ કરનારાઓને તેઓએ કતલ કરી નાખ્યા, અને ઉભા થઇને ઘણીજ બેચેની અને વ્યાકુળતાથી ચીસો પાડી પાડી રડવું શરૂ કર્યું; જેનો સાદ આ પહાડી સીનમાં ગુંજી દુર સુધી પહોંચ્યો.

અચાનક બીલકુલ પહેલા જોગીઓની પેંઠ બીજો નવજુવાન જોગી રડતો અને પીટતો આવ્યો, તેણે રડી રહેલા સ્વારોને ભયભીત સ્વરે પુછ્યું કે, "શું થયું?" જેના જવાબમાં તેઓએ જરા ખસીને કહ્યું કે, તમે પોતે જોઇ લો."

તરૂણ જોગીએ આગળ વધીને જોયું, એક ચીસ પાડીને બન્ને લડવૈયાઓની લાશ પર ઝુકયો, અને ઝુકીને બેહદ અધિરાઈની સાથે તેમના ચહેરા ધ્યાનપુર્વક જોવા લાગ્યો, જોતાં જોતાં ક્યામતની હસરતનાક ચુપકીદી તેના પર છવાઈ ગઇ, તેણે જેરામની તલવાર પોતાના હાથમાં લીધી, થોડાંક વાકયો ફોજી જોશના લેહજામાં તેની ઝબાનથી નીકળ્યાં, "આહ! બન્નેનો ગમ! બન્નેનો દાગ! હજી સુધી કલેજું

કેમ નથી ફાટ્યું ? કોને કોને રડું ? પરંતુ ભલે ગમે તે થાય, મારી જાનને સદમો પહોંચાડવા માટે જેરામનીજ તલવાર વધુ યોગ્ય છે ! ”

આ વાક્યોએ સર્વેને એટલા બધા અજાયબીમાં નાખી દીધા કે સઘળા મુર્ત્તિ સમાન ઉભા રહ્યા. કોઇને પોતાની હોંશ ન રહી, અને જ્યારે હોંશ આવી ત્યારે જોયું તો પાછળ આવેલા નવજુવાન જોગીએ જેરામની તલવારથી પોતાનું કામ પોતેજ ખલાસ કર્યું હતું અને પહેલાંની લાશો પર પડી ગયો હતો. આ બનાવે વધુ કયામત મચાવી દીધી, અને તેણે આ ભયાનક સીનની ભયભી. તતામાં વધારો કર્યો. અને પ્રથમ કરતાં વધુ શોરબકોરની સાથે સઘળા રડવા લાગ્યા, તેમના રડવાના અવાજે સઘળા પહાડીઓનાં કલેજામાં છિદ્રો પાડી દીધાં. જેરામની સાથેના સ્વારો કે જેઓ દુર હતા, તેઓ દોડી આવ્યા, તેમનાં દોડતાંની સાથેજ અલતુનતાશ પોતાના સાથીઓની સાથે નીકળ્યો, અને આ ઉંચા સ્થળે પહોંચે તેની પહેલાં જ્યાં ઘોડા જઇ શકતા નહોતા, તે સ્થળે નીચેજ બન્ને પક્ષના સ્વારોનો મુકાબલો થયો. પહાડીની ઉંચાઇ પર શહીદ થયેલાઓના સાથીઓ માટે અહીં ઘણાએ જાંબાઝોએ ઘણીજ શુરવીરતાથી મુકાબલો કર્યો, અને દુનિયામાંથી વિદાય થવા લાગ્યા. મુસલમાનો સંખ્યામાં વધારે હતા, એટલા માટે કે હીંદુ ફોજના બે ભાગો જુદા જઇ ચુકયા હતા. ફક્ત ફોજની એક ટુકડી હતી, અને મુસલમાનોમાં જેટલાં માણસો અલતુનતાશની સાથે આવ્યાં હતાં. તે સઘળાં આ સ્થળે હાજર હતાં. હીંદુઓએ પોતાની ફોજના બાકીના ભાગને પોતાના તરફ બોલાવવા ગભરાટમાં શંખ ફુંકી દીધો. આ તેમની ભુલ હતી, તે એટલા માટે કે, આ નિશાની મહેમુદની ફોજ પર હુમલો કરવાની ઠરાવી હતી.

ફોજને પાછી બોલાવવાની નહોતી, શંખનો સુર સાંભળતાંજ હીંદુઓની બન્ને છુપી ફોજોએ મહેમુદની ફોજપર હુમલો કરી દીધો. મહેમુદે પોતાના સ્વારો અને અલતુનતાશની વાટ જોઇ, પરંતુ તેઓ ન આવ્યા, જેને લીધે તેના દીલમાં ચિન્તા ઉત્પન્ન થઈ, અને આ વ્યાકુળતાની અસર દરેક સીપાઇના દીલમાં એટલી બધી પેસી ગઇ કે, જેથી સર્વેના હાથો ઢીલા પડી ગયા. આ તરફ રાજાના સાથીઓએ લડાઈ તેજ કરી દીધી, અને ઘણી સખ્તી અને જીવ પર આવી દરેક તરફથી હુમલા શરૂ કરી દીધા. અહીં લડાઇની આવી સ્થિતિ હતી, કે મહેમુદ ગીઝનવીની ફોજ હવે હારી જવાની હતી. જો કે તે તથા દાવુદતાઈ ઘણી મજબુતીથી પોતાની ફોજને ઉશ્કેરી ઉશ્કેરી લડાવી રહ્યા હતા, પરંતુ લડાઇનો રંગ બદલી ગયો હતો, અને તકદીરે હીંદુઓને એવી આશા બધાવી હતી, કે જેથી તેઓ ઘણા શોખ અને ઉમંગની સાથે મુસલમાનોના હારી જવાની વાટ જોતા હતા.

પેલી તરફ અલતુનતાશે એવા તેજ હુમલા કર્યા અને એટલી દ્રઢતાની સાથે મુકાબલો કર્યો કે, જેરામના સાથીઓ ભયભીત થવા લાગ્યા. ઘણીવાર સુધી તેઓ પોતાની કુમકની વાટ જોતા રહ્યા, પરંતુ કોઇ ન આવ્યું. છેવટે ગભરાઇને તેઓએ બે સ્વારોને દોડાવ્યા કે, જલદી જઇને મહારાજાને આ લડાઈની ખબર આપે, અને એ પણ કહી દે કે, "જેરામની સ્થિતિ ઘણીજ નઠારી માલુમ પડે છે. જાહેરમાં જણાય છે કે, તેને સખ્ત સદમો પહોંચ્યો છે, એટલા માટે કે તેના દશ સાથીઓના રડવાના અવાજો અમારા કાનોમાં સંભળાયા; જેથી ગભરાઇને અમો તેની ખબર લેવા રવાના થયા; પરંતુ મુસલ-

માનોએ અમો સઘળાને રોક્યા. મુસલમાનોની ફોજ ઘણી વધારે છે, આપ અમોને મદદ કરો, નહીતો નજદીક છે કે અમો હારી જઇશું."

આ સંદેશો જેવો રાજા કને પહોંચ્યો, તેવાજ તેના હોંશ ઉડી ગયા, ચહેરો ઉતરી ગયો, અને તેણે પોતાની જગ્યાએ રણજીતસિંહને ઠરાવી પોતે તે તરફ વળ્યો. દશહજાર સ્વાર પોતાની સાથે લીધા, અને પહાડીની વચમાં તે જગ્યોએ જઇ પહોંચ્યો, કે જ્યાં જેરામના સાથીઓ પોતાની સંભાળની છેવટની કોશીશ કરી રહ્યા હતા. અલતુનતાશે પણ ઇચ્છ્યું કે, છેવટ સુધી મુકાબલો કરતો રહે; પરંતુ દુશ્મનોની તરફ આટલી મોટી ફોજ આવી જવાથી સીપાઇઓનાં દીલ તુટી ગયાં, અને કોઈ રીતે ન લડી શક્યા. છેવટ પરિણામ એ આવ્યું કે, અલતુનતાશના સઘળા સાથીઓ નાશી ગયા, અને સર્વેની પાછળ અલતુનતાશને પણ લડાઇનું મેદાન દુશ્મનોને હવાલે કરીને પાછું જવું પડયું. નાસતી વખતે ઘણાએ મુસલમાનો માર્યા ગયા. જેઓની લાશો આ મેદાનમાં આમ તેમ પડી હતી. રાજા અધિરાઇની સાથે ઉંચે જઇ તે જગ્યાએ પહોંચ્યો કે, જ્યાં જેરામની લાશ પડી હતી. અત્યાર સુધી રાજાને જેરામના મરણની ખબર નહોતી, જ્યારે તેણે તે જગ્યા પર પોતાના વજીરના પુત્રને આવી નિરાધાર સ્થિતિમાં મરણ પામેલો જોયો, ત્યારે તેની આંખોમાંથી આંસુ ટપકી પડયાં, અને ઘણીજ અધિરાઇ તથા વ્યાકુળતાની સાથે રડવા લાગ્યો.

જે લોકો ઉભા હતા તેઓને રાજાએ પુછ્યું કે, "જેરામ કેવી રીતે માર્યો ગયો?"

એક સ્વાર—મહારાજ! અમોને વધુ ખબર નથી, અમો દૂર હતા જ્યારે નજીક પહોંચ્યા, ત્યારે અમોએ આ બન્ને જોગીઓ કે

જેઓ પડેલા છે, તેઓને જોયા કે, તેઓ બન્ને રડતા જતા હતા, અને અમારા સરદાર જેરામની લાશને તલવારોથી કાપી રહ્યા હતા. અમોને ઘણોજ ગુસ્સો ચડયો, અને તુરતજ બન્નેને અમારી તલવારોથી મારી નાખ્યા. એટલી વારમાં આ ત્રીજો જોગી કે જેની લાશ આ પડેલી છે, તે આવ્યો. અને તેણે જેરામની તલવાર ઉપાડીને પોતે પોતાને કતલ કરી નાખ્યો.

રાજા—આહ! અજમેર તબાહ થઇ ગયું, અજમેરની ફોજનો સરદાર માર્યો ગયો. તે પુરૂષ કે જેનાપર મારી સઘળી આશાઓનો આધાર હતો, જેની શક્તિથી ઘણીએ ફતેહમંદીની ઉમ્મેદ હતી, તે આજે ખાક અને ખુનમાં બેજાન પડેલો છે. ઓ અજમેર! તું તબાહ થઇ ગયું, તારો સહાયક કતલ થઇ ગયો!

ત્યાર પછી રાજાએ લોકોની તરફ ફરીને કહ્યું, "બીજી કોઇ એવી યુક્તિ પણ થઇ શકે છે કે, આ ભેદનો પત્તો મળે અને આપણને ખબર પડે કે આ જોગી લોકો કોણ છે અને તેઓને જેરામની સાથે શું સંબંધ હતો?"

એક સ્વાર—મહારાજ! અહીં નજદીકમાંજ એક ઝુંપડી છે, જેમાં કેટલાક જોગી લોકો રહે છે, જો આજ્ઞા હોય તો તેઓને પકડી લાવીએ, શાયદ આવી રીતે આ ભેદ જાણી શકાય?"

રાજા—હા, હા, હમણાજ લાવો.

સ્વાર રવાના થયો અને રાજા ઉભો થઇને રડવા લાગ્યો. તેણે ઘણાજ દીલગીર સ્વરે કહ્યુ, "આહ! મારી મોહેના મને દાગ દઇ ગઇ, ફરી તેની પછી જેરામને પણ જીંદગી પસંદ ન આવી અને તે

પણ મારાથી વિદાય થઈ ગયો." રાજા ઘણીવાર સુધી આ પ્રકારના શોકાતુર વાક્યો બોલતો જતો હતો, અને રડતો જતો હતો. પેલો સ્વાર તે વૃદ્ધ પુરૂષ વયના જોગીને પકડી લાવ્યો, તે જેવો આ દયા-મણી જગ્યોએ પહોંચ્યો, તેવોજ ઝારઝાર રડવા લાગ્યો. ઘણીવાર સુધી તેનો અવાજ બંધ રહ્યો, અને તેને વાત કરવાનો વખત મળ્યો નહીં. છેવટે રાજાએ તેની તરફ જોઇને કહ્યું, "તમને કંઈ ખબર છે કે, આ શું બાબત બની, અને આ નવજુવાન જોગીઓ તથા મારા સીપેહસાલાર જેરામને શું સંબંધ હતો?"

આનો જવાબ આપવા માટે જોગીએ ઘણી મુશ્કેલીથી પોતાનો અવાજ સુધાર્યો, અને થોભી જતા તુટાફુટા શબ્દોમાં આટલું કહ્યું, "હા, મને સઘળા બનાવોની ખબર છે, હું સઘળી વાતો જાણું છું, પરંતુ તેને તે સમયે જાહેર કરીશ કે, જ્યારે જાહેર કરવાનો સમય આવશે."

રાજા—આહ! આવા મોટા મામલાની ખરી હકીકત સાંભળવા માટે હું સમયની વાટ જોતો રહું? નહીં, મારાથી નથી થઇ શકતું, જલદી બતાવો, નહીંતો હું તમને પણ કાપીને આ લાશોની સાથે સુવાડી દઇશ.

જોગી—મહારાજ! મોતથી હું બીલકુલ નથી ડરતો, હું પોતે જીંદગીથી કંટાળી ગયો છું, હજુર! મને કતલ કરી નાખશો તો, મારા પર આપનો મોટો ઉપકાર થશે; બાકી આ ભેદનું જાહેર થવું રહ્યું. આ ભેદને જાહેર કરનારો ફક્ત હુંજ છું, બીજો કોઈ પણ નથી, પરંતુ હું આ ભેદને હમણાં નથી કહી શકતો; તે તે સમયે ખુલશે, કે જ્યારે મહેમુદ ગીઝનવી અને આપ મહારાજા બન્ને બરાબર બેસસો ત્યારે

બન્નેની સામે વર્ણન કરીશ; કેમકે આ કહાણી સાથે બન્ને બાદશાહોને બરાબર સંબંધ છે.

રાજા—કેવી રીતે સંભવિત છે, કે સુલતાન મહેમુદ મારી બરાબર આવીને બેશે? તે મારો દુશ્મન છે, અને હું તેના લોહીનો તરસ્યો છું.

જોગી—મહારાજા! આપના ધારવામાં તે અસંભવિત છે, પરંતુ મારા હાથમાં છે, જો હજુર આજ્ઞા આપો તો હું સુલતાનને હમણાં અહીં બોલાવું, તે મારા કહેવાથી ચાલ્યો આવશે.

આ સાંભળીને રાજાએ અજાયબીથી જોગીનું મ્હોડું જોયું અને આશ્ચર્ય થઇને પુછ્યું, "તું મહેમુદને બોલાવીશ?"

જોગી—હમણા બોલાવી શકું છું, બસ આપનો હુકમ મળવાની વાર છે.

રાજા—શાયદ તું મને દગો દે છે કે, આ બહાનાથી પોતાનો જીવ બચાવી નાસે.

જોગી—જો મહારાજાને ભરોંસો નથી, તો આપના કેટલાક સીપાઇઓ મારી સાથે મોકલો, જેઓ મારી સાથે સાથે રહે, અને મને નાશી જવાની તક ન આપે. હું તેઓને લઇને સુલતાન મહેમુદની પાસે જઇશ અને સુલતાનને બોલાવી લાવીશ.

રાજા— જો કે આનો ભરોંસો નથી, કેમકે તે જ્યારે દુશ્મનની ફોજમાં જશે. ત્યારે મારા સીપાઈ શું કરી શકશે! પરંતુ જોગી! સાંભળ હું તારો ભરોંસો કરૂં છું. (પોતાના થોડાક સીપાઇઓ તરફ ઇશારો કરીને) તમે લોકો આની સાથે ચાલ્યા જજો, અને જો સુ-

સલમાન સીપાઇઓ આને છોડાવવા ઇચ્છે, તો તમે પોતાનો જીવ આપી દેજો, પરંતુ આને જીવતો ન છોડશો. તમારા ક્ષત્રી કુળ પર ભરોંસો રાખીને હું તમોને આની સાથે મોકલું છું. જુઓ પોતાની જાતમાં ડાઘ ન લગાડશો. મહેમુદના લશ્કરમાં જઇને જો જરા પણ વાયદા વિરૂદ્ધ વર્તે, તો તુરત આનું માથું ઉડાવી દેજો, પછી ભલે ગમે તેમ થાય.

આ સાંભળી તે રજપુત સીપાઇઓએ રાજાની પાસે પોતાનાં શીર ઝુકાવી લીધાં, અને અરજ કરી, "મહારાજ! આપના હુકમથી જરા પર વિરૂધ્ધતા નહીં થશે, આની આંખ બદલશે, કે તુરત અમો તેનું માથું કાપી નાખશું."

જોગીએ ફરી રાજાને કહ્યું, "મહારાજ! આપ મારી તરફથી નચિંત રહો, હું દગો નહી દઉં, હવે આ સ્વારોની સાથે સુલતાનના લશ્કરમાં જાઉં છું."

જોગી અજમેરી રજપુતોની સાથે ઇસ્લામી કેમ્પ તરફ રવાના થયો, અને રાજા ફરી પ્રથમની પેઠે વ્યાકુળતા અને અધિરાઇની સાથે રડવા લાગ્યો.

પુષ્પ વયનો જોગી જે સમયે ઇસ્લામી ફોજમાં પહોંચ્યો, તે સમયે લડાઈ ચાલતી હતી, રાજા નહીં હોવાથી હીંદુઓની ફોજમાં સુસ્તી પેદા થઇ ગઈ હતી, અને મુસલમાન સ્વારોને દાઉદતાઇ તથા સુલતાન પોતે વધારે વધારે લડાવી રહ્યા હતા, આ જોગીને જોઇને કેટલાક અફસરોએ સલામને માટે હાથ ઉપાડયા, અને અદબથી ઉભા રહીને કહેવા લાગ્યા, "હજરત! દુઆ કરો, કે જલદી ફતેહ

મળે. (જોગીના ચ્હેરા પર ચિન્તાની નિશાની જોઇને) કેમ આપ ફીકરમંદ કેમ છો ?"

જોગી—હા, હું આ વખતે ઘણોજ હેરાન છું, અને એક ઘણુંજ જરૂરી કામ છે, જેમ બની શકે તેમ આ વખતેજ સુલતાનને અહીં લઇ આવો.

અફસર—આપ તો જોઇ રહ્યા છો કે, સુલતાન અત્યારે લડાઇના મેદાનમાં છે, પરંતુ હું આપની આજ્ઞાની વિરૂદ્ધતા નથી કરી શકતો. હમણા જઇને સુલતાનને અરજ કરૂં છું.

જોગી—હા, જાઓ, અને એ પણ કહી દેશો કે, એક ઘણુંજ જરૂરી કામ છે.

"ઘણું સારૂં" કહીને તે અફસર સુલતાનની પાસે ગયો, અને નજીક જઇને જોગીના આવવાની હકીકત કહી સંભળાવી. સુલતાને દાઉદતાઇને લડાઈ કાયમ રાખવા તાકીદ કીધી, અને પોતે આ જોગીને મળવા માટે ચાલ્યો આવ્યો. જોગીની પાસે પહોંચીને સુલતાને પણ અદબથી સલામ કરી, જોગી સલામનો જવાબ આપતો આપતો આગળ વધ્યો, અને પાસે જઇને સુલતાનના કાનમાં કંઇક કહ્યું, અને ત્યાર પછી જરા હટીને કહેવા લાગ્યો, "હવે યોગ્ય છે કે લડાઇ આજ મુલતવી રાખવામાં આવે, અને આપ ચાલીને જુઓ, કે રાજાની સાથે શું વાતચીત થાય છે, અને શું પરિણામ જાહેર થાયછે."

સુલતાન—સારૂં, મને આપના હુકમમાં કંઇ વાંધો નથી.

ત્યાર પછી સુલતાને પોતાના અફસરો મારફતે હીંદુ ફોજના અફસરોને ખબર આપી કે, "હવે લડાઈ આજ મુલતવી રાખવામાં

આવે, ઇન્શા અલ્લાહ કાલે મુકાબલો થશે. " હીંદુ ફોજના અફસરો પણ એટલા બધા પરેશાન થઇ રહ્યા હતા કે, તેઓએ આ દરખાસ્તને તુરત કબુલ કરી લીધી, અને અમનના વાવટા દેખાડીને લડાઇ બંધ રાખવામાં આવી. બન્ને પક્ષોના સીપાઇ પોત પોતાની છાવણીમાં રવાના થયા, અને સુલતાન મહેમુદ ખાસ ખાસ અફસરોને તથા એક હજાર સ્વારોને પોતાની સાથે લઇને તે તરફ રવાના થયો, કે જ્યાં પહાડીપર અજમેરનો રાજા ઉભો હતો. આ સઘળા તે હદ સુધી તો સ્વાર રહ્યા કે, જ્યાં સુધી ઘોડા જઈ શકતા હતા. ત્યાર પછી ઘોડાઓ પરથી ઉતરીને પાયદલ પહાડીઓ પર ચઢવા લાગ્યા. સઘળા હીંદુઓને ઘણી નવાઇ લાગી, કે આ જંગી કોણ છે, કે તેના આવતાંજ સુલતાન મહેમુદ ગીઝનવી તુરત ચાલ્યો આવ્યો ! રાજાએ સુલતાનને આવતો જોઇને આગળ વધી ઇસ્તકબાલ કર્યો, અને શાહી દાબ અને દોસ્તદારીના વિવેકથી મળ્યો, જો કે આ વખતે તે એટલો બધો પરેશાન અને ગમગીન હતો; કે આ વિવેક તેનાથી સારી પેઠે જળવાઇ શકતો નહોતો, પરંતુ બનતાં સુધી તે ઘણીજ સભ્યતા અને વિવેકથી વર્ત્યો. જ્યારે રાજાએ આગળ વધીને સુલતાનથી હાથ મીલાવ્યો, અને સાધારણ મીજાજ પુરસીથી પરવારી સુલતાનને રાજાએ કહ્યું, " આપે ઘણી તકલીફ ઉઠાવી, હવે મને આપની મારફતે જણાઇ આવશે, કે મારા વઝીરનો બહાદુર પુત્ર જેરામ શા માટે મારી નાખવામાં આવ્યો ? "

સુલતાન—( આશ્ચર્યતાથી ) મારી નાખવામાં આવ્યો ? અફસોસ ! મને તેની સાથે મોહોબ્બત હતી, જ્યારે તે સીંધના મેદાનમાં મારી ફોજ સાથે લડયો હતો, તે સમયે મેં તેની બહાદુરીને હેરતની નજરે જોઇ હતી, અને તેની બહાદુરીએ મને તેનો એવો કદરદાન

બનાવી દીધો કે, મેં તેને માનની સાથે આપની પાસે મોકલી આપ્યો હતો. શું તેને મારી નાખવામાં આવ્યો ? કયારે ?

રાજા—અફસોસ ! ખબર નથી. આજે તેને કેવી રીતે મારી નાખવામાં આવ્યો ! શાહ સાહેબ જાણે છે, પરંતુ આપની સામે વર્ણન કરશે, અને એટલાજ માટે આપને તસ્દી આપવામાં આવી.

સુલતાન—(જોગીને) શાહ સાહેબ! જો આપ જાણતા હો તો જણાવવા કૃપા કરો.

જોગી—જી, હા, જાણું છું, અને ફક્ત હુંજ જાણું છું.

"મારી ઝુંપડીમાં એક નવ જુવાન પુરૂષ કેદ હતો, જેને ઘણે ભાગે પેટીમાં બંધ રાખવામાં આવતો હતો, તેને એક ખાસ કારણે અને જરૂરતને લીધે કેદ કરવામાં આવ્યો હતો. એ સિવાય મારી ઝુંપડીમાં કેટલાક તરૂણ જોગી હતા, જેમાંથી ત્રણ તો અસલમાં શરીફ ઓરતો હતી, પુરૂષ વર્ગમાં ઇસ્લામના એક ઉચ્ચ ખાનદાનના બેભાઇ હતા. એકનું નામ યાકુબ અને બીજાનું નામ યુસુફ. યાકુબ તબાહ હાલ થઇને ખુરાસાન ચાલ્યો ગયો અને ત્યાં તેનો વંશ વધ્યો, તે નવ જુવાન પુરૂષ તેના વંશનો હતો, અને તેણે સુલતાની ફોજમાં હમેશાં બહાદુરી દેખાડી હતી."

"બીજો ભાઇ યુસુફ આગલા જમાનામાં અરબ્બી ફોજોની સાથે સીંધ દેશમાં આવ્યો હતો, અને તેનો વંશ અહીં બરાબર ફેલાતો રહ્યો. આ ઓરતો તે વંશમાંની હતી, પરંતુ બન્નેની ખાનદાની વિશે હજી સુધી કોઇને ખબર નહોતી. આ ભેદનો જાણનાર ફક્ત હુંજ હતો, આ બન્ને ઓરતોને તે નવ જુવાને કોઇ સમયે જોઇ, અને જોતાંજ તેમાંની એક પર તે આશક થઈ ગયો."

" તે સ્ત્રી હજી બીલકુલ બાળક હતી, તેના દીલમાં પણ ઇશ્કનો જોશ ઉત્પન્ન થઇ ગયો. જો કે અસમતે તેનું મોઢું હમેશાં બંધ કરી રાખ્યું, આ ઇશ્કની શરૂઆતના સમયમાં એક નવીન બનાવ બન્યો, તે એકે હીંદુસ્તાનની ઉચ્ચ ખાનદાનની એક શરીફ બાળાએ આ નવજુવાન ને જોયો, અને પહેલી નજરોમાંજ પોતાનું ખોવાએલું દીલ તેને હવાલે કર્યું. આ હીંદુ બાળા પોતાની કોમમાં બદનામ થવાની બ્હીકે આ ઇશ્કને ઘણો છુપાવતી હતી, પરંતુ છુપતો નહોતો. તે નવજુવાન પણ તેને પોતાના નીકાહમાં લાવવાનું પસંદ કરતો નહોતો, તે એટલા માટે કે તેમાં એક કુલીન હીંદુ ખાનદાનની બે ઇજ્જતી થતી હતી, અને તેથીજ તે નવજુવાને એક સમયે જુલમી રીતે આ ઇશ્કના તીરથી ઘવાએલી હીંદુ બાળાને પોતાની પાસેથી જુદી કરી દીધી. તે નિરાશ થઇને ચાલી આવી, અને મનમાં ને મનમાં કષ્ટ ઉઠાવતી રહી. નવ-જુવાનની આ જુલમી વર્તણુંક આ મુસલમાન બાળાઓને પણ નાપસંદ થઈ અને તેઓ પણ આ હીંદુ બાળાને મળવા માટે અહીં ચાલી આવી. "

" મેં તેઓને રોકી લીધી, જેઓ મારી પાસે જોગીઓના વેશમાં રક્ષા કરતી હતી, મારાથી હીંદુ બાળાએ સહાય લેવા ઇચ્છી; મારા શિષ્યો આ દેશમાં ઘણા છે, એટલે મેં એક ચાલાકીથી તે નવજુવા-નને કેદ પકડયો, અને તેને પોતાની સાથે પેટીમાં બંધ કરી રાખવા લાગ્યો; પરંતુ આ હીંદુ બાળાને હજી સુધી ખબર નહોતી કે, તેનો માશુક મારી પાસે કેદમાં છે, હવે તેના દીલમાં ઇશ્કનો જોશ એટલો બધો ઉત્પન્ન થયો કે, તે મારી ઝુંપડીમાં જોગીનો વેષ ધારણ કરી રહેવા લાગી. તેનો ખરો આશક જે હીંદુ હતો, તેને પણ આ બાબ-

તની ખબર પ્રથમથીજ પડી ગઈ હતી, અને તેને લીધે પોતાની માશુકને કેટલેક વખતે ઈજા પહોંચાડવા ઈચ્છા કરી પરંતુ તેનું કંઇ વળ્યું નહી. તે આશક કોણ? અફસોસ! તે જેરામ હતો."

અજમેરનો રાજા અને સુલતાન મહેમુદ આશ્ચર્યતાથી જોવા લાગ્યા. જોગીએ વાત આગળ ચલાવી.

"તે સમયે તે નવજુવાન જોગીને પેટીમાંથી કાઢવામાં આવ્યો હતો, અને રાબેતા પ્રમાણે ભોજન જમ્યા પછી તેને ઝુંપડીમાંથી જરા ડોકીઉં કરી ખુલ્લી હવા લેવાની રજા આપવામાં આવી હતી. પોતાના હરીફ જેરામને જતો જોઇને તેને ગુસ્સો આવી ગયો કે, મુસલમાનોની સાથે પ્રપંચની કારરવાઇ કરવા જાય છે. ખાસ કરીને જેરામને મારી સાથે વાતો કરતો જોઇને તે વધુ આગ થઇ ગયો. મારી ઝુંપડીમાં એક બે તલવારો પણ હતી, જે હીંસક પ્રાણીઓને ધમકાવવા તથા પોતાના રક્ષણ માટે રાખવામાં આવી હતી. તેણે તેમાંની એક તલવાર લઇ લીધી, અને લપાઇને જેરામની પાછળ રવાના થયો. પહાડીની ઉંચાઈ પર પહોંચીને તેણે જેરામ પર ઘા કર્યો, જેરામે પાછળ ફરીને એક તલવાર મારી, બન્નેને જીવલેણ ઘા પડયા, અને બન્ને પડી ગયા. હું પોતાની ઝુંપડીમાંથી આ તમાશો જોઇ રહ્યો હતો, બલકે જેરામની તલવાર વધુ જીવલેણ લાગી હતી, એટલા માટે કે, જેરામ જીવતો તડફડી રહ્યો હતો, અને તે નવજુવાન પડતાંજ મરણ પામ્યો હતો."

ત્યાર પછી જોગી સુલતાન તરફ ફર્યો, અને કહેવા લાગ્યો, "હજુર! આપ આ પુરૂષની લાશને જુઓ; કદાચ આપ તેને ઓળખતા હશો."

સુલતાન આ સાંભળી જોવા માટે નમ્યો, અને સાથે હેરતમાં

પડીને ચીસ પાડી ઉઠયો, " આહ ! આતો મારો નવજુવાન બહાદુર અફસર મનસુર છે, આહ ! મારી નાખવામાં આવ્યો ! ઉફ ! " સુલતાનની આંખોમાં આંસુ વહેવા લાગ્યાં, જોગીએ ફરી વાત આગળ ચલાવી.

" આ નવજુવાન મનસુરના ગમમાંજ બેતાબ થઇને બન્ને મુસલમાન બાળાઓ પોતાના તેજ જોગીના વેશમાં તલવારો લઇને દોડી, અને તેઓએ નિર્જીવ જેરામને ગુસ્સાને લીધે પોતાની તલવારોથી કાપવો શરૂ કર્યો. આટલી વારમાં રજપુત સ્વારો આવી પહોંચ્યા, અને તેઓએ તે બન્નેને કતલ કરી નાખી. હજુર! આપ જાણતા હશો કે, આ તેજ અરબ બાળાઓ છે કે, જેઓ સીંધની ફત્તેહ વખતે મળી હતી, અને જેના કુટુંબનો નાશ થયો હતો, તથા જેમનો હાલ મરહુમ મનસુરે આપને કહ્યો હતો. "

સુલતાન—હા, હા, અફસોસ ! તે પણ કતલ થઈ ગઈ !

જોગી—હવે બાકી રહ્યો તે પાછલો જોગી, કે જેણે આપઘાત કર્યો, તે તેજ હીંદુ બાળા હતી. મહારાજ ! આપ તેની લાશને ધ્યાનપુર્વક જુઓ.

રાજાએ ઝુકીને જોયું. જોતાંજ એક ચીસ પાડી, અને બોલી ઉઠયો, " હાય ! આતો મારી પ્યારી જીવથી વધારે પ્યારી મોહેના છે, હાય ! હાય ! "

એજવાર હાય, હાય, ના શબ્દો રાજાની ઝબાનથી નીકળવા પામ્યા હતા, એટલામાં તે બેભાન થઇને પડયો. ઘણીવાર પછી જ્યારે રાજા હોશમાં આવ્યો, ત્યારે જોગીએ કહ્યું, " આહ ! ઇસ્કનો બનાવ કહાણી બનીને અહીંજ ખલાશ થયો, અને સઘળી આશાઓ મન-

માંજ રહી ગઈ. હજુર ! જે ઉચ્ચ ખાનદાન મુસલમાનનો મેં પત્તો આપ્યો હતો, તે અનસારની નસલ છે, એટલા માટે કે તે અરબ બાગીઓ તથા મનસુર બન્ને એજ ખાનદાનમાંથી હતા. ”

“ રાજા સાહેબ ! આપને હું પોતાની હકીકત પણ જણાવી દઉં છું, હું તેજ માણસ છું, કે જેની શીકાયત આપના દરબારમાં કરવામાં આવી હતી, કે કોઇ મુસલમાન બ્રાહ્મણના વેષમાં પુજા કરાવે છે. બેશક ! હજુરના દરબારમાં બ્યાજબી શીકાયત કરવામાં આવી હતી. હુંજ મુલ્તાની ફોજવાળાઓમાં “ યહ્યા બીન ઝકરીયા ” ના નામથી ઓળખાતો હતો, અને હુંજ અજમેરના મંદીરમાં કૃષ્ણ મહારાજના નામથી ઓળખાતો હતો. જો કે મેં કોઈ જુલમ જાણીને નથી કર્યો, પરંતુ ઘણાએ અપરાધો માટે અપરાધી છું. બેહતર છે કે મને પણ આ કીસ્સાની સાથે પોતાના અપરાધોની સજા માટે મારી નાખવામાં આવે.”

આ સંભાષણે એક સન્નાટો ઉત્પન્ન કરી દીધો. જોગી ફરી વાર બોલ્યો, “ જો મારી કસુર માફ કરવામાં આવી, તો આટલી નસીહત પણ માની લેવામાં આવે કે, બન્ને બાદશાહ હવે ખુનરેઝી મોકુફ કરો. સુલેહ કરી લ્યો. લડાઇએજ આ ગમનાક બનાવ ઉત્પન્ન કર્યા. ”

જોગીની નસીહત પર અમલ કરવામાં આવ્યો, અને સુલેહ તથા મોહોબ્બતના કોલકરારો કરીને બન્ને બાદશાહો શર્દ આહ ભરતા પોતપોતાની છાવણીમાં રવાના થયા.



ઇસ્લામ જાતિના ભુત ગૌરવનો સાચો પરિચય
કરાવનાર મહા નામાંકિત પુસ્તક.

# અરબનો ઇતિહાસ

ઑ. જસ્ટિસ અમીરઅલિ સાહેબના ' હિસ્ટરી ઑફ સેરેસિન નામના પુસ્તકનો તરજુમો. આ પુસ્તકમાં અરબ જાતિ અમુક જમાનામાં કેવી બહાદુર અને દિલાવર હતી, એ જાતિએ દેશ વિદેશમાં પોતાના પરાક્રમના પડઘા સંભળાવી સર્વ પ્રજાને પોતાને આધીન કેવી રીતે કરી હતી, સ્પેન, આદિ યુરોપના દેશોમાં પણ ઇસ્લામ મજહબનો પ્રભાવ કેટલે અંશે જામી ગયો હતો. ઇસ્લામ પ્રજામાં શૌર્ય, જુસ્સો, ધર્માભિમાન અને જાતિ અભિમાન કેવું દૃઢ હતું, એ બધી બાબતોનો આ પુસ્તકમાં આબેહુબ ચિતાર આપેલો છે. દરેક મુસલમાન ભાઈને અમો આ પુસ્તક વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ. મૂલ્ય રૂ. ૨-૦-૦.

મળવાનું ઠેકાણું.

મેનેજર

**પોલિટિકલ ભોમિયો.**

લાલ દરવાજા—અમદાવાદ.

ઇસ્લામી ગૃહસંસારનો આબેહુબ ચિતાર આપનારી
અનુપમ નવલકથા.

# કનીઝે ફાતમા

સુધારા નામે ચાલતા કુધારાના ફંદમાં પડી અનેક નૌજવાનો બાપદાદાની મિલ્કતને કેવી રીતે બરબાદ કરે છે. ખોટી સ્વતંત્રતાનો સ્વછંદતા તરીકે ઉપયોગ કરી અનેક નાજનીઓ ધર્મથી ભ્રષ્ટ થઇ કેવાં કેવાં જાલિમ કામો કરે છે. પાપને ફેલાવનારા પાપીઓ પૃથ્વીમાં કેવો પ્રપંચ પાથરી દે છે, રાક્ષસી હૃદયના જીવતા જાગતા માણસ રૂપ રાક્ષસો નીતિ ત્યાગીને કેવા હૃદય ભેદક કામો કરે છે, વગેરે બધા બનાવો એક પછી એક એવી અજાયબી ભરેલી ગુંથવણીથી ગુંથવામાં આવ્યા છે કે, આ વાર્તાને વાંચીને પુરી કર્યા વિના હાથમાંથી મુકવાનું મન જ થતું નથી. મુલ્ય રૂ. ૧-૪-૦

મેનેજર

પોલિટિકલ ભોમિયો.

લાલ દરવાજા—અમદાવાદ